# અનુક્રમણિકા

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રકાશક તરફથી...

ઈસ્લામી આસ્થા અને માન્યતા સાથે સંબંધિત વિષયોના સંદર્ભમાં આ બીજું પુસ્તક છે.

શિર્કનો શાબ્દિક અર્થ થાય છે સહભાગિતા, ભાગીદારી, સાહચર્ય, સમાગમ, જોડાણ. પરંતુ ઈસ્લામી પરિભાષામાં તેનો અર્થ અલ્લાહની જાત અને હસ્તી તથા તેના ગુણોમાં કોઈને ભાગીદાર ઠેરવવું, તેના સમકક્ષ કોઈને સમજવું અને માનવું થાય છે.

કુર્આન-મજીદ અને હદીસ અનુસાર શિર્કનો ગુનો બીજા તમામ ગુનાઓની તુલનામાં એટલો સખત અને મોટો ગુનો છે કે કોઈપણ મુસલમાન તેનાથી પોતાના જરા સરખા જોડાણને પણ સહન કરવા તૈયાર થતો નથી. કેમ કે કુર્આન-મજીદમાં સ્પષ્ટ ઉલ્લેખ છે કે અલ્લાહતઆલા શિર્કને કદી પણ માફ કરશે નહીં.

ઈસ્લામનો પહેલો કલમો 'લા-ઈલાહ ઈલ્લલ્લાહ, મુહમ્મદુર્-રસૂલુલ્લાહ', જે વાસ્તવમાં ઈસ્લામમાં પ્રવેશ માટે જબાનથી પણ ઉચ્ચારવો અનિવાર્ય છે. તેના પ્રથમ ભાગ 'લા-ઈલાહ ઈલ્લલ્લાહ'થી પણ આ જ વસ્તુ અભિપ્રેત છે. અલ્લાહની ઐક્યતા અને અદ્વિતીયતાના સ્વીકાર પહેલાં અલ્લાહ સિવાય બીજો કોઈ ખુદા, ઉપાસ્ય, ઈલાહ કે પૂજ્ય કે ઉપાસ્ય નથી તેનો સ્વીકાર પહેલાં કરવો પડે છે.

આ સંદર્ભમાં 'શિર્ક'ને સમજવું, ન કેવળ મુસલમાનો માટે, બલ્કે અલ્લાહના તમામ બંદાઓએ, ચાહે તેઓ ઈસ્લામને માનતા હોય કે ન માનતા હોય, ખૂબ જ આવશ્યક છે.

વિદ્વાન લેખકે ખૂબ જ વિસ્તૃત રૂપે માનવ-સમાજના આ દૂષણને શબ્દોમાં કંડારેલ છે.

—: પ્રકાશક :—

**ઈસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત**

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# પૂર્વભૂમિકા

કલ્મા لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوۡلُ اللّٰهِ (કોઈ બંદગીને લાયક નથી, સિવાય અલ્લાહના અને મુહમ્મદ સલ્લ. અલ્લાહના રસૂલ છે) ઈસ્લામનો પાયો છે. આ પુસ્તક આ કલ્માના પહેલા ભાગની સમજૂતી છે. બીજા શબ્દોમાં એમ પણ કહી શકાય કે આમાં એ બતાવવામાં આવ્યું છે કે તૌહીદ (એકેશ્વરવાદ) શું નથી. શિર્કની હકીકત, તેના પ્રકારો, તેની ખરાબીઓ અને માનવીય પ્રકૃતિથી તેની પ્રતિકૂળતા આ પુસ્તકથી સંપૂર્ણપણે સ્પષ્ટ થઈ જશે. તૌહીદની દલીલોનું વિગતવાર વર્ણન અમે આ પુસ્તકમાં નથી કર્યું. તેના માટે અમે અન્ય પુસ્તક લખ્યું છે, જેનું નામ 'હકીકતે તૌહીદ' (તૌહીદની હકીકત) છે. વાસ્તવમાં તે اِلَّا اللّٰهُ ની સમજૂતી છે.

આ સંદર્ભમાં ત્રીજું પુસ્તક 'હકીકતે રિસાલત' (રિસાલત - ઈશદૂતત્વની હકીકત) હશે, જેમાં તૌહીદ અને રિસાલત વચ્ચે પરસ્પર સંબંધની સ્પષ્ટતા પછી રિસાલતથી સંલગ્ન મસાઈલ (વિષયો) પર પહેલાં તો એક સામાન્ય ચર્ચા હશે, તે પછી આંહઝરત ﷺ ની રિસાલતની દલીલો અને તેની વિશેષતાઓની કેવળ કુર્આનના પ્રકાશમાં સ્પષ્ટતા હશે. આ પુસ્તક કલ્મએ તૈયબાના બીજા ભાગ, અર્થાત્ હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ ﷺ નું સ્પષ્ટીકરણ હશે.

પ્રસ્તુત પુસ્તક લેખકોની સામાન્ય લેખનશૈલી અનુસાર લખવામાં આવ્યું નથી કે એક વિષય ચાલી રહ્યો હોય અને માત્ર બાહ્ય સંબંધને સામે રાખીને તેના અનુસંધાનમાં કેટલીક આયતો કુર્આનમાંથી એકત્રિત કરી દેવામાં આવી હોય અને કેટલીક માહિતી આમ-તેમથી ભેગી કરી લેવામાં આવી હોય અને પછી આ તમામ માહિતીને જમા કરીને એક પુસ્તક તૈયાર કરી લેવામાં આવ્યું હોય; બલ્કે આ પુસ્તકમાં જે વિચારો પ્રદર્શિત કરવામાં આવ્યા છે, 'તદબ્બુરે-કુર્આન'ના સંદર્ભમાં મેં વારંવાર તેનું પરીક્ષણ કર્યું છે, વારંવાર તેની ત્રુટિઓ અને દ્રઢતાની કસોટી કરી છે અને વર્ષોની ટીકા-ટિપ્પણ પછી એ ખ્યાલથી તેની નોંધ કરી રાખી હતી કે જ્યારે અલ્લાહત્આલાની મરજી હશે,

તફસીરે કુર્આનમાં, જે મારી નજર સમક્ષ છે, તે પોત-પોતાની જગ્યાએ વર્ણન કરવામાં આવશે.

આ જ માહિતીનો કેટલોક ભાગ આ પુસ્તકમાં એક યોગ્ય ક્રમની સાથે પ્રસ્તુત કરવામાં આવેલ છે. જો કે હું એ વાતનો દાવો નથી કરતો કે મેં જે કંઈ લખ્યું છે તે બધું બરાબર જ છે. શક્ય છે કે મારાથી ભૂલ-ચૂક થઈ ગઈ હોય. જે જ્ઞાનીઓ અને વિદ્વાનો કોઈ ભૂલ-ચૂક પર મારું ધ્યાન દોરશે, હું ખૂબ જ ખુશીથી અને વિશાળહૃદયતાથી તેમના સૂચનોનું સ્વાગત કરીશ.

પુસ્તકનો ક્રમ એ રીતે છે કે સૌપ્રથમ શિર્કની વ્યાખ્યા અને તેના સૈદ્ધાંતિક પ્રકારોનું વર્ણન કરવામાં આવેલ છે. તત્પશ્ચાત્, ક્રમાનુસાર કુર્આનના આરંભમાં જેમને સંબોધન કરવામાં આવ્યું છે તે જૂથો, અર્થાત્ મુશ્રિકો, એહલે કિતાબ (જેમના ઉપર અગાઉ દિવ્ય ગ્રંથ અવતરિત કરવામાં આવ્યો હોય તે સમુદાયો, અર્થાત્ યહૂદીઓ અને ખ્રિસ્તીઓ) અને મુનાફિકોમાં કુર્આને શિર્કના જે પ્રકારો તરફ અંગૂલિનિર્દેશ કર્યો છે, તેની સ્પષ્ટતા કરવામાં આવી છે, જેથી ઞ્ઁ ના ઇન્કારમાં જે વાત છુપાયેલી છે, તેની સમગ્ર હકીકત વિષયાનુસાર લોકોના સામે આવી જાય. ત્યારપછી તે પ્રકરણોનો ખુલાસો એકત્ર કરી દેવામાં આવ્યો છે, જેથી એક જ નજરમાં તમામ ભાવાર્થો વાચકોની સમજમાં આવી જાય. ત્યારબાદ બે અલગ-અલગ પ્રકરણોમાં વર્તમાન જગત અને મુસલમાનોની વર્તમાન પરિસ્થિતિનું નિરીક્ષણ કરવામાં આવ્યું છે, જેથી એ સ્પષ્ટ થઈ શકે કે તૌહીદ અને શિર્કની દૃષ્ટિએ હાલ દુનિયાની સ્થિતિ શું છે ? તે પછી આજના સમયનું અસલ કર્તવ્ય બતાવવામાં આવ્યું છે અને જમાનાના ખાસ સંજોગોના કારણે જે અમુક પ્રશ્નો ઊભા થયા છે, તેના જવાબો આપવામાં આવ્યા છે. પુસ્તકમાં અગાઉની ચર્ચાઓને વાંચતા-વાંચતા જે વ્યક્તિ આ પ્રકરણ સુધી પહોંચશે, તેના મનો-મસ્તિષ્કમાં જે મુખ્ય શંકાઓ ઊભી થઈ શકે છે, તેને દૂર કરવા માટે મેં યથાસંભવ પ્રયાસ કરી લીધો છે; પરંતુ કેટલીક ગૌણ શંકાઓ બીજી પણ ઊભી થઈ શકે છે, જેને મેં અવગણી છે. શુભચિંતક વાચકો સ્વયં તેના જવાબો શોધી લેશે.

છેલ્લે બે પ્રકરણો 'શું શિર્ક પ્રકૃતિનો તકાદો છે?' અને 'શિર્કનું સાચું કારણ' વિષયક આવશે. એમાં ઉત્ક્રાંતિવાદના વિદ્વાનોની ચર્ચા કરવામાં આવી છે, જેમણે પોતાના અનુમાન અનુસાર શિર્કના સમર્થનમાં દલીલો આપી છે. આ પ્રકરણોમાં એ સાબિત કરવામાં આવ્યું છે કે શિર્ક માનવીય પ્રકૃતિથી તદ્દન પ્રતિકૂળ છે. પ્રાકૃતિક દીન (ધર્મ) કેવળ તૌહીદ (એકેશ્વરવાદ) છે. આ પ્રકરણોનો હેતુ એક તરફ તો દા'વત (ઇસ્લામી

આમંત્રણ)ના હેતુને સુદઢ કરવાનો છે કે શિર્ક પોતાના વૈશ્વિક વર્ચસ્વ છતાં ઉકરડા પર ઊગેલું એક વૃક્ષ છે, જે તૌહીદના એક ફટકાને પણ સહન કરી શકતું નથી. શરત એ છે કે તે જૂથ જેને અલ્લાહતઆલાએ તૌહીદની સ્થાપના કરવા માટે ઊભું કર્યું હતું, તે પોતાના કર્તવ્યને ઓળખે અને શિર્કના સાર્વત્રિક વર્ચસ્વને જોઈને તેનો સામનો કરવાનું સાહસ અને હિમંત કરે.

وَمَثَلُ كَلِمَةٍ خَبِيثَةٍ كَشَجَرَةٍ خَبِيثَةٍ اجْتُثَّتْ مِن فَوْقِ الْأَرْضِ
مَا لَهَا مِن قَرَارٍ

"કલ્મએ ખબીસા (અપવિત્ર વાત)નું દષ્ટાંત એવું છે, જાણે એક બગડેલો છોડ હોય, જે જમીનના ઉપરથી ઉખાડી લેવામાં આવે, તેનું કોઈ મૂળ જ ન હોય."

(સૂરઃ ઈબ્રાહીમ, આ.૨૬)

બીજી તરફ સામાન્ય લોકો ઉપર એ સ્પષ્ટ કરવું છે કે સાચો દાવો કેવળ કુર્આનનો છે, જે કહે છે કે માનવીની પ્રકૃતિ તૌહીદ છે, શિર્કની ગેરસમજ તેને માત્ર વિવેક-બુદ્ધિ અને સમજની ખરાબી તથા અન્ય કમજોરીઓના કારણે થઈ શકે છે.

આ લેખ માત્ર બૌદ્ધિક સંશોધન નથી, બલ્કે એક મહાન ઉદ્દેશ્ય માટે દા'વતની સાથે-સાથે વર્તમાન વ્યવસ્થા અને આજના સમાજની આલોચના પણ છે. બૌદ્ધિક અને વૈજ્ઞાનિક સંશોધનોને કેટલાક લોકો ચૂપચાપ વાંચી લે છે, કેટલાક લોકો તેની પ્રશંસા કરે છે, કેટલાક લોકો તેને વ્યર્થ ગણાવે છે અને કેટલાક એવું કહીને રહી જાય છે કે આ કોઈ નવી વસ્તુ નથી. આ વાતોને અમે પણ જાણીએ છીએ, પરંતુ વર્તમાન વ્યવસ્થા અને સમાજ ઉપર ટીકા-ટિપ્પણથી ઘણાં લોકો નારાજ થાય છે અને ક્યારેક તેમની આ નારાજગી ગુસ્સા અને રોષનું રૂપ ધારણ કરી લે છે. હું ટીકા-ટિપ્પણ અને સમીક્ષાના ગુનાનો સ્વીકાર કરું છું અને તેના માટે ખુલાસો કરવાના કાર્યને નકામું સમજું છું. પરંતુ મારો ઈરાદો સારો છે, અને અલ્લાહતઆલાથી યાચના છે કે જો મારી કલમથી સત્ય નીકળ્યું છે તો તેના માટે હૃદયોમાં જગ્યા પેદા કરે અને તેના અજ્રો-સવાબમાં તે તમામ મિત્રોને સામેલ કરે, જેઓ આ પુસ્તક લખવામાં પ્રેરણારૂપ બન્યા છે અને જો મારી કલમથી ક્યાંક ચૂક થઈ છે તો તેની અસરને મિટાવી દે અને સૌને તેના ગુનાથી બચાવે.

— અમીન-હસન ઈસ્લાહી

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# પ્રસ્તાવના

શિર્કનો ગુનો બીજા તમામ ગુનાઓની તુલનામાં એવો સખત અને આપત્તિજનક છે કે કોઈ મુસલમાન તેના સાથે નાનામાં નાની નિસ્બત પણ પોતાના માટે સહન કરતો નથી. એક સામાન્યથી અતિ સામાન્ય મુસલમાન પણ દરેક પ્રકારના આરોપો સહી લેશે, દરેક પ્રકારના ગુનાઓની નિસ્બત પોતાના માટે ચલાવી લેશે, દરેક પ્રકારની સંડોવણીઓ અને દરેક પ્રકારના ગુનાઓનો સ્વીકાર કરી લેશે, પરંતુ જો તમે તેના કોઈ અકીદા (શ્રદ્ધા) કે આચરણમાં શિર્કના કોઈ મામૂલી અંશનો અંગૂલિનિર્દેશ કરશો તો તેને ભારે દુઃખ થશે અને ઉશ્કેરાઈ જશે.

વર્તમાન યુગમાં જે લોકો આધુનિક વિદ્યાઓ અને વિચારોથી પ્રભાવિત છે, તેમનામાંથી બુદ્ધિશાળી વર્ગ પણ, ચાહે તે કોઈપણ ધર્મ કે સમુદાયનો હોય, શિર્કથી અરુચિ અને ઘૃણા જરૂર કરે છે, ચાહે તૌહીદ માટે તેના અંદર કોઈ ભાવ હોય કે ન હોય. તેમનું માનવું એ છે કે આ જમાનામાં કાં નાસ્તિકતા (અનિશ્વરવાદ) છે, કે પછી તૌહીદ છે. શિર્ક જેવી અંધશ્રદ્ધામાં આ જમાનાનો બુદ્ધિશાળી માણસ લિપ્ત નથી હોઈ શકતો. આમાંથી કોઈપણ વ્યક્તિ એ વાત ચલાવી નહીં લે કે તમે તેને શિર્કથી જોડો.

એક માણસ જેના પાસે કુર્આન અને હદીસનું થોડુંક જ્ઞાન હોય, જ્યારે શિર્કથી લોકોની આ વિમુખતા અને નફરતને જુએ છે અને તે સાથે મુસલમાનોનું આચરણ અને અકીદાઓ તથા દુનિયાના સામાન્ય સંજોગો અને મામલાઓ પર વિચાર કરે છે, તો તેને ખૂબ જ આશ્ચર્ય થાય છે. તે પોતાના જ્ઞાન અને લોકોના આચરણમાં વિરોધાભાસ જુએ છે. તે પોતાની નરી આંખોથી જોઈ રહ્યો હોય છે કે ખૂણે-ખૂણે શિર્કની ગંદકી ફેલાયેલી છે, પણ લોકોને સર્વસંમત એમ કહેતા જુએ છે કે દુનિયા હવે આ ગંદકીથી પવિત્ર થઈ ચૂકી છે અને જો તેની કોઈ નિશાની બાકી રહી ગઈ છે તો તે એવી નગણ્ય અને અસરહીન હાલતમાં છે કે તેના માટે જરા પણ ચિંતા અને પ્રબંધ કરવાની જરૂર નથી. જમાનાની પ્રગતિ અને ઉન્નતિ તથા જ્ઞાનની વ્યાપકતાથી તેનો આપમેળે નાશ થઈ જશે. પોતાના મતના વિરોધમાં અન્યોના આ સર્વસંમત શબ્દો એક શુભચિંતક માણસને શંકાશીલ

બનાવી દે છે અને તે ક્યારેક પોતાના જ્ઞાન પર શંકા કરવા લાગી જાય છે કે સંભવ છે મેં જ શિર્કનો અર્થ ખોટો સમજ્યો હોય ! શક્ય છે કે તૌહીદની વ્યાખ્યામાં અસલ હકીકતથી હું જ દૂર નીકળી ગયો હોઉં ! ઓરડામાં દુર્ગંધ તો જરૂર છે, પણ જ્યારે બધા આ જ કહી રહ્યા છે કે દરેક બાજુ સુગંધ જ સુગંધ ફેલાઈ રહી છે, તો હોય ના હોય, અત્યારે કંઈ મારા જ દિમાગમાં ગરબડ-સરબડ છે. આ વસ્તુ થોડાક સમય માટે તેને દ્વિધા અને ચિંતામાં નાખી દે છે. પરંતુ જ્યારે વારંવારના અનુભવો પછી તેને પોતાનો જ મત સાચો લાગે છે અને દુર્ગંધના અસ્તિત્વથી ઈન્કાર કરવો તેના માટે અસંભવ બની જાય છે, તો તે વખતે તેના સામે બે રસ્તાઓ હોય છે : જો લોકોના મતના વિરોધની હિંમત તેનામાં નથી તો તે લાચાર હોય છે કે બીજાઓની જેમ પોતે પણ દુર્ગંધને સુગંધ કહેવા લાગે, અને જો લોકોના મતની પરવા એટલી નથી કે તેના માટે સત્યને જૂઠું ઠેરવે, તો તે પોતાની ઘ્રાણશક્તિનો સ્વીકાર કરે છે અને બીજાઓને કાં તો સાફ-સાફ સાવધાન કરી દે છે કે તેઓ કયા હેતુસર દુર્ગંધને સુગંધ કહી રહ્યા છે અથવા તો પછી એ વિચારે છે કે તેઓ સુગંધ અને દુર્ગંધમાં સાચો ભેદ જ કરી શકતા નથી.

હું આજના યુગના મુસલમાનો અને તૌહીદ (એકેશ્વરવાદ)ના અન્ય દાવેદાર જૂથો વિશે આ જ અંતિમ અભિપ્રાય રાખું છું. મારું માનવું છે કે મુસલમાનોમાં શિર્કથી જે નફરત અને અરુચિ તેમજ તૌહીદ માટે જે પ્રેમ છે, તેના પાછળ કોઈ સાચું જ્ઞાન કે સાચી સમજણ નથી, કેવળ એક કલ્પના છે જે તેમની ધાર્મિક અને ઐતિહાસિક પરંપરાઓના વારસા પર સ્થાપિત છે. તેઓ માને છે કે અમે દુનિયામાં શિર્કના ખંડનનો જે શાનદાર ઈતિહાસ ધરાવીએ છીએ, કેવી રીતે શક્ય છે કે આ જ અસત્યમાં અમે પોતે સંડોવાઈ જઈએ ? મુસલમાનો સિવાય જે બીજા જૂથો તૌહીદના દાવેદાર છે, તેમના સમીપ શિર્કથી નફરત અને ઘૃણા અને તૌહીદની હિમાયત એક બૌદ્ધિક શ્રેષ્ઠતા અને ગર્વની વસ્તુ છે. જે રીતે કોપરનિકસે પ્રાચીન વિચારોના વિરુદ્ધ દાવો કર્યો કે જમીનની ગતિનું કેન્દ્ર સૂર્ય છે અને ગેલેલિયોએ દૂરબીનની શોધ કરીને એ દાવાને સત્ય સાબિત કરી દીધો, એ જ રીતે આધુનિક અનુભવો અને પરીક્ષણોએ તે લોકોના મતે શિર્કની બધી જ અંધશ્રદ્ધાઓને મિટાવી દીધી છે અને જ્ઞાન અને સંશોધનના આ યુગમાં હવે તેમાં લિપ્ત થવાની કોઈ સંભાવના શેષ રહી નથી. તેમને કંઈ ખબર નથી કે શિર્ક હકીકતમાં છે શું ? તેના સ્વરૂપો અને પ્રકારો કયા-કયા છે ? આપણા બૌદ્ધિક અને વૈચારિક, નૈતિક અને રાજકીય જીવન પર તેનો કેવો પ્રભાવ પડે છે ? આમાંથી કોઈપણ વ્યક્તિ આ વાતથી વાકેફ પણ નથી. તેમના માટે આ મામલાનું મહત્ત્વ એનાથી વધારે કંઈ જ નથી કે દુનિયાની એક બૌદ્ધિક-વૈચારિક ભૂલ હતી કે જેની સુધારણા મનુષ્યોની જ્ઞાનની પ્રગતિએ

કરી નાખી. તેના મનમાં શિર્કનો એક ખૂબ જ સંકુચિત અર્થ 'મૂર્તિપૂજા' કે 'પ્રકૃતિ-પૂજા' છે. તેમનું કહેવું છે કે જ્યારે પ્રકૃતિના એટલાં રહસ્યો ખૂલી ગયા છે કે નજીક છે કે માનવી ધરતી અને આકાશ તથા સમય અને સ્થળનો ખુદા હોવાનો દાવો કરી શકે, તો સમુદ્રો, પહાડો, તારાઓ અને નક્ષત્રોની પૂજાનો શું અર્થ !

આ પરિસ્થિતિ હઝરત ઉમર ﷺ ની એક પ્રેરણાદાયી વાતની યાદ દેવડાવે છે. એક વખતે આપ સમક્ષ કોઈ માણસના સદ્કાર્યની પ્રશંસા કરવામાં આવી કે તે તો એટલો સદાચારી છે કે બૂરાઈને જાણતો પણ નથી. તેમણે તેની આવી પ્રશંસા સાંભળીને ફરમાવ્યું : ત્યારે તો તેના બૂરાઈમાં પડવાની સંભાવના ખૂબ જ છે, કેમ કે જે માણસ બૂરાઈ અને ભલાઈમાં અંતર જ ન કરી શકતો હોય, તે હંમેશા બૂરાઈમાં સપડાઈ શકે છે. અમારા નજીક બરાબર આ જ હાલત આજના જમાનાના મહાનુભાવોની છે. આ લોકો દીનથી એટલા અજાણ છે કે દુનિયાની આ સૌથી મોટી બૂરાઈથી, જેનું નામ શિર્ક છે, સારી રીતે વાકેફ જ નથી અને જે માણસ બીમારીને બીમારી છે એવું જાણતો જ ન હોય, તે જો બીમારીનું કંઈ અનુમાન ન કરી શકે અથવા બીમારીને જ તંદુરસ્તી માનવા લાગે, તો શું આશ્ચર્ય ! બસ, સમયની એક ખૂબ જ મહત્ત્વની આવશ્યકતા છે કે આ અજ્ઞાનતાની, જેને કુર્આને 'ઝુલ્મે-અઝીમ' (સૌથી મોટો અત્યાચાર) કહેલ છે, તેને સમજવામાં આવે, જેથી તૌહીદની ખરી વાસ્તવિકતા ઉજાગર થાય, અને સત્ય અને અસત્યના આ બંને મુદ્દાઓ એટલાં સ્પષ્ટ થઈ જાય કે તેમાં સામ્યતા અને સદશતાની કોઈ શક્યતા જ ન રહે.

''જેથી જેને વિનષ્ટ થવાનું હોય તે સંપૂર્ણ પ્રમાણ સાથે વિનષ્ટ થાય અને જેને ઈમાની જીવન પ્રાપ્ત કરવું હોય તે દલીલની સાથે જીવન પ્રાપ્ત કરે.''

(સૂરઃ અન્ફાલ, આ.૪૨)



# શિર્કની હકીકત અને તેના પ્રકારો [1]

કોઈ વસ્તુની સાચી કલ્પના તેની સાચી ઓળખ વિના થઈ શકતી નથી. તેથી સૌપ્રથમ જરૂરી છે કે આપણે શિર્કની વ્યાખ્યા કરીએ અને તે પછી તેના પ્રકારો અને તે અંગેની ગૌણ બાબતો પર ચર્ચા કરીએ.

કુર્આન-મજીદ અને અહાદીસ રસૂલ ﷺ માં જે બાબતોને શિર્ક ઠેરવવામાં આવેલ છે, તેને સામે રાખીને, જો શિર્કની વ્યાખ્યા કરવામાં આવે તો તેની વ્યાખ્યા એ થશે કે :

"સ્વયં અલ્લાહની સાથે, તેની હસ્તીમાં અથવા તેના ગુણોમાં, જે અર્થ કે ભાવાર્થમાં તે અલ્લાહ માટે પ્રયુક્ત થાય છે, અથવા તેના અધિકારોમાં કોઈને ભાગીદાર કે સમકક્ષ ઠરાવવું."

આ વ્યાખ્યાને બરાબર સમજવા માટે તેના સ્પષ્ટીકરણની આવશ્યકતા છે. સ્વયં અલ્લાહમાં કે તેની હસ્તીમાં ભાગીદાર બનાવવાનો અર્થ એ છે કે અલ્લાહને કોઈથી અથવા કોઈને અલ્લાહથી સંબંધિત ઠરાવવો, કોઈને તેની જાત-બિરાદરી સમજવું, કોઈને તેનો પિતા કે પુત્ર કહેવું, જેમ કે ઈસાઈઓની એ માન્યતા છે કે મસીહ (હઝરત ઈસા અલૈ.) અલ્લાહના ગુણથી કે તત્ત્વથી છે, અથવા અલ્લાહે તેમને જણ્યા છે, અથવા હઝરત મરયમ અલ્લાહની માતા છે, અથવા આરબોની એ માન્યતા છે કે ફરિશ્તાઓ અલ્લાહની પુત્રીઓ છે. આ તમામ વાતો અલ્લાહના અનંત અને શાશ્વત હોવાના તથા તે તમામ પૂર્ણ અને પરમ્ ગુણોના વિરુદ્ધ છે, જેને માનવું બુદ્ધિ અને વિવેક, પ્રકૃતિ અને સ્વભાવ અને ધર્મની રીતે અનિવાર્ય છે. આ 'શિર્ક બિઝ્-ઝાત' (સ્વયં અલ્લાહની હસ્તીમાં શિર્ક) છે.(૧)

ગુણોમાં ભાગીદાર બનાવવાનો અર્થ એ છે કે જે પૂર્ણ અને પરમ્ ગુણો અલ્લાહ માટે વિશેષ છે, જેમ કે સર્જન, યોજના, જ્ઞાન, તત્ત્વદર્શિતા (હિકમત) વગેરે, તેમાં

(૧) વહદતુલ-વુજૂદ (અદ્વૈતવાદ, બ્રહ્મવાદ, જીવાત્મા અને પરમાત્મા એક જ છે એવો મત, જગતનું મૂળ તત્ત્વ એક જ છે એવો મત)ની માન્યતાની વાત વિભિન્ન રીતે કરવામાં આવે છે. તેના કેટલાક સ્વરૂપો બિલકુલ આના હેઠળ આવી જાય છે, વિશેષતઃ જે સ્વરૂપમાં ગીતા અને હિંદુ દર્શનમાં છે, તેના સ્વયં અલ્લાહની હસ્તીમાં ભાગીદાર હોવામાં તો કોઈ શંકા નથી.

કોઈને ભાગીદાર કે સમકક્ષ ઠરાવવું. પરંતુ તેના સાથે એ શરત લાગેલી છે કે જે અર્થમાં તે અલ્લાહ માટે પ્રયુક્ત થાય છે. આ શરતનો ફાયદો એ છે કે આ જ ગુણો ક્યારેક આપણે આપણા જ જેવા મનુષ્યો માટે પણ વાપરીએ છીએ. પરંતુ સ્પષ્ટ છે કે જ્યારે આપણે તેને અલ્લાહ માટે બોલીએ છીએ તો તેનો અર્થ તદ્દન વિશેષ હોય છે, જે સંપૂર્ણપણે સ્વયં તેની હસ્તી માટે જ હોય છે અને જ્યારે મનુષ્યો માટે બોલીએ છીએ તો ઈશ્વરીય ભાવાર્થથી તેને બિલકુલ અલગ કરીને બોલીએ છીએ; જેમ કે હકીમ (તત્ત્વદર્શી, ડહાપણયુક્ત)નો ગુણ આપણે અલ્લાહ અને માણસ બંને માટે બોલીએ છીએ, પણ જ્યારે તેને અલ્લાહ માટે બોલીએ છીએ તો તેનો અર્થ બીજો જ કંઈ થાય છે. જો મનુષ્ય માટે પણ આ જ ગુણને એ જ અર્થમાં બોલી દઈએ જે અર્થમાં અલ્લાહ માટે બોલીએ છીએ તો તે 'શિર્ક બિસ્-સિફાત' (અલ્લાહના ગુણોમાં શિર્ક) હશે.

અધિકારોમાં ભાગીદાર બનાવવાનો અર્થ એ છે કે અલ્લાહના સર્વોચ્ચ અને પૂર્ણ ગુણોથી જે વાતો અનિવાર્ય ઠરે છે અથવા જે અધિકારો આપણા ઉપર લાગુ થાય છે, તેમાં કોઈને ભાગીદાર કે સમકક્ષ ઠરાવવું; જેમ કે અલ્લાહ સર્જનહાર છે તો તેનાથી અનિવાર્ય ઠરે છે કે સમસ્ત સૃષ્ટિમાં આજ્ઞા અને પ્રબંધ તેના જ હોય. હવે જો, ધારી લો કે આપણે એ તો માની લઈએ કે આકાશ અને જમીનનો સૃષ્ટા અલ્લાહ છે, પણ તેની સાથે એ પણ માની લઈએ કે તેની વ્યવસ્થા અને પ્રબંધ અલ્લાહ સિવાય કોઈ બીજાના હાથમાં છે, તો તે 'શિર્ક ફી લવાઝિમ' (અધિકારોથી સંબંધિત બાબતોમાં શિર્ક) હશે, એટલા માટે કે અલ્લાહના સર્જનહાર હોવાથી જે વાત અનિવાર્ય ઠરે છે, તેમાં આપણે અલ્લાહ સિવાય બીજા કોઈને ભાગીદાર બનાવી રહ્યા છીએ, જ્યારે કે જેણે સર્જન કર્યું છે, હુકમનો અધિકારી પણ એ જ છે; તેથી ફરમાવ્યું :

أَلَا لَهُ الْخَلْقُ وَالْأَمْرُ

"સાવધાન ! તેના જ અધિકારમાં છે સૃષ્ટિ અને પ્રબંધ."

(સૂરઃ આ'રાફ, આ.૫૪)

એ જ રીતે જ્યારે સમસ્ત સૃષ્ટિની યોજના અને પ્રબંધનો અધિકાર તેના જ હાથમાં છે તો અનિવાર્ય છે કે બંદગી કેવળ તેની જ કરવામાં આવે. નિષ્ઠાપૂર્ણ આજ્ઞાપાલન પણ તેનું જ હોય, સાચા પ્રેમનું કેન્દ્ર પણ તે જ હોય. હવે માની લો કે આપણે અલ્લાહ સિવાય કોઈ બીજાની બંદગીને પણ અપનાવી લઈએ, કે તેના આજ્ઞાપાલન વિરુદ્ધ કોઈ બીજાના આજ્ઞાપાલનને જાયઝ અને ઉચિત ઠેરવી લઈએ, અથવા તેના પ્રેમના વિરુદ્ધ કોઈ બીજાને સાચા પ્રેમનું કેન્દ્ર સમજી લઈએ, તો આ બધી વાતોનો સમાવેશ 'શિર્ક ફી હુકૂક' (અધિકારોમાં શિર્ક)માં થશે. તે જોતાં એટલા માટે કુર્આને એ માગણી કરી છે કે :

لِيَعْبُدُوا اللّٰهَ مُخْلِصِيْنَ لَهُ الدِّيْنَ

"અલ્લાહની બંદગી કરો આજ્ઞાપાલનને તેના જ માટે વિશિષ્ટ કરીને."

(સૂરઃ બય્યિના, આ.૫)

એક બીજી જગ્યાએ ફરમાવ્યું :

وَالَّذِيْنَ اٰمَنُوْٓا اَشَدُّ حُبًّا لِّلّٰهِ

"જે લોકો ઈમાનવાળા છે, તેઓ અલ્લાહના પ્રેમમાં અન્ય તમામ પ્રેમથી વધારે સખત હોય છે. (અર્થાત્ બીજાઓની સાથે તેમનો પ્રેમ અલ્લાહના પ્રેમામ કારણે હોય છે.)" (સૂરઃ બકરહ, આ.૧૬૫)

આ શિર્કના મુખ્ય પ્રકારો થયા. તે ઉપરાંત, કેટલીક વસ્તુઓ એવી પણ છે, જે આમ તો મૂળભૂત રીતે શિર્ક નથી અને આ પ્રકારોમાંથી કોઈના પણ હેઠળ તે આવતી નથી, પરંતુ તે શિર્કનું સ્વરૂપ અથવા શિર્કનું માધ્યમ છે. જો તેને યથાવત રહેવા દેવામાં આવે તો એ વાતની આશંકા છે કે તે અસલી શિર્કનો દરવાજો ખોલી દેશે અને ઈસ્લામી શરીઅતનો નિયમ એ છે કે તે ગુનાની સાથે-સાથે એ સાધનો-માધ્યમોને પણ નિર્મૂળ કરી નાખે છે, જે આ ગુનાના પ્રેરક હોય છે. તેથી શરીઅતે તેમને પણ નાજાયઝ અને અનુચિત ઠેરવી દીધા; જેમ કે ગૈરુલ્લાહ (અલ્લાહ સિવાય કે તે ઉપરાંત)ના સોગંદ ખાવા. સિજદા (સાષ્ટાંગ પ્રણામ)ને હંમેશાથી અત્યંત પામરતા, દીનતા, ગરીબાઈની નિશાની સમજવામાં આવે છે, અને મુશ્‌રિક કોમો પોતાના ઉપાસ્યો-પૂજ્યોને સિજદા (સાષ્ટાંગ પ્રણામ) કરતી રહે છે, એ જ રીતે મુશ્‌રિક કોમો પોતાના ઉપાસ્યોના સોગંદો પણ ખાતી રહે છે. તેથી ઈસ્લામે, જે અંતિમ અને સંપૂર્ણ શરીઅત (ધર્મશાસ્ત્ર) છે, એ તમામ સ્વરૂપોને પણ સમાપ્ત કરી દીધા, જે શિર્કનું માધ્યમ કે સાધન હોઈ શકે છે. આ પ્રકારના શિર્કને 'શિર્કે-શિબ્‌હી' (સદશ શિર્ક, સમાન શિર્ક) કહે છે.

શિર્કના આ પ્રકારોના સ્પષ્ટીકરણ માટે ઉચિત હશે કે આપણે કુર્આન-મજીદથી તેના ઉદાહરણો પ્રસ્તુત કરીએ. કુર્આને પોતાના અવતરિત થવાના સમયે જે જૂથો અને સમૂહોથી પ્રત્યક્ષ સંબોધન કર્યું છે અને તેમનાં કાર્યો અને આસ્થાઓમાં શિર્કની જાણકારી આપી છે, તે ત્રણ છે : આરબો (બની ઈસ્માઈલ), એહલે કિતાબ (અગાઉ જેમના પર ગ્રંથ અવતરિત કરેલ છે તેવા સમુદાયો, અર્થાત્ યહૂદીઓ અને ઈસાઈઓ) અને મુનાફિકો. આ ત્રણેય સમૂહોમાં આરબોને એ વિશિષ્ટતા પ્રાપ્ત છે કે કુર્આને તેમના માટે 'મુશ્‌રિકીન' (બહુદેવવાદીઓ)નો શબ્દ નિશાની કે ચિહ્ન અને લક્ષણના રૂપે પ્રયુક્ત કર્યો છે; શેષ સમૂહોની સાથે શિર્કયુક્ત આચરણનો સંબંધ તો જરૂર જોડ્યો છે, પણ 'મુશ્‌રિક' કે

'મુશ્રિકીન' નો શબ્દ નિશાની કે ચિહ્ન અને લક્ષણના રૂપે પ્રયુક્ત કર્યો નથી. તેનું કારણ એ છે કે અન્ય સમૂહો તૌહીદ (એકેશ્વરવાદ)ને પાયો અને બુનિયાદની હેસિયતે કબૂલ કરતા હતા. તેમના અને મુસલમાનો વચ્ચે તૌહીદ એક પ્રમાણિત અને સમાન મૂલ્યના સ્વરૂપે હતું. યહૂદીઓ અને ઈસાઈઓમાંથી કોઈ પણ વ્યક્તિ તૌહીદનો ઈન્કાર કરવાવાળો નહોતો અને મુનાફિકો તો પોતાના તમામ બાહ્ય કાર્યો અને સ્વીકાર્ય બાબતોમાં જાણે મુસલમાન જ હતા, આ જૂથોમાં જે શિર્ક જોવા મળતું હતું, તે તેમના સ્વીકાર અને એલાનના તદ્દન વિપરીત હતું. તેનાથી ઊલટું, મુશ્રિકો શિર્કને એક બુનિયાદી આસ્થા તરીકે સ્વીકાર કરતા હતા. અલ્લાહના આ કારખાનામાં તેમના ભાગીદારો (ઉપાસ્યો), ન કેવળ ભાગીદાર હતા, બલ્કે તેઓ અનિવાર્ય હતા. શિર્કને સ્વીકાર્યા વગર તેમના નજીક સૃષ્ટિનો ભેદ ઉકેલાઈ જ શકતો નહોતો. તેમના આ મહત્ત્વને લઈને શિર્ક અને તૌહીદની ચર્ચામાં કુર્આને પણ તેમને આગલી હરોળમાં રાખ્યા છે, અને અમે પણ તેમને આગળ રાખીશું. તે જોતાં તેમનામાં કુર્આને શિર્કના જે પ્રકારો તરફ અંગુલિનિર્દેશ કર્યો છે, સૌપ્રથમ અમે તેનું સંક્ષેપમાં વર્ણન કરીશું.



# મુશ્રિકોનું શિર્ક

આરબો વિશે સૌપ્રથમ વાત એ જાણવી જરૂરી છે કે તેમનામાં કોઈ જૂથ ખુદાનો ઈન્કાર કરનાર નહોતું. કેટલાક લોકોએ તેમની વાત وَمَا يُهْلِكُنَا إِلَّا الدَّهْرُ (અમને તો બસ કાળચક્ર જ નષ્ટ કરે છે.- સૂરઃ જાસિયહ, આ.૨૪) થી એ દલીલ કરી છે કે તેમનામાં અમુક જૂથો ખુદાનો ઈન્કાર કરનારા, અથવા આધુનિક પરિભાષામાં કહીએ તો પ્રકૃતિ-પૂજકો હતા. પરંતુ આ ખ્યાલ સાચો નથી. આરબોમાં કુર્આનના અવતરણ વખતે નાસ્તિકોનું કોઈ જૂથ અસ્તિત્વમાં જ નહોતું. તેઓ જે કહી રહ્યા હતા, તેનાથી તેમનો આશય ખુદાની હસ્તીનો ઈન્કાર નહોતો, બલ્કે તેઓ આ વાત કુર્આનના એ દાવાના રદમાં કહેતા હતા કે કોઈપણ કોમની ચડતી અને પડતીનો આધાર તેની આસ્થાઓ અને આચરણના સારા-ખરાબ હોવા પર છે.

આ સંક્ષેપની સમજૂતી એ છે કે કુર્આન-મજીદ કોમોની ઉન્નતિ અને પતન માટેનું કારણ નૈતિક આધારને ઠેરવે છે. તે આદ, સમૂદ, લૂતની કોમ, મદયનના લોકો અને ફિરઔનની કોમની તબાહીનું કારણ તેમનાં કુફ્ર અને શિર્ક, વિદ્રોહ, જુલ્મ, અવજ્ઞા, નફરત અને વેરભાવના તથા તેમના બીજા વ્યવહારૂ અને આસ્થાકીય બગાડને બતાવતું હતું અને આરબોને સચેત કરતું હતું કે જો તેમણે પોતાની આસ્થામાં રહેલી ખામીઓ અને નૈતિક ભૂલોની સુધારણા ન કરી તો પોતાની એકતા અને સંપ છતાં ઉપરોલ્લેખિત કોમોની જેમ તેઓ પણ તબાહ થઈ જશે. આ વાત તેમની સમજમાં નહોતી આવતી. તેઓ કોમની ચડતી અને પડતીમાં કોઈ નૈતિક મૂલ્યો અને નિયમો કાર્યરત હોય તેવું માનતા નહોતા. તેઓ કોમને એક વૃક્ષની જેમ સમજતા હતા, જે ઊગે છે, ફૂલે-ફાલે છે, ફળ-ફૂલ આપે છે, ત્યાં સુધી કે પોતાની પ્રાકૃતિક શક્તિઓ નિચોવીને એક દિવસ સમયના ચક્રનો ભોગ બની જાય છે; અથવા એક માણસની જેમ સમજતા હતા જે જન્મે છે, યુવાન થાય છે, પછી કોઈ બીમારીના કારણે કે પછી વૃદ્ધત્વના કારણે એક દિવસે મરી જાય છે. જીવન અને મૃત્યુનો જે પ્રાકૃતિક નિયમ છે તે સૃષ્ટિમાં બધી બાજુ કામ કરી રહ્યો છે. કોમોના જીવન અને મૃત્યુમાં પણ તેઓ આ જ નિયમને કાર્યરત માનતા હતા અને પોતાની શાયરીઓમાં આ જ દૃષ્ટિબિંદુથી પુરોગામી કોમો અને કબીલાઓની

તબાહીનો ઉલ્લેખ કરતા હતા. કુર્આન-મજીદે એક નવા દષ્ટિબિંદુથી ઇતિહાસને પ્રસ્તુત કર્યો હતો, જે તેમના આ ભૌતિકવાદી દષ્ટિકોણથી તદ્દન ભિન્ન હતો, અને દુનિયામાં જીવંત રહેવા માટે નવીન સિદ્ધાંતો અને નિયમોની તેમનાથી માગણી કરી હતી, જે તેમની મનેચ્છાઓથી બિલકુલ વિપરીત હતી. તેના કારણે તેઓ તેને સ્વીકારવા તૈયાર નહોતા અને જવાબમાં એવું કહેતા હતા કે وَمَا يُهْلِكُنَآ اِلَّا الدَّهْرُ (અમને તો બસ કાળચક્ર જ નષ્ટ કરે છે). કોમના જીવન અને મૃત્યુને આ નિયમોથી કોઈ સંબંધ નથી. કોમોને તો માત્ર કાળચક્ર જ ફના કરે છે, કોમની નેકી અને બદીનો તેના વિનાશથી કોઈ સંબંધ હોતો નથી.

ઇટાલીના પ્રખ્યાત રાજકીય ચિંતક મેક્યાવલી (Machiavelli)નું પણ આ જ દષ્ટિબિંદુ હતું. તે જ્યારે એવું કહે છે કે સરકાર કેવળ એક રાજકીય અસ્તિત્વ છે, તે ન નૈતિક છે, ન કાનૂની, દેશના સત્તાધીશો અને પ્રબંધકોની તમામ રાજકીય પ્રવૃત્તિઓનું કેન્દ્ર માત્ર સ્વાર્થપરાયણતાને થવો જોઈએ, જે કામમાં સરકારનું ભલું થઈ રહ્યું હોય અથવા જેના માટે સરકારની શક્તિ અને સામર્થ્ય તકાદો કરતી હોય તે તેમણે કરી નાખવું જોઈએ, તેમાં કોઈ કોઈ કાનૂની કે નૈતિક નિયમોએ અવરોધરૂપ ન બનવું જોઈએ – તો વાસ્તવમાં તે કોઈ નવી વાત નથી કહેતો, બલ્કે બિલકુલ આરબ અજ્ઞાનતાના દષ્ટિબિંદુનું પ્રતિનિધિત્વ કરે છે.

ટૂંકમાં, આરબો ખુદાનો ઇન્કાર કરનારાં નહોતા, અને સૂર્ય અને ચંદ્ર અને વાદળો અને હવાનો સર્જનહાર ખુદાને જ માનતા હતા. જીવન આપવાવાળો, રોજી આપવાવાળો અને જીવન લેવાવાળો તેને જ કહેતા હતા. પોતાની તમામ શક્તિઓ અને યોગ્યતાઓને તેનું જ પ્રદાન સમજતા હતા. આ સૃષ્ટિની વ્યવસ્થા અને પ્રબંધ તેના જ અધિકારમાં માનતા હતા. પરંતુ તેના સાથે અમુક એવી વાતો પણ માનતા અને કરતા હતા, જેનાથી કાં તો ખુદાના ગુણો અને તેના તકાદાઓનો ઇન્કાર અનિવાર્ય થઈ જતો હતો, જે કુફ્ર છે; અથવા તો પછી ખુદાના ગુણો અને તેના અધિકારોમાં બીજાઓની ભાગીદારી અનિવાર્ય થઈ જતી હતી, જે શિર્ક છે. કુર્આને તેમને આ દોષ પર ઠેકઠેકાણે સચેત કર્યા છે. અમે કેવળ એક આયતનો ઉલ્લેખ કરીએ છીએ, જે પર્યાપ્ત છે :

قُلْ مَنْ يَّرْزُقُكُمْ مِّنَ السَّمَآءِ وَالْاَرْضِ اَمَّنْ يَّمْلِكُ السَّمْعَ وَالْاَبْصَارَ وَمَنْ
يُّخْرِجُ الْحَيَّ مِنَ الْمَيِّتِ وَيُخْرِجُ الْمَيِّتَ مِنَ الْحَيِّ وَمَنْ يُّدَبِّرُ الْاَمْرَ ؕ فَسَيَقُوْلُوْنَ
اللّٰهُ ۚ فَقُلْ اَفَلَا تَتَّقُوْنَ ۝ فَذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمُ الْحَقُّ ۚ فَمَاذَا بَعْدَ الْحَقِّ اِلَّا الضَّلٰلُ ۚ
فَاَنّٰى تُصْرَفُوْنَ ۝

''પૂછો, કોણ તમને રોજી આપે છે આકાશમાંથી અને જમીનમાંથી ? અથવા કોણ સામર્થ્ય ધરાવે છે કાન પર અને આંખો પર ? અને કોણ કાઢે છે જીવતાને મડદાઓથી અને મડદાઓને જીવતાઓથી ? અને કોણ જગતનું સંચાલન કરે છે ? જવાબ આપશે : અલ્લાહ ! તો કહો, શું તેનાથી ડરતા નથી ? એ જ અલ્લાહ તો તમારો સાચો માલિક છે, તો આ સાચા માલિક પછી ગુમરાહી સિવાય બીજું શું છે ? તો તમે ક્યાં ગૂમ થતા જઈ રહ્યા છો ?'' (સૂરઃ યૂનુસ, આં.૩૧-૩૨)

આ દોષ અને ભૂલોએ આરબોને ખુદાની બંદગીની સાથે-સાથે બીજા ઘણાં ખુદાઓની પૂજામાં લિપ્ત કરી દીધા હતા, જેનાથી ખુદાની હસ્તી, તેના ગુણો અને તેના અધિકારોમાં શિર્કના ઘણાં સ્વરૂપો પેદા થઈ ગયા અને તે ધીમે-ધીમે તેમના પર છવાતા ગયા.

કુર્આનના પ્રકાશમાં જો તેમની આ બહુદેવવાદી પૂજાઓનું પૃથક્કરણ કરવામાં આવે તો તેના પાંચ પ્રકારો મળશે : ફરિશ્તાઓની પૂજા, જિન્નોની પૂજા, તારા-નક્ષત્રોની પૂજા, પૂર્વજોની પૂજા અને નિજની પૂજા. હવે આપણે તેમાંથી પ્રત્યેક ઉપર સંક્ષિપ્તમાં ચર્ચા કરીશું.

## ૧. ફરિશ્તાઓ (દેવદૂતો)ની પૂજા :

આરબો ફરિશ્તાઓને તો ખુદાની પુત્રીઓ અને તેના સંતાનો ઠેરવતા હતા, જે સ્પષ્ટપણે 'શિર્ક ફીઝ્-ઝાત' (સ્વયં અલ્લાહની હસ્તીમાં કે તેની જાતમાં શિર્ક) છે અને તેનાથી તેની નિઃસ્પૃહતા અને બેનિયાઝીની શાનનો ઇન્કાર થાય છે, જે ખુલ્લું કુફ્ર છે. કુર્આને તેમની આ માન્યતાને આ પ્રમાણે રદ કરી છે :

قَالُوا اتَّخَذَ اللّٰهُ وَلَدًا سُبْحٰنَهٗ ؕ هُوَ الْغَنِیُّ ؕ لَهٗ مَا فِی السَّمٰوٰتِ وَمَا فِی الْاَرْضِ ؕ
اِنْ عِنْدَكُمْ مِّنْ سُلْطٰنٍۭ بِهٰذَا ؕ اَتَقُوْلُوْنَ عَلَی اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ۝

''તેઓ કહે છે, અલ્લાહે પોતાના માટે સંતાનો બનાવ્યા છે. તે પવિત્ર છે, તે નિઃસ્પૃહ અને નિરપેક્ષ છે. જે કંઈ આકાશો અને જમીનમાં છે બધું જ તેનું છે. તમારા પાસે આ વાતની કોઈ દલીલ નથી. શું તમે અલ્લાહ પર એવી વાતનો આરોપ લગાવો છો જેના વિશે તમારા પાસે કોઈ જ્ઞાન નથી.'' (સૂરઃ યૂનુસ, આ.૬૮)

આ ફરિશ્તાઓને તેઓ અલ્લાહની નિકટતાનું એ સ્થાન આપતા હતા, જે બંદગી અને દાસત્વના દરજ્જાથી ઉચ્ચતર અને ઈશ્વરત્વના સ્થાનથી નજીક છે, અને આ ખુલ્લું 'શિર્ક ફિસ્-સિફાત' (અલ્લાહના ગુણોમાં શિર્ક) છે. કુર્આને આને રદ કર્યું :

وَلِلّٰهِ يَسْجُدُ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْأَرْضِ مِنْ دَآبَّةٍ وَّالْمَلٰٓئِكَةُ وَهُمْ لَا يَسْتَكْبِرُوْنَ ۝ يَخَافُوْنَ رَبَّهُمْ مِّنْ فَوْقِهِمْ وَيَفْعَلُوْنَ مَا يُؤْمَرُوْنَ ۩

''અને આકાશ અને જમીનમાં જેટલાં જીવધારીઓ છે બધા અલ્લાહને જ સિજદો કરે છે અને ફરિશ્તાઓ પણ અલ્લાહને સિજદો કરે છે અને ઘમંડ નથી કરતા, પોતાના રબથી ડરતા રહે છે વધારામાં, જે હુકમ થાય છે તેનું પાલન કરે છે.''

(સૂરઃ નહ્લ, આ.૪૯-૫૦)

'ઘમંડ નથી કરતા' અર્થાત્ પોતાને બંદગીથી પર નથી સમજતા. 'પોતાના રબથી ડરતા રહે છે વધારામાં...' નો અર્થ છે સામીપ્ય હોવા છતાં અલ્લાહના દિવ્ય અને ભવ્ય પ્રતાપ સુધી તેમનામાંથી કોઈની પહોંચ નથી. બસ, ઉપરથી જે હુકમ અવતરિત થાય છે તેનું પાલન માત્ર કરી દે છે. يُؤْمَرُوْنَ અરબી ભાષામાં કર્મણિની સંજ્ઞા છે, જે બતાવે છે કે હુકમ આપનારનું સ્થાન તેમની પહોંચથી પર છે. તેથી તેઓ તેમના સામીપ્ય પર અભિમાન કરે અને એ ગુમાન કરવા લાગી જાય કે હવે તેઓ જે ઇચ્છે ખુદાથી કહી શકે છે (જેમ કે મુશ્રિકોનું તેમના વિશે અનુમાન હતું), તેના બદલે તેઓ હરહંમેશ અલ્લાહની બંદગી અને આજ્ઞાપાલનમાં પ્રવૃત્ત અને તેની પ્રસન્નતા અને સામીપ્યના અભિલાષી રહે છે. يَبْتَغُوْنَ إِلٰى رَبِّهِمُ الْوَسِيْلَةَ أَيُّهُمْ أَقْرَبُ (તેઓ તો સ્વયં પોતાના રબના હજૂરમાં પહોંચવા માટે સાધન શોધી રહ્યા છે કે કોણ તેનાથી વધુ સમીપ થઈ જાય.- સૂરઃ બની ઇસરાઈલ, આ.૫૭)

મુશ્રિકો પોતાના માટે કોઈપણ માધ્યમ વિના ખુદાના સામીપ્યને અસંભવ સમજતા હતા. તેથી આ ફરિશ્તાઓને ખુદા સુધી પહોંચવાનું માધ્યમ બનાવતા હતા અને તેમની પૂજા કરતા હતા. આ રીતે 'શિર્ક ફી-લવાઝિમ' (અલ્લાહના ગુણોથી સંબંધિત વાતોમાં શિર્ક) અથવા 'શિર્ક ફીલ્-ઇબાદ' (બંદગીમાં શિર્ક)ની બિદ્અત (દીનમાં નવી વાત) શરૂ થઈ. કુર્આન-મજીદે સ્વયં તેમની જબાનથી તેમની ફરિશ્તાઓની પૂજાનું આ જ સ્પષ્ટીકરણ કર્યું છે :

وَالَّذِيْنَ اتَّخَذُوْا مِنْ دُوْنِهٖٓ أَوْلِيَآءَ مَا نَعْبُدُهُمْ إِلَّا لِيُقَرِّبُوْنَآ إِلَى اللّٰهِ زُلْفٰى

''અને જેમણે અલ્લાહ સિવાય મદદગાર નક્કી કરી લીધા છે, કહે છે કે અમે તો તેમને માત્ર એટલા માટે પૂજીએ છીએ કે તેઓ અમને અલ્લાહથી સમીપ કરે છે.''

(સૂરઃ ઝુમર, આ.૪૩)

દુનિયાની સુખ-સુવિધા અને સમૃદ્ધિ અને ખુશહાલીને આ ફરિશ્તાઓની

બંદગીની બરકત સમજતા હતા. તેમના ખ્યાલથી સંતાન-સુખ તેમની મહેરબાનીથી પ્રાપ્ત થાય છે. તેથી કુર્આને તેમના આ ખ્યાલને જાહેર કરીને તેને રદબાતલ ફરમાવ્યું :

فَلَمَّآ اٰتٰهُمَا صَالِحًا جَعَلَا لَهٗ شُرَكَآءَ فِيْمَآ اٰتٰهُمَا ۚ فَتَعٰلَى
اللّٰهُ عَمَّا يُشْرِكُوْنَ ۝

''બસ, જ્યારે અલ્લાહતઆલા તેમને સ્વસ્થ અને તંદુરસ્ત ઓલાદ આપે છે તો તેણે આપેલ વસ્તુઓમાં બીજાઓને ભાગીદાર બનાવે છે. તે (અલ્લાહ) ઉચ્ચતર છે તે વસ્તુઓથી જેમને તેઓ તેના ભાગીદાર બનાવે છે. શું તેઓ એવી વસ્તુઓને ભાગીદાર બનાવે છે જેઓ કંઈ જ પેદા કરતા નથી, બલ્કે પેદા કરવામાં આવે છે ?''

(સૂરઃ આ'રાફ, આ. ૧૯૦)

એ જ પ્રમાણે રોજી, તેમના મતે ફરિશ્તાઓની કૃપાથી મળે છે. કુર્આને તેમની આ કલ્પનાનું પણ ખંડન કર્યું :

اِنَّمَا تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ اَوْثَانًا وَّ تَخْلُقُوْنَ اِفْكًا ؕ اِنَّ الَّذِيْنَ تَعْبُدُوْنَ مِنْ
دُوْنِ اللّٰهِ لَا يَمْلِكُوْنَ لَكُمْ رِزْقًا فَابْتَغُوْا عِنْدَ اللّٰهِ الرِّزْقَ وَاعْبُدُوْهُ وَاشْكُرُوْا لَهٗ ؕ
اِلَيْهِ تُرْجَعُوْنَ ۝

''જેમની તમે અલ્લાહ સિવાય પૂજા કરો છો, તેઓ તમારા માટે જરા પણ રોજી પર અધિકાર ધરાવતા નથી. તેથી અલ્લાહથી રોજી ચાહો અને તેની જ બંદગી કરો અને તેનો જ આભાર માનો, (તમને) તેના જ તરફ પાછા જવાનું છે.''

(સૂરઃ અન્-કબૂત, આ.૧૭)

આરબો મૃત્યુ પછી જીવન અને હિસાબ-કિતાબને આમ તો કલ્પનાતીત સમજતા હતા, પરંતુ કહેતા હતા કે કદાચ મૃત્યુ પછી ઊઠવું જ પડ્યું અને હિસાબ-કિતાબની નોબત પણ આવી, તો આ ફરિશ્તાઓ, જેમની અમે પૂજા કરીએ છીએ, અમારી ભલામણ કરશે અને અમારા પર કોઈ આંચ આવવા નહીં દે. તેમની આ માન્યતાથી એક તરફ અલ્લાહના જ્ઞાતા, ન્યાયી અને તત્ત્વદર્શી હોવાના ગુણોનો ઇન્કાર થાય છે, જે કુફ્ર છે[1] અને બીજી બાજુ અલ્લાહના ગુણોમાં ગૈરુલ્લાહ (અલ્લાહ સિવાય અને ઉપરાંત બીજા કોઈ)ને ભાગીદાર બનાવવું છે, જે ખુલ્લું શિર્ક છે. કુર્આને તેનું વિભિન્ન પાસાઓથી

(૧) આ આસ્થાથી અલ્લાહના જ્ઞાતા, ન્યાયી અને તત્ત્વદર્શી હોવાના ગુણોનો ઇન્કાર કઈ રીતે થાય છે ? આ પ્રશ્નનો વિગતવાર જવાબ અમારા પુસ્તક 'હકીકતે તૌહીદ' (તૌહીદની હકીકત)માં મળશે. અહીં અમે કેવળ સંક્ષેપમાં આરબોની બહુદેવવાદી માન્યતાઓની તરફ સંકેત કરવા માગીએ છીએ.

ખંડન કર્યું છે. અમે કેટલીક આયતોનો અહીં ઉલ્લેખ કરીએ છીએ, જેનાથી તેમની આસ્થાઓનું સાચું પાસું સ્પષ્ટ થઈ જશે, અને કુર્આને જે પાસાથી તેનું ખંડન કર્યું છે તે પણ સામે આવી જશે :

أَفَنَجْعَلُ الْمُسْلِمِينَ كَالْمُجْرِمِينَ ۝ مَا لَكُمْ كَيْفَ تَحْكُمُونَ ۝ أَمْ لَكُمْ كِتَابٌ فِيهِ
تَدْرُسُونَ ۝ إِنَّ لَكُمْ فِيهِ لَمَا تَخَيَّرُونَ ۝ أَمْ لَكُمْ أَيْمَانٌ عَلَيْنَا بَالِغَةٌ إِلَىٰ يَوْمِ الْقِيَامَةِ ۙ
إِنَّ لَكُمْ لَمَا تَحْكُمُونَ ۝ سَلْهُمْ أَيُّهُم بِذَٰلِكَ زَعِيمٌ ۝ أَمْ لَهُمْ شُرَكَاءُ ۚ فَلْيَأْتُوا
بِشُرَكَائِهِمْ إِن كَانُوا صَادِقِينَ ۝

"શું અમે આજ્ઞાંકિતોને ગુનેગારોની જેમ કરી દઈશું ? તમને શું થઈ ગયું છે, કેવો નિર્ણય કરો છો ? શું તમારા પાસે કોઈ ગ્રંથ છે જેમાં તમે વાંચો છો ? તેમાં તમારા માટે એ જ છે જે તમે ઇચ્છો છો ? શું તમે અમારાથી કોઈ વચન લઈ રાખ્યું છે કે કયામત સુધી તમારા માટે એ જ થશે જે તમે કહેશો ? પૂછો, તેની જવાબદારી કોણ લે છે, શું તેમના ભાગીદારો છે ? તો લઈ આવે પોતાના ભાગીદારોને, જો તેઓ સાચા છે !"

(સૂરઃ કલમ, આ.૩૪-૪૦)

أَفَرَأَيْتُمُ اللَّاتَ وَالْعُزَّىٰ ۝ وَمَنَاةَ الثَّالِثَةَ الْأُخْرَىٰ ۝ أَلَكُمُ الذَّكَرُ وَلَهُ الْأُنثَىٰ ۝
تِلْكَ إِذًا قِسْمَةٌ ضِيزَىٰ ۝ إِنْ هِيَ إِلَّا أَسْمَاءٌ سَمَّيْتُمُوهَا أَنتُمْ وَآبَاؤُكُم
مَّا أَنزَلَ اللَّهُ بِهَا مِن سُلْطَانٍ ۚ إِن يَتَّبِعُونَ إِلَّا الظَّنَّ وَمَا تَهْوَى الْأَنفُسُ ۖ
وَلَقَدْ جَاءَهُم مِّن رَّبِّهِمُ الْهُدَىٰ ۝

"જરા જુઓ તો લાત અને ઉઝ્ઝાને અને મનાતને જે બીજામાંની ત્રીજી છે, શું તમારા માટે પુત્રો છે અને તેના (અલ્લાહ) માટે પુત્રીઓ ? આ તો ખૂબ જ ખરાબ વહેંચણી થઈ ! આ તો કેવળ નામો છે જે તમે અને તમારા બાપદાદાઓએ ઘડી કાઢ્યા છે. અલ્લાહે તે અંગે કોઈ સનંદ ઉતારી નથી. આ લોકો માત્ર અટકળ પાછળ ચાલી રહ્યા છે અને નફ્સ (મન)ની ઇચ્છાઓની, જો કે તેમના પાસે તેમના રબનું માર્ગદર્શન આવી ચૂક્યું છે." (સૂરઃ નજમ, આ.૧૯-૨૩)

આ આયતોમાં લાત, મનાત અને ઉઝ્ઝાનો જે ઉલ્લેખ આવ્યો છે, આ ત્રણેય ફરિશ્તાઓની મૂર્તિઓ હતી અને ત્રણેયના નામ સ્ત્રીઓના નામ પરથી હતા. તેમની 'શફાઅત' (ભલામણ) પર મુશ્રિકોને ખૂબ જ વિશ્વાસ હતો. આરબો તેમનો તવાફ (પરિક્રમા) કરતા હતા અને તવાફના સમયે આ શબ્દો બોલતા હતા :

تِلْكَ الْغَرَانِيْقَ الْعُلٰى وَاَنَّ شَفَاعَتَهُنَّ لَتُرْتَجٰى۔

"તેમનો દરજ્જો ઉચ્ચ છે અને તેમનાથી ભલામણની આશા છે."

તે પછીની આયતમાં તેમની આ જ કલ્પનાનું ખંડન થઈ રહ્યું છે :

اَمْ لِلْاِنْسَانِ مَا تَمَنّٰى ۞ فَلِلّٰهِ الْاٰخِرَةُ وَالْاُوْلٰى ۞ وَكَمْ مِّنْ مَّلَكٍ فِى السَّمٰوٰتِ لَا تُغْنِىْ شَفَاعَتُهُمْ شَيْـًٔا اِلَّا مِنْۢ بَعْدِ اَنْ يَّاْذَنَ اللّٰهُ لِمَنْ يَّشَآءُ وَيَرْضٰى ۞ اِنَّ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ لَيُسَمُّوْنَ الْمَلٰٓئِكَةَ تَسْمِيَةَ الْاُنْثٰى ۞

"શું માનવી જે ઇચ્છા કરશે તે પૂરી થઈ જશે ! અલ્લાહ માટે જ છે દુનિયા અને આખિરત, અને કેટલાય ફરિશ્તાઓ છે આકાશોમાં જેમની ભલામણ કંઈ જ કામ આવશે નહીં, સિવાય કે અલ્લાહ પરવાનગી આપે, જેના માટે ચાહે અને પસંદ કરે; જે આખિરત પર ઈમાન નથી રાખતા (અર્થાત્ માત્ર એક અટકળના રૂપમાં માને છે તેઓ ફરિશ્તાઓના નામ સ્ત્રીઓના નામ પર રાખે છે.)" (સૂરઃ નજમ, આ.૨૪-૨૭) સંકેત છે લાત, ઉઝ્ઝા અને મનાતની તરફ.

ત્યારબાદ ભલામણના ખંડન અંગેની દલીલનું વર્ણન કરવામાં આવ્યું છે કે એવું નથી થઈ શકતું કે ભલામણ સદાચારીને દુરાચારી અને દુરાચારીને સદાચારી બનાવી દે. આ વાત અલ્લાહતઆલાના ન્યાય અને તત્ત્વદર્શિતાથી તદ્દન વિરુદ્ધ છે. દરેક વ્યક્તિ પોતાના કર્મોનો બદલો મેળવશે. અલ્લાહની દયાના અધિકારી તેઓ જ ઠરશે જેઓ ભલાઈના કાર્યો કરશે, ગુનાઓ અને દુષ્કૃત્યોથી બચશે; અલબત્ત, ક્યારેક ભૂલ-ચૂક અને મનેચ્છાના દબાણથી કોઈ દુષ્કૃત્યનું આચરણ થઈ જશે તો એ જુદી વાત છે. અલ્લાહતઆલાની દયા અને મહેરબાની અને બક્ષિસનું દામન ખૂબ જ વિશાળ છે. તે મોટી બૂરાઈઓથી બચનારાઓની નાની-નાની ભૂલોને દરગુજર ફરમાવી દે છે.

ઇરશાદ છે :

وَلِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ لِيَجْزِىَ الَّذِيْنَ اَسَآءُوْا بِمَا عَمِلُوْا وَيَجْزِىَ الَّذِيْنَ اَحْسَنُوْا بِالْحُسْنٰى ۞ اَلَّذِيْنَ يَجْتَنِبُوْنَ كَبٰٓئِرَ الْاِثْمِ وَالْفَوَاحِشَ اِلَّا اللَّمَمَ اِنَّ رَبَّكَ وَاسِعُ الْمَغْفِرَةِ

"અને અલ્લાહ માટે જ છે જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે, જેથી બદલો આપે બૂરાઈ આચરનારાઓને તેમના કર્મોનો, અને સારો બદલો આપે તે લોકોને જેમણે ભલાં કાર્યો કર્યા, અર્થાત્ તે લોકોને જેઓ મોટા ગુનાઓ અને ખુલ્લી બદકારીઓથી બચે છે, પણ ક્યારેક કોઈક બદીમાં સંજોગવસાત સપડાઈ જાય છે. તારો પરવરદિગાર ખૂબ મોટો ક્ષમાશીલ છે." (સૂરઃ નજમ, આ.૩૧-૩૨)

જે ફરિશ્તાઓથી આ આશાઓ બાંધવામાં આવી, અનિવાર્યપણે તેઓ એ દરજ્જાના પ્રેમના પણ અધિકારી ઠર્યા, જે અલ્લાહના ગુણોના તકાદાઓ અને અનિવાર્યતાઓ અને અલ્લાહતઆલાના વિશેષ અધિકારોમાંથી છે અને જે તેના જ માટે વિશેષ હોવા જોઈતા હતા. કુર્આન-મજીદ તેમના આ 'શિર્ક ફી હુકૂક' (અલ્લાહના અધિકારોમાં શિર્ક)નો ઉલ્લેખ આ શબ્દોમાં કરે છે :

وَمِنَ النَّاسِ مَنْ يَّتَّخِذُ مِنْ دُوْنِ اللّٰهِ اَنْدَادًا يُّحِبُّوْنَهُمْ كَحُبِّ اللّٰهِ ؕ وَالَّذِيْنَ
اٰمَنُوْٓا اَشَدُّ حُبًّا لِّلّٰهِ ؕ وَلَوْ يَرَى الَّذِيْنَ ظَلَمُوْٓا اِذْ يَرَوْنَ الْعَذَابَ ۙ اَنَّ الْقُوَّةَ لِلّٰهِ جَمِيْعًا ۙ
وَّاَنَّ اللّٰهَ شَدِيْدُ الْعَذَابِ ۞

''અને લોકોમાં તેઓ પણ છે જેમણે અલ્લાહ સિવાય બીજા ભાગીદારો બનાવી રાખ્યા છે. તેમનાથી એ રીતે પ્રેમ કરે છે જે રીતે અલ્લાહથી પ્રેમ કરવો જોઈએ, અને જેઓ ઈમાનવાળા છે તેઓ અલ્લાહથી સૌથી વધીને પ્રેમ કરે છે. કદાચ ! જોતા એ લોકો તે સમયને, જેમણે જુલ્મ કર્યો છે, જ્યારે જોશે અઝાબ કે તમામ સત્તા અલ્લાહના જ હાથમાં છે અને અલ્લાહ સખત અઝાબ આપનાર છે.'' (સૂર: બકરહ, આ.૧૬૫)

يُّحِبُّوْنَهُمْ كَحُبِّ اللّٰهِ (અલ્લાહથી જેટલો પ્રેમ કરે છે તેટલો જ પ્રેમ તેમનાથી કરે છે) નો અર્થ એ છે કે ફરિશ્તાઓની સાથે તેમનો પ્રેમ સ્થાયી પ્રેમ છે, અલ્લાહના પ્રેમના તાબે નથી; અને જે પ્રેમ અલ્લાહના પ્રેમના આધીન ન હોય તે શિર્ક છે. ઈમાનવાળાઓની મહોબ્બત અલ્લાહતઆલાની સાથે એવી હોય છે કે બીજી તમામ મહોબ્બતો તેના તાબે થઈ જાય છે. જ્યાં કોઈ મહોબ્બત અલ્લાહની મહોબ્બતથી વધારે થઈ, તેમણે તરત જ તેનો ત્યાગ કરી દીધો; એવું ન થયું કે તેના માટે અલ્લાહ અને તેની શરીઅતની અવગણના કરી બેસ્યા. આ જ ભાવાર્થ છે وَالَّذِيْنَ اٰمَنُوْٓا اَشَدُّ حُبًّا لِّلّٰهِ નો.

આ તમામ આશાઓ અને ભક્તિઓ પછી ફરિશ્તાઓ સંબંધે એ શ્રદ્ધા રાખવી પણ અનિવાર્ય થઈ ગઈ કે તેઓ આ બધી દુઆઓ અને ઈબાદતો અને પોતાની બંદગી કરનારા લોકોની સ્થિતિથી વાકેફ પણ છે; કેમ કે તેના વિના તેમની બંદગી કરવા અને તેમનાથી મહોબ્બત કરવાનો ફાયદો શું ? તેથી તેઓ સર્વજ્ઞાનીના ગુણના એ અર્થમાં ભાગીદાર થયા જે અલ્લાહતઆલા માટે વિશેષ છે. કુર્આને તેનું ખંડન કર્યું છે :

وَيَوْمَ نَحْشُرُهُمْ جَمِيْعًا ثُمَّ نَقُوْلُ لِلَّذِيْنَ اَشْرَكُوْا مَكَانَكُمْ اَنْتُمْ وَشُرَكَآؤُكُمْ ۚ
فَزَيَّلْنَا بَيْنَهُمْ وَقَالَ شُرَكَآؤُهُمْ مَّا كُنْتُمْ اِيَّانَا تَعْبُدُوْنَ ۞ فَكَفٰى بِاللّٰهِ شَهِيْدًا ۢ بَيْنَنَا
وَبَيْنَكُمْ اِنْ كُنَّا عَنْ عِبَادَتِكُمْ لَغٰفِلِيْنَ ۞

"અને જે દિવસે અમે તે બધાને એકઠાં કરીશું, પછી જે લોકોએ (અલ્લાહના) ભાગીદાર બનાવ્યા છે તેમને કહીશું : થોભો તમે અને તમારા ભાગીદારો ! પછી તેમને અલગ કરી દઈશું અને તેમના ઠેરવેલા ભાગીદારો કહેશે : તમે અમને નહોતા પૂજતા, અલ્લાહ અમારા અને તમારા વચ્ચે સાક્ષી માટે પૂરતો છે કે અમે તમારી બંદગીથી તદ્દન અજાણ છીએ." (સૂરઃ યૂનુસ, આ. ૨૮-૨૯)

## ૨. જિન્નોની પૂજા :

ફરિશ્તાઓની જેમ જિન્નાતોને પણ આરબો બંદગી અને દાસત્વથી પર અને ઉલુહિય્યત (ખુદાઈ કે દૈવી સ્વરૂપ)ના સમૂહથી સંબંધ ધરાવનાર સર્જન માનતા હતા. કુર્આને તેમની આ માન્યતાનો ઉલ્લેખ આ શબ્દોમાં કર્યો છે :

وَجَعَلُوا بَيْنَهُ وَبَيْنَ الْجِنَّةِ نَسَبًا ۚ وَلَقَدْ عَلِمَتِ الْجِنَّةُ إِنَّهُمْ لَمُحْضَرُونَ ﴿١٥٨﴾
سُبْحَانَ اللَّهِ عَمَّا يَصِفُونَ ﴿١٥٩﴾

"અને તેમણે તેના અને જિન્નાત વચ્ચે સંબંધ કાયમ કરી રાખ્યો છે, જો કે જિન્નાતને સારી રીતે ખબર છે કે તેમને અલ્લાહની હજૂરમાં વિવશ અને લાચાર બનીને હાજર થવાનું છે. અલ્લાહ પવિત્ર છે એ વાતોથી જે આ લોકો વર્ણવે છે."

(સૂરઃ સાફ્ફાત, આ.૧૫૮-૧૫૯)

આ ઉચ્ચ સંબંધના કારણે અનિવાર્યપણે ખુદાઈ (ઈશ્વરત્વ)માં જિન્નાતોને પણ ભાગીદાર બનાવી લેવામાં આવ્યા :

وَجَعَلُوا لِلَّهِ شُرَكَاءَ الْجِنَّ وَخَلَقَهُمْ

"અને તેમણે જિન્નાતોમાંથી અલ્લાહના ભાગીદાર ઠેરવી લીધા છે, જો કે તેમને અલ્લાહે જ પેદા કર્યા છે." (સૂરઃ અન્આમ, આ.૧૦૦)

આ જિન્નાતોને બિલકુલ એ અર્થમાં ફાયદો કરનાર અને નુકસાન પહોંચાડનાર સમજી લેવામાં આવ્યા, જે અર્થમાં અલ્લાહને નફો-નુકસાન પહોંચાડનાર માનવું જોઈએ; અર્થાત્ એવું માનવામાં આવવા લાગ્યું કે તેઓ કોઈને નુકસાન પહોંચાડે તો કોઈ તેમનો હાથ પકડવાવાળું નથી અને જો કોઈને ફાયદો પહોંચાડે તો કોઈ તેમને રોકવાવાળું નથી. તેનું પરિણામ એ આવ્યું કે ક્યારેક તેમના જોશ અને પ્રકોપને ઠંડો કરવા માટે માનવ બલિઓની કુરબાની કરવામાં આવવા લાગી, જે નમ્રતા અને આજીજીનો અંતિમ દરજ્જો છે અને અલ્લાહ સિવાય કોઈ નથી જે તેનો હકદાર હોય. જો કે અલ્લાહે પણ

બંદાઓથી આ સ્વરૂપે તેની માગણી કરી નથી, જે સ્વરૂપમાં મુશ્‌રિકો પોતાના ઠેરવેલા ભાગીદારો માટે પ્રાણોની આહૂતિ પ્રસ્તુત કરતા હતા. કુર્આન તેનો ઉલ્લેખ આ શબ્દોમાં કરે છે :

زَيَّنَ لِكَثِيرٍ مِّنَ الْمُشْرِكِينَ قَتْلَ أَوْلَادِهِمْ شُرَكَاؤُهُمْ

''ઘણાં મુશ્‌રિકો માટે તેમણે ઠેરવેલ ભાગીદારો (જિન્ન ભાગીદારો)એ પોતાના સંતાનોની હત્યા પ્રિય બનાવી દીધી છે.'' (સૂરઃ અન્‌આમ, આ.૧૩૭)

મુસીબતો અને આપત્તિઓ વખતે તેમની મદદ માગવામાં આવતી હતી અને તેમનું શરણ શોધવામાં આવતું હતું :

وَأَنَّهُ كَانَ رِجَالٌ مِّنَ الْإِنسِ يَعُوذُونَ بِرِجَالٍ مِّنَ الْجِنِّ

''અને એ કે મનુષ્યોનું એક જૂથ જિન્નાતોના એક જૂથનું શરણ માગ્યા કરે છે.'' (સૂરઃ જિન્ન, આ.૬)

જિન્નોને ખુદાઈ સ્વરૂપમાંથી સમજવાના કારણે એ પણ માની લેવામાં આવ્યું કે તેમની પહોંચ ફરિશ્તાઓ સુધી છે. ત્યાંથી તેઓ ગૈબ (પરોક્ષ)ના સમાચારો લાવે છે અને જ્યોતિષીઓને પહોંચાડે છે. તેથી જ્યોતિષ અને ભવિષ્ય ભાખવાના બજારની રોનક તેમના જ કારણે હતી. કુર્આને તેને રદબાતલ ઠરાવ્યું છે :

إِنَّا زَيَّنَّا السَّمَاءَ الدُّنْيَا بِزِينَةٍ الْكَوَاكِبِ ۝ وَحِفْظًا مِّن كُلِّ شَيْطَانٍ مَّارِدٍ ۝
لَّا يَسَّمَّعُونَ إِلَى الْمَلَإِ الْأَعْلَىٰ وَيُقْذَفُونَ مِن كُلِّ جَانِبٍ ۝ دُحُورًا ۖ وَلَهُمْ
عَذَابٌ وَاصِبٌ ۝ إِلَّا مَنْ خَطِفَ الْخَطْفَةَ فَأَتْبَعَهُ شِهَابٌ ثَاقِبٌ ۝

''અમે સુશોભિત આકાશને તારાઓથી શણગાર્યું અને પ્રત્યેક વિદ્રોહી શૈતાનથી તેને સુરક્ષિત કર્યું. તેઓ મલાએ-આ'લા (ફરિશ્તાઓ)ની તરફ કાન પણ લગાવી શકતા નથી અને દરેક બાજુથી મારી-હાંકી કાઢવામાં આવે છે ધુતકારીને; અને તેમના માટે સ્થાયી અઝાબ છે. પરંતુ હા, જો કોઈ વાત લઈને ભાગી જાય તો તેનો પીછો કરે છે એક ધગધગતો તારો.''

જ્યોતિષવિદ્યા કે ભવિષ્યજ્ઞાનના શોખમાં જ્યોતિષીઓએ તેમનાથી સંબંધ જોડ્યો અને આ માર્ગે એક વિશાળ માનવ-સમૂહને શેતાની જ્ઞાનના ફિત્નાઓમાં ગ્રસ્ત કરી દીધો અને જિન્નાતોની પૂજા શરૂ થઈ ગઈ. આના જ તરફ સંકેત છે :

يَا مَعْشَرَ الْجِنِّ قَدِ اسْتَكْثَرْتُم مِّنَ الْإِنسِ

"હે જિન્નાતોના જૂથ ! તમે તો મનુષ્યોમાંથી ઘણાંનું શોષણ કર્યું."

(સૂરઃ અન્‌આમ, આ.૧૨૮)

આ જ્યોતિષીઓ પૂજા-ઉપાસના અને ચઢાવાની તમામ રીતરસમો તેમના માટે પૂરી કરતા અને ગૈબ (પરોક્ષ)ની ખબરો જાણવા માટે તેમનું ધ્યાન અને યોગ કરતા અને પછી અજ્ઞાની લોકો ગૈબની વાતો જાણવાના શોખમાં જ્યારે તેમના પાસે આવતા તો ખરી-ખોટી વાતો બતાવીને તેમને મૂર્ખ બનાવતા. કુર્આને તેમની ધૂર્તતાનો ઉલ્લેખ કર્યો છે :

يُلْقُونَ السَّمْعَ وَأَكْثَرُهُمْ كَاذِبُونَ ۝

"અને તેઓ કાન લગાવતા, જો કે તેમનામાંથી મોટાભાગના જૂઠાં છે."

(સૂરઃ શુ'અરા, આ.૨૨૩)

કુર્આન-મજીદ એવી વાણી છે જે અનુપ્રાસાત્મક ગદ્ય (Rhythmical, છંદાત્મક) છે અને જ્યોતિષીઓની વાણી પણ અનુપ્રાસાત્મક ગદ્ય હતી, તદ્દુપરાંત કુર્આન-મજીદમાં ભવિષ્યવાણીઓ પણ હતી અને જ્યોતિષીની વાણીમાં પણ ભવિષ્યવાણીઓ હતી, તેની આ બાહ્ય સમાનતાને કારણે નુબૂવ્વતની શરૂઆતમાં કુરૈશીઓએ મ્હેણું માર્યું કે આપ જ્યોતિષી છે અને આ વહી (દિવ્ય પ્રકાશના) ફરિશ્તાંઓ દ્વારા લાવવામાં આવેલ વહી નથી, બલ્કે જે પ્રમાણે જ્યોતિષીઓ પર જિન્નાતો વહી લાવે છે, એ જ પ્રમાણે મુહમ્મદ (ﷺ) પર પણ જિન્નાતો જ વહી લાવે છે. કુર્આને આ વાતનું ખંડન કરી નાખ્યું :

وَمَا تَنَزَّلَتْ بِهِ الشَّيَاطِينُ ۝ وَمَا يَنْبَغِي لَهُمْ وَمَا يَسْتَطِيعُونَ ۝
إِنَّهُمْ عَنِ السَّمْعِ لَمَعْزُولُونَ ۝

"તેને શૈતાન લઈને નથી ઊતર્યા અને ન તેમના માટે આ ઉચિત છે અને ન તેઓ આવું કરી શકે છે. તેઓ તો સાંભળવાથી વંચિત કરી દેવામાં આવ્યા છે."

(સૂરઃ શુ'અરા, આ.૨૧૦-૨૧૨)

કુર્આને અહીં જે જવાબ કુરૈશને આપ્યો છે, બરાબર એ જ જવાબ આનાથી પહેલાં આ જ પ્રકારનાં સંદેહના જવાબમાં હઝરત મસીહ અલૈ.એ પોતાના પર આરોપ મૂકનારા ફરોશીઓ (Pharisees)ને[1] આપ્યો હતો. ફરોશીઓએ જ્યારે હઝરત મસીહ

(૧) એક યહૂદી ધાર્મિક સમૂહ, જે બીજા યહૂદી નિયમો અને રીત-રિવાજોનું મક્કમતાથી પાલન કરવાનો દાવો કરે છે. આ લોકોએ હંમેશા મસીહ અલૈ.નો વિરોધ કર્યો અને તેમની હત્યાની યોજના બનાવતા રહ્યા. (અનુ.)

અલૈ.ની મોહક અને પ્રભાવી વાણી સાંભળી અને તેમના ચમત્કારો અને કારનામાઓને જોયા અને એ પણ જોયું કે લોકો અવિરત તેમના મોહિત થતા જઈ રહ્યા છે, તો તેમના વધતા જતા પ્રભાવને રોકવા અને લોકોને તેમનાથી બદગુમાન કરવા માટે પ્રચલિત કરી દીધું કે તેમણે મોટા શૈતાન બાલઝબૂલ (Beelzebul, the devil)ને કોઈ અમલ દ્વારા પોતાના કાબૂમાં કરી લીધો છે અને તેની મદદથી આ ચમત્કારો બતાવી રહ્યા છે, અને રુઆબ જમાવવા એવું જાહેર કરે છે કે આ બધું ખુદાઈ મદદથી કરી રહ્યા છે.

માથ્થી (Matthew), પ્રકરણ-૧૧, ૨૪-૨૬ માં છે :

''ફરોશીઓએ સાંભળીને કહ્યું : આ ખરાબ આત્માઓ (પ્રેતાત્માઓ)ના સરદાર બાલઝબૂલની મદદ વિના ખરાબ આત્માઓને નથી કાઢતો.

તેણે (મસીહે) તેમના આ વિચારોને જાણીને તેમને કહ્યું : જે બાદશાહીમાં ફાટફૂટ પડે છે તે વેરાન થઈ જાય છે અને જે શહેર કે ઘરમાં ફાટફૂટ પડશે તે કાયમ નહીં રહે અને જો શૈતાને જ શૈતાનને કાઢ્યો તો તે પોતે જ પોતાનો વિરોધી થઈ ગયો, પછી તેની બાદશાહી કેવી રીતે કાયમ રહેશે.''

કુર્આને પણ 'وَمَا يَنۢبَغِىْ لَهُمْ' ના શબ્દોથી આ જ હકીકતની તરફ ઈશારો કર્યો છે કે આ વહી, જેનો એક-એક અક્ષર શૈતાન અને તેના તમામ હેતુઓ અને આકાંક્ષાઓથી બિલકુલ વિપરીત છે, શૈતાનની મદદથી કેવી રીતે હોઈ શકે છે ? તે પોતે પોતાની ગુમરાહીની કાર્યવાહીને છિન્ન-ભિન્ન કરવા માટે માર્ગદર્શનનો આવો માંગલિક ગ્રંથ કેવી રીતે અવતરિત કરી શકે છે ? જો તે આવું કરે તો તેનો અર્થ એ છે કે તેણે પોતાની સલ્તનત સ્વયં પોતાના હાથે બરબાદ કરી નાખી અને પોતે જ પોતાનો દુશ્મન બની ગયો છે.

બીજો ટુકડો وَمَا يَسْتَطِيعُونَ ۞ إِنَّهُمْ عَنِ السَّمْعِ لَمَعْزُولُونَ ۞ (અને તેઓ કરી પણ શકતા નથી, તેઓ મલાએ-આ'લા - ફરિશ્તાઓના સમાચારો સાંભળવાથી વંચિત કરી દેવામાં આવ્યા છે) એ વાત તરફ ઈશારો કરી રહ્યો છે, જેનો સૂરઃ સાફ્ફાતવાળી આયતમાં ઉપર ઉલ્લેખ આવી ચૂક્યો છે અને જેનો જિન્નાતે સ્વયં સૂરઃ જિન્નમાં સ્વીકાર કર્યો છે :

وَأَنَّا كُنَّا نَقْعُدُ مِنْهَا مَقَاعِدَ لِلسَّمْعِ ۖ فَمَن يَسْتَمِعِ الْآنَ يَجِدْ لَهُ شِهَابًا رَّصَدًا ۞

''અને અમે બેસતા હતા તેના (આકાશ) ઠેકાણાઓમાં, સાંભળવા માટે મલાએ-આ'લાની વાતો, પરંતુ હવે જે સાંભળશે તો જોશે પોતાના માટે એક ઉલ્કાને લાગમાં.'' (આ.૯)

મલાએ-આ'લાથી જિન્નાતોના આ સંબંધનું કુર્આને ઠેકઠેકાણે ખંડન કર્યું છે અને

વાંરવાર એ વાત વર્ણવી છે કે કુર્આન શૈતાની હસ્તક્ષેપથી તદ્દન પવિત્ર છે અને આવા પ્રસંગે સામાન્ય રીતે તારાઓના ખરવા, તેના તૂટવા અને તેમને ફેંકવાની સાક્ષીની હેસિયતે સોગંદો ખાધી છે, જેનાથી ઉલ્કાઓના ખરવાનો અને શૈતાનોને ધુતકારીને કાઢી મૂકવાનો અર્થ છે. સૂરઃ વાકેઆ, સૂરઃ હાક્કા, સૂરઃ તકવીર અને સૂરઃ નજમમાં આના ઉદાહરણો મોજૂદ છે. સૂરઃ શુ'અરામાં બીજી રીતે તેનું ખંડન કરેલ છે. ફરમાવ્યું કે પયગંબર ઉપર શૈતાનો નથી આવી શકતા; જે રીતે માખી કેવળ ખરાબ, ગંદી અને અશુદ્ધ વસ્તુઓ પર બેસે છે, તે રીતે જિન્નાતો અને શૈતાનો માત્ર ગંદી, ખરાબ અને અશુદ્ધ આત્માઓ પર જ ઊતરે છે. તેઓ અલ્લાહના રસૂલો (ઈશદૂતો) અને નબીઓ (સંદેશવાહકો) પર આવવાની હિંમત નથી કરી શકતા અને ન તો તેમની વાણીમાં પોતાની વાતોની કોઈ ભેળસેળ કરી શકે છે :

هَلْ أُنَبِّئُكُمْ عَلَىٰ مَن تَنَزَّلُ الشَّيَاطِينُ ۝ تَنَزَّلُ عَلَىٰ كُلِّ أَفَّاكٍ أَثِيمٍ ۝ يُلْقُونَ السَّمْعَ
وَأَكْثَرُهُمْ كَاذِبُونَ ۝

"શું હું તમને બતાવું કે શૈતાનો કયા અને કેવા લોકો પર ઊતરે છે ? તેઓ દરેક મિથ્યાવાદી, દગાબાજ ગુનેગારો પર ઊતરે છે, (અર્થાત્ જ્યોતિષીઓ પર). તેઓ કાન લગાવે છે (અર્થાત્ સાંભળવા માટે સમાધિ કે યોગની રીતે બેસે છે) અને મહદ્અંશે જૂઠાં હોય છે (અર્થાત્ હકીકત કંઈ જ નથી હોતી, પણ ઘણી વાતો ઘડીને સંભળાવી દેતા હોય છે.)" (સૂરઃ શુ'અરા, આ.૨૨૧-૨૨૩)

## ૩. તારાઓ-ગ્રહો-નક્ષત્રોની પૂજા :

દુનિયાની તમામ મૂર્તિપૂજક કોમોમાં સૂર્ય અને ચંદ્રની પૂજા પ્રચલિત રહી છે. આરબવાસીઓ પણ તેમને ખુદાઈ કે દૈવી સ્વરૂપના સમૂહમાં હોવાનું માનતા હતા અને તેમની બંદગી કરતા હતા. કુર્આને તેનું ખંડન કર્યું છે :

وَمِنْ آيَاتِهِ اللَّيْلُ وَالنَّهَارُ وَالشَّمْسُ وَالْقَمَرُ ۚ لَا تَسْجُدُوا لِلشَّمْسِ وَلَا لِلْقَمَرِ وَاسْجُدُوا
لِلَّهِ الَّذِي خَلَقَهُنَّ إِن كُنتُمْ إِيَّاهُ تَعْبُدُونَ ۝

"અને તેની નિશાનીઓમાંથી રાત્રિ અને દિવસ, સૂર્ય અને ચંદ્ર છે. ન સૂર્યને સિજદો કરો, ન ચંદ્રને. સિજદો કરો એ અલ્લાહને જેણે તેમને પેદા કર્યા છે, જો તમે તેની જ બંદગી કરો છો." (સૂરઃ હા-મીમ-સજદા, આ.૩૭)

આરબો તારાઓની અસરને પણ માનતા હતા. તેમનું માનવું હતું કે નક્ષત્રો અને તારાઓનો પૃથ્વીની ખુશહાલીમાં હસ્તક્ષેપ હોય છે. વરસાદને તેઓ તેમની જ

મહેરબાની અને કૃપાનું પરિણામ સમજતા હતા. વરસાદ થતો તો કહેતા કે ફલાણો તારો ખૂબ વરસ્યો અને આ નિસ્બત તેમના નજીક ભૌતિક નહોતી, બલ્કે તેઓ વાસ્તવમાં એ વાત પર ઈમાન રાખતા હતા કે પાણી વરસાવવું આ તારાઓનું જ કામ છે. પ્રખ્યાત તારો 'શિઅરા' પણ આરબોનો ઉપાસ્ય હતો, જે ગરમીની ઋતુમાં ઊગતો હતો. તાબિત શિઅરનો શેર છે :

شامس فی القوحتی اذاما ذکت اشعری فبردوظل

''(સ્વ-પ્રશંસિત) ઠંડીની ઋતુમાં ગરમી પહોંચાડે છે, ત્યાં સુધી કે જ્યારે શિઅરા ઊગે છે (ગરમીની ઋતુમાં) તો તે ઠંડો અને છાંયડો બની જાય છે.''

અરબસ્તાનમાં ઠંડીની ઋતુ દુષ્કાળ અને ગરીબીની ઋતુ રહેતી હતી. ઉત્તરની ઠંડી હવાઓ તે જમાનામાં આખા પ્રદેશની તમામ વેપારી પ્રવૃત્તિઓને પણ ઠંડી કરી દેતી હતી. તેના જ કારણે આરબો શિયાળાની ઋતુને 'شہباء' (અશુભ અને કંગાળ સમય) કહેતા હતા. વાહન-વ્યવહાર અને વેપારની ધામધૂમ મોટાભાગે ઉનાળા સાથે સંબંધિત હતા અને આ જ જમાનો 'શિઅરા'ના ઊગવાનો જમાનો હતો, તેથી આ તમામ વૃદ્ધિ-સમૃદ્ધિ અને ઉન્નતિનો તેનાથી જ સંબંધ જોડવામાં આવતો હતો. કુર્આને સૂરઃ નજ્મમાં આ જ અંધશ્રદ્ધા અને ભ્રમનું ખંડન કર્યું છે :

وَاَنَّهٗ هُوَ اَغْنٰى وَاَقْنٰى ۙ وَاَنَّهٗ هُوَ رَبُّ الشِّعْرٰى ۙ

''અને તે જ લોકોને ધનવાન અને મૂડીપતિ બનાવે છે અને તે જ શિઅરાનો રબ છે.'' (સૂરઃ નજ્મ, આ. ૪૮-૪૯)

આરબોની ધર્મ અંગેની કલ્પનાએ તે વિભિન્ન તત્ત્વોને છોડીને દેવતાઓની એક મહેફિલ (તારાઓ અને નક્ષત્રોનું ઝુમખું - Of Gods-Constellation) સજાવી, જેમાં ખુદાની હેસિયત અર્શવાળા (ذوالعرش) મહાદેવની ઠેરવી અને તે દેવતાઓને દરબારના સમીપવર્તી અને સલ્તનતના સભ્યોનું સ્થાન આપ્યું; પછી આ કલ્પનામાં, પ્રતિમાએ, જે હંમેશાથી શિર્કના અત્યંત મુખ્ય કારણો અને પરિબળોમાં રહી છે, રંગ પૂર્યા અને એ માન્યતા ઊભી થઈ કે જે રીતે જમીનના બાદશાહો અને રાજાઓ પોતાના દૂર-સુદૂરના પ્રદેશનો પ્રબંધ પોતાના હાકેમો અને ગવર્નરોને સોંપી દે છે, એ જ રીતે અર્શ પર બિરાજમાન ખુદાએ પણ મામલાઓની વ્યવસ્થા અને પ્રબંધ આ દેવતાઓને સોંપી દીધેલ છે. તેણે પોતાનો બધો સંબંધ આકાશની વ્યવસ્થા અને પ્રબંધથી જ જોડી રાખ્યો છે, જેને રાજધાનીનું સ્થાન પ્રાપ્ત છે. બાકી રહી જમીન, તો તેના મામલાઓમાં તેની હેસિયત એકાંતવાસી ખુદાની છે, સામાન્ય કાર્ય-યોજના, વ્યવસ્થા અને રાજતંત્રથી

તેનો પોતાને કોઈ સંબંધ નથી. આ કલ્પના એક પવિત્ર કલ્પના છે, જે કેટલીક મુશ્રિક કોમોમાં જોવા મળે છે. પરંતુ પવિત્રતાથી એક તરફ તો ખુદાના સામર્થ્ય અને તેના જ્ઞાનનો ઇન્કાર થાય છે અને બીજી તરફ તેનાથી ખુદાની ખુદાઈ અને તેની સત્તાનું વિભાજન અનિવાર્ય બને છે. તેના કારણે કુઆનિ તેનું ખંડન કર્યું છે.

આ વિભાજનથી ખુદાનું સામર્થ્ય અને તેના જ્ઞાનનો જે ઇન્કાર થાય છે અને તેના પર કમજોરી અને અનભિજ્ઞતાનો જે દોષ આવે છે તેનું ખંડન આ રીતે કરવામાં આવ્યું છે :

اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلْحَيُّ الْقَيُّوْمُ ۚ لَا تَاْخُذُهٗ سِنَةٌ وَّلَا نَوْمٌ ۚ
لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ

"અલ્લાહ, નથી કોઈ ઉપાસ્ય પરંતુ તે, જીવંત અને શાશ્વત રહેનાર, તેને ઊંઘ અને નિદ્રા નથી આવતી, જે કંઈ આકાશો અને જમીનમાં છે બધું જ તેના માટે છે."

(સૂરઃ બકરહ, આ.૨૫૫)

وَسِعَ كُرْسِيُّهُ السَّمٰوٰتِ وَالْاَرْضَ ۚ وَلَا يَـُٔوْدُهٗ حِفْظُهُمَا

"તેની જ બાદશાહી આકાશ અને જમીન બધા પર વ્યાપ્ત છે અને તેની સુરક્ષા તેના પર ભારે નથી." (સૂરઃ બકરહ, આ.૨૫૫)

اِنَّ رَبَّكُمُ اللّٰهُ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ فِيْ سِتَّةِ اَيَّامٍ
ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ يُدَبِّرُ الْاَمْرَ

"તમારો માલિક એ અલ્લાહ છે, જેણે સર્જન કર્યું આકાશોનું અને જમીનોનું છ દિવસમાં, પછી તે સંચાલન કરવા અર્શ પર બિરાજમાન થયો."

(સૂરઃ યૂનુસ, આ. ૩)

આ વહેંચણીથી અલ્લાહની બાદશાહીમાં જે ભાગલા પડે છે તેનું ખંડન આ પ્રમાણે કરવામાં આવ્યું છે :

وَقَالَ اللّٰهُ لَا تَتَّخِذُوْٓا اِلٰهَيْنِ اثْنَيْنِ ۚ اِنَّمَا هُوَ اِلٰهٌ وَّاحِدٌ ۚ فَاِيَّايَ فَارْهَبُوْنِ

"અને અલ્લાહે ફરમાવ્યું : બે ઉપાસ્ય ન બનાવો, તે તો એક જ ઉપાસ્ય છે. બસ, મારાથી ડરો." (સૂરઃ નહ્લ, આ.૫૧)

وَهُوَ الَّذِيْ فِي السَّمَآءِ اِلٰهٌ وَّفِي الْاَرْضِ اِلٰهٌ ۚ وَهُوَ الْحَكِيْمُ الْعَلِيْمُ

"તે જ એક આકાશમાં પણ ઉપાસ્ય છે અને તે જ એક જમીનમાં પણ ઉપાસ્ય છે અને તે તત્ત્વદર્શી અને સર્વજ્ઞાની છે." (સૂરઃ ઝુખરુફ, આ.૮૪)

આ કલ્પનાનું ખંડન આ આયતોમાં પણ છે :

قُلْ لَّوْ كَانَ مَعَهٗٓ اٰلِهَةٌ كَمَا يَقُوْلُوْنَ اِذًا لَّابْتَغَوْا اِلٰى ذِى الْعَرْشِ سَبِيْلًا

"કહો, જો તેના સાથે ઉપાસ્યો પણ હોત , જેમ કે તેઓ કહે છે તો તેઓ તો અર્શવાળા સાથે ઝઘડાનો રસ્તો શોધતા." (સૂરઃ બની ઇસરાઈલ, આ.૪૨)

لَوْ كَانَ فِيْهِمَآ اٰلِهَةٌ اِلَّا اللّٰهُ لَفَسَدَتَا

"જો આકાશ અને ધરતીમાં અલ્લાહ સિવાય અન્ય ઉપાસ્યો હોત તો તે (આકાશ અને ધરતી) બંનેનું વ્યવસ્થા-તંત્ર છિન્ન-ભિન્ન થઈ જતું."
(સૂરઃ અંબિયા, આ.૨૨)

ધરતીના મામલામાં પ્રત્યક્ષ રૂપે સત્તાધીશ માનવાને કારણે આરબોએ આ દેવતાઓને બંદગી અને સન્માનના એ તમામ આવશ્યક અને સંબંધિત વાતોના અધિકારી ઠેરવી લીધા, જે ખુદા માટે વિશેષ હતી. ખુદા માટે કા'બા હતું, તેમના માટે અલગ-અલગ સ્થાન અને ઉપાસનાગૃહો બનાવવામાં આવ્યા. ખુદા માટે હજ્જ અને કુરબાનીની રસમો હતી, તેમના માટે પણ હજ્જ અને કુરબાનીઓની રીતો અપનાવવામાં આવી. ખુદાએ પોતાની ઓળખો અને કુરબાની (બલિ અને બલિદાન) અને નિયાઝ (માનતા, પ્રસાદ) માટેના પશુઓ નક્કી કર્યા હતા. મુશ્રિકોએ પોતાના ઉપાસ્યો માટે પણ બહીરા, સાયબા, વસીલા અને હામ વિશિષ્ટ કરી લીધા.[1] ખુદા માટે ખેતીની ઉપજ અને પશુઓમાંથી એક નિયત હિસ્સો હતો. તેમના દેવતા પણ આ હિસ્સાના અધિકારી ઠર્યા અને જમીનની વ્યવસ્થા અને સંચાલનના ખરા જિમ્મેદારો, તેમના મતાનુસાર આ જ હતા, તેથી ખુદાની સરખામણીમાં તેમનો હક્ક કંઈક વધારે જ સુરક્ષિત રહ્યો :

وَجَعَلُوْا لِلّٰهِ مِمَّا ذَرَاَ مِنَ الْحَرْثِ وَالْاَنْعَامِ نَصِيْبًا فَقَالُوْا هٰذَا لِلّٰهِ بِزَعْمِهِمْ
وَهٰذَا لِشُرَكَآئِنَا ۚ فَمَا كَانَ لِشُرَكَآئِهِمْ فَلَا يَصِلُ اِلَى اللّٰهِ ۚ وَمَا كَانَ لِلّٰهِ فَهُوَ
يَصِلُ اِلٰى شُرَكَآئِهِمْ ۗ سَآءَ مَا يَحْكُمُوْنَ[2]

ખુદાનો ભાગ તેમના ભાગીદારો (ઉપાસ્યો) તરફ જઈ શકતો હતો, પરંતુ

(૧) બહીરા, સાયબા, વસીલા અને હામ આ ચારેય જાનવરોના પ્રકારો છે, જેમને આરબો પોતાના દેવતાઓના નામ પર છોડી મૂકતા હતા અને તેમને 'હદી' (દાન કરેલા)ના પશુઓની જેમ પવિત્ર સમજતા હતા.

(૨) "અને અલ્લાહે જે ખેતી અને પશુઓ પેદા કર્યા છે, તેમાંથી તેમણે અલ્લાહનો એક ભાગ રાખ્યો; બસ, કહ્યું કે આ અલ્લાહ માટે છે તેમના માનવા પ્રમાણે, અને આ અમારા ભાગીદારો માટે છે. તેથી જે ભાગ તેમના ભાગીદારો માટે હોય છે તે તો અલ્લાહને નથી પહોંચતો અને જે ભાગ અલ્લાહનો હોય છે તે તેમના ભાગીદારોને મળી શકે છે. ખૂબ જ ખરાબ નિર્ણય છે જે તેઓ કરે છે." (સૂરઃ અન્આમ, આ.૧૩૬)

ભાગીદારોનો હિસ્સો ખુદાની તરફ નહોતો જઈ શકતો. ખુદા માટે કેવળ પશુઓની કુરબાની હતી, પરંતુ ભાગીદારો માટે, જેમ કે ઉપર ઉલ્લેખ છે, અમુક સંજોગોમાં સંતાનો સુદ્ધાની કુરબાની કરવામાં આવતી હતી. ખુદાએ માત્ર અમુક જ વસ્તુઓ હરામ કરી હતી, પરંતુ તેમના દેવતાઓના સંબંધે ઘણીબધી વસ્તુઓ હરામ (Taboo, નિષિદ્ધ) થઈ ગઈ. ખુદા વહી (દિવ્ય સંચેતના) અને ઇલ્હામ (સંકેત) અવતરિત કરતો હતો, ત્યાં દેવતાઓ પણ ફાલ (શુકન અને જ્યોતિષ)ના તીરોની જબાનથી પોતાના ગેબી (પરોક્ષ) નિર્ણયો લાગુ કરવા લાગ્યા.

વિશિષ્ટ લોકો આ તમામ ભક્તિ ફરિશ્તાઓ (દેવદૂતો), જિન્નાતો અને નક્ષત્રો માટે બજાવી લાવતા હતા. પરંતુ સામાન્ય લોકોના નસીબમાં એટલી પહોંચ નહોતી. તેઓ માટી, પથ્થર અને લાકડાં વગેરેથી બનેલ મૂર્તિઓને જ અસલ કામ પાર પાડનાર માનતા હતા. આ જ કારણે કુર્આને મૂર્તિપૂજાના ખંડનમાં વિશિષ્ટ લોકો અને સામાન્ય લોકો બંનેની માનસિકતાને સામે રાખી છે, જેમ કે સૂરઃ આ'રાફમાં ફરમાવ્યું :

إِنَّ الَّذِينَ تَدْعُونَ مِنْ دُونِ اللَّهِ عِبَادٌ أَمْثَالُكُمْ فَادْعُوهُمْ فَلْيَسْتَجِيبُوا
لَكُمْ إِنْ كُنْتُمْ صَادِقِينَ ۝

''જેમને તમે અલ્લાહ સિવાય પોકારો છો, (તેઓ) તમારા જ જેવા બંદાઓ છે. બસ, તેમને પોકારી જુઓ, તમારી ફરિયાદ તેઓ સાંભળે જો તમે સાચા છો.''

(આ.૧૯૪)

પછી ફરમાવ્યું :

أَلَهُمْ أَرْجُلٌ يَمْشُونَ بِهَا ۖ أَمْ لَهُمْ أَيْدٍ يَبْطِشُونَ بِهَا ۖ أَمْ لَهُمْ أَعْيُنٌ
يُبْصِرُونَ بِهَا ۖ أَمْ لَهُمْ آذَانٌ يَسْمَعُونَ بِهَا ۗ قُلِ

''શું તેમના પગ છે જેનાથી તેઓ ચાલે છે, શું તેમના હાથ છે જેનાથી તેઓ પકડે છે, શું તેમની આંખો છે જેનાથી તેઓ જુએ છે, શું તેમના કાન છે જેનાથી તેઓ સાંભળે છે.'' (સૂરઃ આ'રાફ, આ.૧૯૫)

## ૪. પૂર્વજો કે બાપદાદાઓની પૂજા :

દેવતાઓની આ મહેફિલમાં તેમણે પોતાના બાપદાદાઓ અને પૂર્વજોમાંથી એ બુઝુર્ગો (કથિત પ્રતિષ્ઠિત અને મહાન લોકો)ને સ્થાન આપ્યું, જેમનો ધાર્મિક મહિમા અને પવિત્રતાની પરંપરાઓ તેમનામાં પ્રચલિત હતી. તેમની કબરો અને તેમના અવશેષો બરકતની પ્રાપ્તિ અને દુઆઓ અને પ્રાર્થનાઓના સ્વીકારનું કેન્દ્ર બનતાં-બનતાં છેવટે

ઉપાસના-ગૃહો અને ઇબાદતખાના બની ગયા, અને ધીમે-ધીમે તેમના વિશે પણ તેમણે એવા અકીદાઓ, માન્યતાઓ અને ધારણાઓ બનાવી લીધી, જેવા અકીદાઓ અને ધારણાઓ તેમણે જિન્નાતો અને ફરિશ્તાઓ (દેવદૂતો) વિશે બનાવી લીધી હતી. જેની વિગત ઉપર આવી ગઈ છે.

કુર્આને તેનું ખંડન કર્યું છે :

وَالَّذِيْنَ يَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ لَا يَخْلُقُوْنَ شَيْئًا وَّهُمْ يُخْلَقُوْنَ ۝ اَمْوَاتٌ غَيْرُ اَحْيَآءٍ ۚ وَمَا يَشْعُرُوْنَ ۙ اَيَّانَ يُبْعَثُوْنَ ۝

"અને જેમને અલ્લાહને છોડીને પોકારે છે, તેઓ કંઈ જ પેદા નથી કરતા, બલ્કે પોતે સર્જન છે, નિર્જીવ છે, સજીવ નથી. તેમને કંઈ ખબર નથી કે ક્યારે ઉઠશે." (સૂરઃ નહ્લ, આ.૨૧)

આ પૂર્વજોની પૂજાની સૌથી વધુ અનિષ્ટ અને અશુભ રૂપ એ હતું કે બાપદાદાઓ અને પૂર્વજોના રિવાજો અને પ્રણાલિકાઓને તેમણે દીન અને શરીઅતની હેસિયત આપી દીધી, તેથી પયગંબરના આમંત્રણના વિરોધમાં સૌથી વધારે મજબૂત પ્રેરકબળ તેમનું આ જ પૂવજોની પૂજાનું પાગલપણું હતું. જ્યારે તેમને અલ્લાહના માર્ગ પર ચાલવાનું આમંત્રણ આપવામાં આવતું અને અલ્લાહના આદેશો અને કાનૂન બતાવવામાં આવતા તો કહેતા, શું એક મજનૂ શાયરના કહેવાથી અમે અમારા પૂર્વજો અને બાપદાદાની રીતરસમો છોડી દઈએ ! આ નથી થઈ શકતું.

وَاِذَا قِيْلَ لَهُمْ تَعَالَوْا اِلٰى مَآ اَنْزَلَ اللّٰهُ وَاِلَى الرَّسُوْلِ قَالُوْا حَسْبُنَا مَا وَجَدْنَا عَلَيْهِ اٰبَآءَنَا ۭ اَوَلَوْ كَانَ اٰبَآؤُهُمْ لَا يَعْلَمُوْنَ شَيْئًا وَّلَا يَهْتَدُوْنَ ۝

"જ્યારે તેમને કહેવામાં આવતું કે એ વસ્તુ તરફ આવો જે અલ્લાહે બતાવી છે અને રસૂલની તરફ આવો, તો કહે છે – અમે અમારા બાપદાદાને જે પદ્ધતિ પર જોયા છે તે અમારા માટે પૂરતી છે. શું તેમના બાપદાદાઓ કંઈ ન જાણતા હોય અને માર્ગદર્શન પર ન રહ્યા હોય ત્યારે પણ ?" (સૂરઃ માઈદા, આ.૧૦૪)

આ આયતના છેલ્લા ભાગથી ખ્યાલ આવે છે કે બાપદાદાનું ચલણ એ રીતે તો સારી વસ્તુ છે કે માનવ-સ્વભાવમાં તેનાથી પ્રેમ અને લગાવ હોય છે, પરંતુ કોઈ પ્રણાલિકાના સારા હોવા માટે, માત્ર એટલી વાત પૂરતી નથી હોઈ શકતી કે તે પૂર્વજોથી ચાલી આવે છે. તેના વિશે સૌથી મુખ્ય પ્રશ્ન એ છે કે તે બુદ્ધિના વિરુદ્ધ તો નથી ને ? માનવ-પ્રકૃતિથી બહારની વાત તો નથી ને ? નૈતિકતાથી વિપરીત તો નથી ને ? ટૂંકમાં

એ કે અલ્લાહે દર્શાવેલ રીતથી જુદી તો નથી ને ? જો આ કસોટીઓ પર તે ખરા ઉતરી જાય તો, નિઃશંક તેઓ સાચા છે અને પૂર્વજોની રીત હોવી તેની દુરસ્તી માટે વધારે આધાર પૂરો પાડે છે; અને જો આ કસોટીઓ પર તે ખોટું સાબિત થઈ જાય, તો તે અસત્ય છે અને કોઈ અસત્યનું કેવળ તેનું પરંપરાગત હોવું તેની દુરસ્તી માટે દલીલ નથી હોઈ શકતી.

આ મામલામાં દુનિયા હંમેશા પરેશાનીમાં ગ્રસ્ત રહી છે. પ્રાચીન અજ્ઞાનતાનો દૃષ્ટિકોણ તો, જેમ કે ઉપર દર્શાવેલ છે, એ હતો કે પૂર્વજોની રીત હરહંમેશ સાચી અને સત્ય છે. તેના સત્ય હોવાની દલીલ એ છે કે તે પૂર્વજો અને બાપદાદાથી ચાલી આવી રહી છે. આધુનિક અજ્ઞાનતા આ બાબતે જે દૃષ્ટિબિંદુ ધરાવે છે તેનું સૌથી સારું અર્થઘટન પ્રખ્યાત કવિ ટેનીસન (Tennyson)ના શબ્દોમાં આ રીતે કરી શકાય છે : ''જો સારામાં સારી પ્રણાલિકા અને ચલણ પણ હંમેશા ચાલુ રહે તો દુનિયાને બગાડી નાખે.''

આ બંને રસ્તાઓ બે અતિશયોક્તિ અને અતિરેકના રસ્તાઓ છે. એકનો આધાર અંધશ્રદ્ધા કે અજ્ઞાનતા પર છે, જે બુદ્ધિ અને સમજથી કામ ન લેવાનું પરિણામ છે. બીજાનો આધાર અવજ્ઞા, સ્વચ્છંદતા અને ઉદ્દંડતા તથા અહંકાર અને અભિમાન પર છે, જે બુદ્ધિને તેની સીમાથી વધારવાનું પરિણામ છે. એક રસ્તો શિર્ક અને મૂર્તિપૂજાના એક વિશેષ પ્રકાર પૂર્વજો અને બાપદાદાની પૂજા (Ancestor Worship)ની તરફ લઈ જાય છે, અને બીજો નાસ્તિકતા અને અનિશ્વરવાદ તરફ લઈ જાય છે, જે નિજની પૂજાનો દરવાજો છે, અને આ બંનેય રસ્તાઓમાં મનુષ્ય ખુદાપરસ્તી (ઈશપરાયણતા)ની હકીકતથી વંચિત અને આકેબતબીની (દીર્ઘદૃષ્ટિ, પરિણામનો વિચાર કરીને કામ કરવા)ની જવાબદારીઓથી તદ્દન ગાફેલ થઈ જાય છે. જો મનુષ્ય માટે એ વાત ઉચિત નથી હોઈ શકતી કે તે પોતાની બુદ્ધિ અને વિવેક પર મહોર લગાવીને પશુઓના ટોળામાં દાખલ થઈ જાય, તો એ વાત પણ ઉચિત નથી હોઈ શકતી કે એક રસ્તાની ભૂલ અને બીજાની દુરસ્તીનો નિર્ણય કર્યા વગર તે એકને છોડીને બીજા ઉપર ચાલી નીકળે.

આ બંને રસ્તાઓમાં મનુષ્ય શૈતાનના પદ્‌ચિહ્નોનું અનુસરણ કરવાનો ગુનેગાર છે. સમજદારીનો અને પ્રકૃતિનો માર્ગ એ છે, જેની સાક્ષી દુનિયાના સારા માણસો અને અંબિયાએ કિરામ અલૈ. (પ્રતિષ્ઠિત ઈશદૂતો)ના ઉદયમાન થતાં પહેલાના જીવનમાંથી મળે છે. તેમની એ રીત હતી કે જેવાં પુખ્તતાના કિરણો તેમના પર ચમક્યા, તેમણે સૌથી પહેલાં પોતાના વૈચારિક અને બૌદ્ધિક વારસાનું નિરીક્ષણ કર્યું, જે તેમને પોતાના પૂર્વજો અને બાપદાદાઓથી મળ્યો હતો અને તેમાંથી જે વસ્તુઓ પણ તેમને બુદ્ધિ અને પ્રકૃતિથી પ્રતિકૂળ દેખાઈ, તેને તેમણે કોઈપણ સંકોચ વગર છોડી દીધી. આ માર્ગમાં તેમને લોકો તરફથી અનેકાનેક મુસીબતો સહન કરવી પડી, પરંતુ તેની તેમણે કોઈ

પરવા ન કરી. આ લોકો માનવ-જાતના સર્વશ્રેષ્ઠ લોકો હતા અને પોતાની આ ખાસિયતના કારણે સત્યથી લાભાન્વિત થવામાં આપણા બધાથી આગળ રહ્યા. જે પ્રમાણે સૂર્ય ઊગે છે તો તેના કિરણો સૌથી પહેલા ઊંચી ટેકરીઓ પર જ ચમકે છે, તે જ પ્રમાણે જ્યારે પણ દુનિયામાં સત્યનો સૂરજ ઊગે છે તો આવા જ મનો-મસ્તિષ્ક તેનાથી સૌથી પહેલા પ્રકાશિત થયા :

તેનું એક ઉમદા ઉદાહરણ હઝરત યૂસુફ અલૈ.નું જીવન છે. તેમણે કહ્યું :

إِنِّي تَرَكْتُ مِلَّةَ قَوْمٍ لَا يُؤْمِنُونَ بِاللَّهِ وَهُمْ بِالْآخِرَةِ هُمْ كَافِرُونَ ۝ وَاتَّبَعْتُ مِلَّةَ آبَائِي إِبْرَاهِيمَ وَإِسْحَاقَ وَيَعْقُوبَ

''મેં એ કાફિર કોમના પંથને છોડી દીધો, જે અલ્લાહ પર ઈમાન રાખતી નહોતી અને તે આખિરતનો પણ ઇન્કાર કરનારી હતી અને મેં મારા વડવાઓ ઈબ્રાહીમ અને ઈસ્હાક અને યાકૂબનું અનુસરણ કર્યું.'' (સૂરઃ યૂસુફ, આ.૩૭-૩૮)

હઝરત યૂસુફ અલૈ. વિશે ખબર છે કે બાહ્ય રીતે ન તેમણે કોઈ મઝહબને અપનાવ્યો અને ન કોઈ મઝહબને છોડ્યો. જે મઝહબ પર તેઓ પેદા થયા હતા, પ્રથમ દિવસથી લઈને પોતાના પવિત્ર જીવનના અંતિમ શ્વાસ સુધી એ જ મઝહબ પર રહ્યા. નુબૂવ્વત પછી એ જ મઝહબની તેમના પર વહી થઈ. મિસર (ઈજિપ્ત)માં તેમના સામે કિબ્તીઓના મઝહબનો મામલો આવ્યો, પણ તેમનું પવિત્ર હૃદય એક ક્ષણ માટે પણ તેની ગંદકીઓથી ખરાબ ન થયું. જો કે તેઓ ફરમાવે છે કે મેં એક કોમના મઝહબને, જે અલ્લાહ અને આખિરત પર ઈમાન નહોતી રાખતી, છોડ્યો અને મારા પૂર્વજો અને બાપદાદાઓ ઈબ્રાહીમ, ઈસ્હાક અને યાકૂબ અલૈ.ના મઝહબને અપનાવ્યો. સ્પષ્ટ છે કે તેમનું આ છોડવું અને અપનાવવું બુદ્ધિગમ્ય અને હાર્દિક છે. તેમણે પોતાના વડવાઓના મઝહબને કેવળ પૈતૃક વારસો સમજીને અપનાવી નહોતો રાખ્યો, બલ્કે એક પવિત્ર અને શુદ્ધ પ્રકૃતિ અને ઈશનિષ્ઠ હૃદયની ઊંડી જિજ્ઞાસા અને કોશિશોની સાથે તેની સચ્ચાઈ અને સત્યતાને પારખી હતી. તે રીત તેમના માટે સ્વયં તેમની પોતાની શોધ હતી, તેથી તે તેમની પોતાની બની ગઈ હતી, અને તેમના હૃદયમાં ઊંડે સુધી ઊતરી ગઈ હતી. તેની દુરસ્તી પર તેમની બુદ્ધિ ગવાહ હતી, તેના સ્વાભાવિક અને ખુદાઈ હોવા અંગે તેમનું દિલ તદ્દન સંતુષ્ટ હતું. તેઓ તેના સાથે એટલા માટે નહોતા લાગી ગયા કે પૂર્વજોના પૂર્વગ્રહયુક્ત સંબંધમાં જકડાયેલા હતા, બલ્કે આખા જગતમાં એક પણ વ્યક્તિ આ રસ્તા પર ન હોત, તો પણ તેમનો રસ્તો આ જ હોત. અલબત્ત, આ અલ્લાહની એક વધુ કૃપા હતી કે એ જ રસ્તો તેમનાં વડવાઓનો પણ હતો.

આ વાતની સાક્ષી તેમનાં મિસર (ઇજિપ્ત)ના કષ્ટદાયક જીવનથી મળે છે. કસોટીઓ અને અજમાયશોની ઘનઘોર ઘટાઓ ઊમટી-ઊમટીને આવતી હતી, પરંતુ તેમનાં કદમ જરાય ડગતા નહોતા; બલ્કે અંધકાર જેટલો વધતો જતો હતો, તેમનું ઈમાન એટલું જ વધતું જતું હતું, અને જેટલી પણ તેમને ડગમગાવવાની કોશિશ કરવામાં આવતાં, તેમના કદમ સન્માર્ગમાં એટલાં જ વધારે મજબૂત થતા જતા હતા. દુનિયામાં જે લોકો પણ કોઈ માર્ગને આ પ્રકારની બુદ્ધિમત્તા અને વિવેકશીલતાના પ્રકાશની દોરવણીમાં અપનાવે છે, તેઓ તે માર્ગને ખરેખર હૃદયપૂર્વક અપનાવે છે. તેની નકલ નથી કરતા, ચાહે તે માર્ગ તેમના પૂર્વજોનો જ કેમ ન હોય; અને આવા લોકો જે બીજા માર્ગોને છોડે છે, તો ખરેખર હૃદયપૂર્વક છોડે છે, ચાહે એક ડગલું પણ કેમ તેના પર ચાલ્યા ન હોય ! આ જ વિવેક-બુદ્ધિ અને સંશોધન દીનનો આત્મા છે. આ ન હોય તો તમામ ધર્મો નિષ્પ્રાણ અને આત્માવિહોણા થઈ જાય છે, ત્યાં સુધી કે જો એક વ્યક્તિ ચાહે સત્યનો સ્વીકાર કરે, પણ એટલા માટે નહિં કે તે સત્ય છે અને અલ્લાહ તરફથી છે; બલ્કે એટલા માટે કે તે તેના બાપદાદાઓની રીત છે, તો આ પણ આરબ અજ્ઞાનતાની એ જ પૂર્વજોની પૂજામાં સામેલ છે, જે શિર્ક છે.

## ૫. નિજ કે સ્વ કે અહંકારની પૂજા (ખુદપરસ્તી) :

દેવતાઓની આ મહેફિલમાં આરબ મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ) પોતે પણ સામેલ હતા, પરંતુ અલ્લાહની વહીની ચેતવણી પહેલાં જે પ્રમાણે તેમને પોતાના ઘણાંબધા અનેકેશ્વરવાદી કાર્યો અને માન્યતાઓની સમજ નહોતી, તે જ પ્રમાણે તેઓ આ વસ્તુની સમજથી પણ વંચિત હતા. તેઓ પોતાને ખુદાના બંદા તો કહેતા હતા, પરંતુ બંદગીના તકાદાઓ અને અનિવાર્યતાઓથી બેખબર હતા. આ કારણવશ જ તેઓ બંદગીની હદોનું ઉલ્લંઘન કરીને ખુદાઈની હદોમાં દાખલ થઈ ગયા હતા. કુર્આને તેમની આ પ્રકારની અનીતિઓ અને અત્યાચારનાં જે સ્વરૂપોનું વર્ણન કર્યું છે, અમે અહીં તેનો સંક્ષિપ્તમાં ઉલ્લેખ કરીશું. હકીકતમાં આ ચર્ચા ખૂબ મહત્ત્વની છે.

૧. આપણે એ તો જાણી ચૂક્યા છીએ કે આરબવાસીઓને પોતાના બંદા હોવાની અને ખુદાના સર્જનહાર અને પાલનહાર હોવાની વાતથી ઇન્કાર નહોતો; પરંતુ તેની અનિવાર્યતાઓ, અર્થાત્ ખુદાની બંદગી અને પછી તેના તકાદાઓ, એટલે કે એક માત્ર અલ્લાહના આજ્ઞાપાલનના સંદર્ભમાં તેઓ સત્ય માર્ગથી દૂર હતા. તેઓ આજ્ઞાપાલનમાં બીજાઓને પણ ભાગીદાર બનાવતા હતા. ઇબાદત અને બંદગીનો અર્થ તેમના મતે 'પૂજા-પાઠ'થી વધારે નહોતો. તેમને એ વાતમાં કોઈ ખરાબી નહોતી લાગતી કે ઇબાદત ખુદાની થતી રહે, પણ આજ્ઞાપાલન પોતાનું કે બીજા

કોઈનું. તેઓ અલ્લાહના માર્ગદર્શનના બદલે પોતાની મનેચ્છા, પોતાના બાપદાદાઓ અને પોતાના સરદારો અને નેતાઓનું, અલ્લાહના આદેશો વિરુદ્ધ, આજ્ઞાપાલન કરીને પણ એવું જ માનતા હતા કે તેનાથી અલ્લાહની બંદગીમાં કોઈ ફરક પડતો નથી. પરંતુ કુર્આને સચેત કર્યા કે અલ્લાહની બંદગી તેના આજ્ઞાપાલન વિના નિરર્થક છે. અલ્લાહની બંદગીનો અનિવાર્ય તકાદો એ છે કે કેવળ તેનું જ આજ્ઞાપાલન કરવામાં આવે.

إِنَّآ أَنزَلْنَآ إِلَيْكَ ٱلْكِتَٰبَ بِٱلْحَقِّ فَٱعْبُدِ ٱللَّهَ مُخْلِصًا لَّهُ ٱلدِّينَ ۝
أَلَا لِلَّهِ ٱلدِّينُ ٱلْخَالِصُ ۚ

"નિઃસંદેહ, આ ગ્રંથ અમે તમારા તરફ સત્યની સાથે અવતરિત કર્યો છે, તેથી અલ્લાહની જ બંદગી કરો, તેનું જ આજ્ઞાપાલન કરતાં. નિશ્ચિતપણે, વિશુદ્ધ આજ્ઞાપાલન કેવળ અલ્લાહ માટે જ શોભે છે." (સૂરઃ ઝુમર, આ. ૨-૩)

આ પ્રકારની આયતો કુર્આન-મજીદમાં ઘણે ઠેકાણે છે. સ્થાનાભાવને કારણે તે તમામનો ઉલ્લેખ કરી શકાશે નહીં. તે બધાનો અર્થ એ છે કે અલ્લાહે જે દીન અવતરિત કર્યો છે, તેમાં પરિવર્તન અને ફેરબદલે ઘણાં મતભેદો ઊભા કરી દીધા હતા અને અસંખ્ય બિદઅતો (ધર્મમાં નવી વાતો અને રીત-રિવાજો) દાખલ થઈ ગઈ હતી. તેના કારણે અલ્લાહની વિશુદ્ધ બંદગી અને ઇબાદતની રાહ રૂંધાઈ અને કુંઠિત થઈ ગઈ હતી. આ નવી વાતોની સાથે જે લોકો પણ ઇબાદત કરી રહ્યા હતા, તેઓ એક માત્ર અલ્લાહની ઈબાદતથી વંચિત હતા. તેઓ અલ્લાહનું નામ તો અવશ્ય લેતા હતા, પણ ડગલે-ને-પગલે ગૈરુલ્લાહ (અલ્લાહ સિવાય બીજાઓ)નું આજ્ઞાપાલન કરી રહ્યા હતા. આ ગ્રંથે (કુર્આને) આ મતભેદો મિટાવી દીધા અને શરીઅતને ગેરઇલાહી (અનિશ્વરીય) તત્ત્વોથી પવિત્ર કરી દીધી. આ સત્ય અને અસત્ય દરમ્યાન એક અંતિમ આદેશ કે આખરી નિર્ણય (Final Consent, Last Word)ની હેસિયતે પ્રગટ થઈ ચૂક્યો છે. હવે અલ્લાહના અનુપાલન અને બંદગીનો સીધો રસ્તો આ જ છે. બસ, એની જ ઇબાદત કરો, કેવળ તે એકલાનું જ આજ્ઞાપાલન કરતાં; અર્થાત્ બંદગી એ જ વિશ્વસનીય છે, જે વિશુદ્ધ અલ્લાહના આજ્ઞાપાલન સાથે કરવામાં આવે. જો વિશિષ્ટ સમયમાં અલ્લાહનું નામ જપી લેવામાં આવે અને આજ્ઞાપાલનમાં તેના સાથે બીજાઓને ભાગીદાર બનાવી લેવામાં આવે, ચાહે તે ભાગીદાર વ્યક્તિનું પોતાનું મન કે તેની મનેચ્છા જ કેમ ન હોય, તો તે બંદગી નથી, 'નમરૂદની ખુદાઈ' છે, જેનાથી કોઈ ભલાઈની અપેક્ષા રાખવી ન જોઈએ :

أَرَءَيْتَ مَنِ ٱتَّخَذَ إِلَٰهَهُۥ هَوَىٰهُ أَفَأَنتَ تَكُونُ عَلَيْهِ وَكِيلًا ۝

"કયારેય તમે એ માણસની હાલત પર વિચાર કર્યો, જેણે પોતાની મનેચ્છાને પોતાનો ઉપાસ્ય બનાવી લીધો હોય? શું તમે આવા માણસને સન્માર્ગ પર લાવવાની જવાબદારી લઈ શકો છો?" (સૂરઃ ફુરકાન, આ. ૪૩)[૧]

અલ્લાહની આજ્ઞાપાલનનો માર્ગ એ છે કે તેના પયગંબરનું અનુસરણ કરવામાં આવે. مَنْ يُطِعِ الرَّسُولَ فَقَدْ أَطَاعَ اللَّهَ (જેણે રસૂલ સલ્લ.નું અનુસરણ કર્યું, તેણે અલ્લાહનું અનુસરણ કર્યું. - સૂરઃ નિસા, આ. ૮૦). આ જ કારણ છે કે દરેક નબીની દા'વત એ રહી છે કે અલ્લાહની બંદગી કરો અને મારું અનુસરણ કરો. أَنِ اعْبُدُوا اللَّهَ وَاتَّقُوهُ وَأَطِيعُونِ (અલ્લાહની બંદગી કરો અને તેનાથી ડરો અને મારું અનુસરણ કરો - સૂરઃ નૂહ, આ.૨) તેનો અર્થ એ છે કે અલ્લાહની ઈબાદત અને બંદગીનો માર્ગ એ છે કે નબીનું અનુસરણ કરવામાં આવે અને તેના સાથે તે લોકોના માર્ગના અનુપાલનથી ઈન્કાર કરી દેવામાં આવે, જેઓ અલ્લાહના માર્ગથી વિમુખ છે. તેથી અંબિયાએ કિરામે એ વાતનું સ્પષ્ટીકરણ કરી દીધું કે وَأَطِيعُونِ وَلَا تُطِيعُوا أَمْرَ الْمُسْرِفِينَ (સૂરઃ શુઅરા, આ.૧૫૧) અમારું અનુસરણ કરો અને એ લોકોનું અનુસરણ ન કરો, જેમણે અલ્લાહની હદોને તોડી નાખી છે અને અલ્લાહના વિદ્રોહી છે.

તૌહીદનું આ જ એ સ્થાન છે, જ્યાં એકેશ્વરવાદીઓ અને અનેકેશ્વરવાદીઓમાં અસલી ઝઘડો શરૂ થઈ જાય છે. જ્યાં અલ્લાહની ઈબાદત માત્ર 'પૂજા-પાઠ' પર સંતુષ્ટ નથી થતી, બલ્કે એ માગણી પણ કરે છે કે જેઓ અલ્લાહના બંદાઓ છે, તેઓ કેવળ અલ્લાહનું જ આજ્ઞાપાલન કરે અને તેના આજ્ઞાપાલન સિવાય પ્રત્યેક તે અનુપાલનને શિર્ક ઠેરવે જે અલ્લાહના અનુપાલનના વિરુદ્ધ હોય. આ વાતને એ લોકો સહન નથી કરી શકતા, જેઓ સ્વયં પોતાની ખુદાઈના દાવેદાર હોય છે.

ઈસ્લામના વિદ્વાનોમાંથી અલ્લામા ઈબ્ને તિમિયાએ આ વિષય પર 'અલ-ઉબૂદિયાહ'ના શીર્ષકથી એક લેખ લખ્યો છે, જે ખૂબ જ લાભપ્રદ ચર્ચા પર આધારિત છે. તેનાથી એ હકીકત સામે આવે છે કે 'ઈબાદત' કેવળ કેટલીક રસમો-પ્રથાઓનું નામ નથી, બલ્કે સમગ્ર દીન તેના અર્થમાં સામેલ છે, અને એ કે આજ્ઞાપાલન વિના અલ્લાહની ઈબાદતનો કોઈ અર્થ નથી.

૨. આના જ આધારે કુર્આને કાનૂન-ઘડતર માત્ર અલ્લાહનો અધિકાર ઠેરવ્યો અને કોઈ બીજાની મામૂલી ભાગીદારીને સહેજ પણ ચલાવી લીધી નથી. તેથી ઘણી જગ્યાએ તૌહીદના વર્ણનની સાથે એ વાતનો પણ ઉલ્લેખ કર્યો કે કોઈ વસ્તુને હરામ (અવૈધ) અને કોઈ વસ્તુને હલાલ (વૈધ) ઠેરવવાનો હક્ક અલ્લાહતઆલાને છે. તે બાદશાહ છે. તેને જ અધિકાર છે કે તે પોતાની પ્રજા અને પોતાના રાજ્ય માટે કાનૂન બનાવે.

તેના કાનૂનના વિરુદ્ધ કાનૂન-ઘડતરનું કાર્ય તૌહીદનું ઉલ્લંઘન, શૈતાનના પદ-ચિહ્નો પર ચાલવું અને અલ્લાહની ઈબાદતનો ઈન્કાર છે. જે વ્યક્તિ અલ્લાહના કાનૂન વિરુદ્ધ કાનૂન બનાવે છે, તે પોતાને અલ્લાહતઆલાનો ભાગીદાર ઠેરવે છે અને જો બીજા માટે આ અધિકારનો સ્વીકાર કરે છે તો તેને અલ્લાહ ઉપરાંત રબ બનાવે છે, અને જો તે એ વાતનો દાવો કરે છે કે આ અલ્લાહતઆલા તરફથી છે, તો આ કૃત્ય શિર્કની સાથે અલ્લાહ પર જૂઠો આક્ષેપ પણ છે. સૂરઃ બકરહમાં આ.૧૬૩-૧૭૩ પઢો. શરૂઆતની પાંચ આયતોમાં તૌહીદનું વર્ણન છે. પછી તેના અનુસંધાનમાં આ આયત આવે છે :

يَٰٓأَيُّهَا ٱلنَّاسُ كُلُوا۟ مِمَّا فِى ٱلْأَرْضِ حَلَٰلًا طَيِّبًا وَلَا تَتَّبِعُوا۟ خُطُوَٰتِ ٱلشَّيْطَٰنِ ۚ
إِنَّهُۥ لَكُمْ عَدُوٌّ مُّبِينٌ

"હે લોકો! જમીન પર જે હલાલ અને શુદ્ધ વસ્તુઓ છે તેમાંથી ખાવ, અને શૈતાનના પદ્-ચિહ્નોનું અનુસરણ ન કરો. તે તમારો ખુલ્લો શત્રુ છે." (આ.૧૬૮)

'શૈતાનના પદ્-ચિહ્નોનું અનુસરણ ન કરો'થી તેના શિર્ક તરફ આમંત્રણનો ઈશારો છે, જેનું એલાન તેણે પ્રથમ દિવસે જ કરી દીધું હતું :

وَلَأُضِلَّنَّهُمْ وَلَأُمَنِّيَنَّهُمْ وَلَءَامُرَنَّهُمْ فَلَيُبَتِّكُنَّ ءَاذَانَ ٱلْأَنْعَٰمِ وَلَءَامُرَنَّهُمْ
فَلَيُغَيِّرُنَّ خَلْقَ ٱللَّهِ ۚ

"હું તેમને ભટકાવીશ, ઈચ્છાઓમાં ફસાવીશ, અને સૂચના આપીશ તો તેઓ ચોપગાં પ્રાણીઓના કાન ચીરશે અને સૂચના આપીશ તો તેઓ અલ્લાહે બનાવેલ પ્રકૃતિને બદલશે." (સૂરઃ નિસા, આ. ૧૧૯)

તે પછી શૈતાનના આમંત્રણનો ખરો ઉદ્દેશ્ય સ્પષ્ટ કર્યો છે કે તે બૂરાઈ અને અશ્લીલતાનું આમંત્રણ આપે છે અને ઈચ્છે છે કે માનવી સ્વયં પોતાના મનથી હલાલ-હરામ કરે અને પોતે જ પોતાનો કાયદો ઘડનાર (Law-giver, Legislator) બને અને પછી કોઈ સનંદ વગર તેને અલ્લાહના નામે કરે.

إِنَّمَا يَأْمُرُكُم بِٱلسُّوٓءِ وَٱلْفَحْشَآءِ وَأَن تَقُولُوا۟ عَلَى ٱللَّهِ مَا لَا تَعْلَمُونَ

"તમને બૂરાઈ અને અશ્લીલતાની આજ્ઞા આપે છે અને એવું શીખવાડે છે કે તમે અલ્લાહના નામે એવી વાતો કહો, જેમના વિશે તમને જ્ઞાન નથી કે (તે અલ્લાહે ફરમાવેલી છે.)" (આ. ૧૬૯)

તે પછી ફરમાવ્યું કે જો માનવીને અલ્લાહના કાનૂનના અનુપાલન માટે કહેવામાં આવે છે, તો બાપદાદાની પરંપરાની સનંદ લાવે છે; જો કે બાપદાદાની પરંપરા કોઈ

સનંદ નથી, જ્યાં સુધી તેમના કથનો અને કાર્યોનો આધાર અલ્લાહની શરીઅત પર ન હોય. પૂર્વજોની પરંપરા પર શરીઅતની સનંદ વગર જામી જવું સ્વયંને મનુષ્યત્વના ગુણમાંથી કાઢીને પશુઓના રેવડમાં દાખલ કરી દેવું અને ગૂંગા, બહેરા અને આંધળાઓના સમૂહમાં સામેલ કરી લેવું છે :

وَاِذَا قِيْلَ لَهُمُ اتَّبِعُوْا مَآ اَنْزَلَ اللّٰهُ قَالُوْا بَلْ نَتَّبِعُ مَآ اَلْفَيْنَا عَلَيْهِ اٰبَآءَنَا ۭ
اَوَلَوْ كَانَ اٰبَاۗؤُھُمْ لَا يَعْقِلُوْنَ شَـيْــــًٔـا وَّلَا يَهْتَدُوْنَ ۝ وَمَثَلُ الَّذِيْنَ كَفَرُوْا كَمَثَلِ
الَّذِيْ يَنْعِقُ بِمَا لَا يَسْمَعُ اِلَّا دُعَاۗءً وَّنِدَاۗءً ۭ صُمٌّۢ بُكْمٌ عُمْيٌ فَهُمْ لَا يَعْقِلُوْنَ

''અને જ્યારે એમને કહેવામાં આવે છે કે એ વસ્તુનું અનુસરણ કરો જે અલ્લાહે ઉતારી છે, તો જવાબ આપે છે કે અમે તો એ રીતનું અનુસરણ કરીશું, જેના પર અમે અમારા બાપદાદાઓને જોયા છે. શું એ સ્થિતિમાં પણ કે તેમનાં બાપદાદાઓ કંઈ ન સમજી રહ્યા હોય અને ન સાચા માર્ગ પર હોય ? આ કાફિરો (ઇન્કાર કરનારાઓ)ની હાલત તદ્દન એવી જ છે, જેમ કે એક વ્યક્તિ પશુઓના રેવડને પોકારે, જે તેના અવાજ અને પોકાર સિવાય કંઈ જ નથી સાંભળતું; આ બહેરા છે, ગૂંગા છે અને આંધળા છે, બસ, તેઓ સમજવાના નથી.'' (આ. ૧૭૦-૧૭૧)

પછી ફરમાવ્યું કે જે લોકો અલ્લાહની ઇબાદતના દાવેદાર છે, તો તેમની ઇબાદત કેવળ એ રીતે નથી થઈ શકતી કે ઇબાદત તો તેની કરે, પણ હરામ-હલાલ પોતાના મનથી કરતા રહે. તેની ઇબાદતનો અનિવાર્ય તકાદો એ છે કે તે એ વાતનો સ્વીકાર કરે કે કાનૂન-ઘડતર અને તેના સ્પષ્ટીકરણનો હક્ક માત્ર અલ્લાહનો જ છે :

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُلُوْا مِنْ طَيِّبٰتِ مَا رَزَقْنٰكُمْ وَاشْكُرُوْا
لِلّٰهِ اِنْ كُنْتُمْ اِيَّاهُ تَعْبُدُوْنَ

''હે ઈમાનવાળાઓ ! ખાવ એ પવિત્ર અને શુદ્ધ વસ્તુઓમાંથી, જે અમે તમને પ્રદાન કરી છે અને અલ્લાહનો આભાર માનો, જો તમે તેની જ બંદગી કરતા હોવ.'' (આ. ૧૭૨)

આના જ આધારે અલ્લાહ પર ઈમાન અને તેની બંદગી માટે બધા આકાશી ધર્મોમાં એ વાતને એક અનિવાર્ય શરત ઠેરવવામાં આવેલ છે કે જીવનના મામલાઓ અલ્લાહે અવતરિત કરેલ શરીઅત મુજબ ચલાવવામાં આવે અને અલ્લાહની શરીઅતને છોડીને કોઈ અન્ય વસ્તુને માર્ગદર્શક ન બનાવવામાં આવે. કુર્આન અગાઉની ઉમ્મતો (સમુદાયો)ના અહેવાલનું વર્ણન કરતાં કહે છે કે આ જ આદેશ યહૂદને આપવામાં આવ્યો હતો :

إِنَّآ أَنزَلْنَا ٱلتَّوْرَىٰةَ فِيهَا هُدًى وَنُورٌ ۚ يَحْكُمُ بِهَا ٱلنَّبِيُّونَ ٱلَّذِينَ أَسْلَمُوا۟ لِلَّذِينَ هَادُوا۟ وَٱلرَّبَّٰنِيُّونَ وَٱلْأَحْبَارُ بِمَا ٱسْتُحْفِظُوا۟ مِن كِتَٰبِ ٱللَّهِ وَكَانُوا۟ عَلَيْهِ شُهَدَآءَ ۚ فَلَا تَخْشَوُا۟ ٱلنَّاسَ وَٱخْشَوْنِ وَلَا تَشْتَرُوا۟ بِـَٔايَٰتِى ثَمَنًا قَلِيلًا ۚ وَمَن لَّمْ يَحْكُم بِمَآ أَنزَلَ ٱللَّهُ فَأُو۟لَٰٓئِكَ هُمُ ٱلْكَٰفِرُونَ

''અમે તૌરાત ઊતારી, જેમાં માર્ગદર્શન અને પ્રકાશ છે. તેના દ્વારા આજ્ઞાંકિત પયગંબરો યહૂદીઓના મામલાઓનો ફેંસલો કરતા હતા, અને આના જ આધારે રબ્બાની (યહૂદીઓના ધાર્મિક વિદ્વાનો) અને અહબાર (યહૂદીઓના ધાર્મિક કાનૂનશાસ્ત્રીઓ) ફેંસલો કરતા હતા, કેમ કે તેઓ અલ્લાહના ગ્રંથના અમાનતદાર હતા અને તેના પર તેમને સાક્ષી બનાવવામાં આવ્યા હતા, અને તેમને એ સૂચના આપવામાં આવી હતી કે લોકોથી ન ડરજો અને મારાથી જ ડરજો અને મારી આયતોને નજીવી કિંમત લઈને વેચજો નહીં, અને જે લોકો અલ્લાહે ઉતારેલ કાનૂન અનુસાર ફેંસલો ન કરે, તો તેઓ કાફિર ઠરશે.'' (સૂરઃ માઇદા, આ. ૪૪)

તે પછી કુર્આન-મજીદ કહે છે કે બરાબર આ જ હુકમ નસારા (ખ્રિસ્તીઓ)ને પણ આપવામાં આવ્યો હતો કે, તેઓ પણ અલ્લાહે ઉતારેલ શરીઅત અનુસાર જીવનના મામલાઓ ચલાવે, નહિં તો ફાસિક (અધર્મી અને પાપી) ઠરશે :

وَلْيَحْكُمْ أَهْلُ ٱلْإِنجِيلِ بِمَآ أَنزَلَ ٱللَّهُ فِيهِ ۚ وَمَن لَّمْ يَحْكُم بِمَآ أَنزَلَ ٱللَّهُ فَأُو۟لَٰٓئِكَ هُمُ ٱلْفَٰسِقُونَ

''અમારો આદેશ હતો કે ઇંજીલવાળાઓ એ કાનૂન મુજબ ફેંસલો કરે, જે અમે અવતરિત કર્યો છે. જે લોકો અલ્લાહના અવતરિત કરેલ કાનૂન મુજબ ફેંસલો ન કરે, તેઓ ફાસિક છે.'' (સૂરઃ માઇદા, આ. ૪૭)

પછી બતાવ્યું કે જે આદેશ આ ઉમ્મતોને આપવામાં આવ્યો હતો, બરાબર એ જ આદેશ મુસલમાનોને પણ આપવામાં આવે છે કે, જીવનના તમામ મામલાઓને આ ગ્રંથના માર્ગદર્શન અનુસાર ચલાવે, જે તેમના તરફ ઉતારવામાં આવેલ છે :

وَأَنزَلْنَآ إِلَيْكَ ٱلْكِتَٰبَ بِٱلْحَقِّ مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ مِنَ ٱلْكِتَٰبِ وَمُهَيْمِنًا عَلَيْهِ ۖ فَٱحْكُم بَيْنَهُم بِمَآ أَنزَلَ ٱللَّهُ ۖ وَلَا تَتَّبِعْ أَهْوَآءَهُمْ عَمَّا جَآءَكَ مِنَ ٱلْحَقِّ

''અને અમે તમારા તરફ આ ગ્રંથ ઉતાર્યો છે આખરી ફેંસલાના રૂપમાં, એ ગ્રંથની ભવિષ્યાવાણીઓ અનુસાર, જે આના અગાઉથી છે, અને તેનો નિરીક્ષક

છે; તો અલ્લાહે જે વસ્તુ ઉતારેલ છે તે અનુસાર તેમના દરમ્યાન ફેંસલો કરો અને સત્યથી વિમુખ થઈને તેમની ઈચ્છાઓનું અનુસરણ ન કરો."

(સૂરઃ માઈદા, આ. ૪૮)

બરાબર આ જ આદેશ, આનાથી પણ વધારે સ્પષ્ટતા સાથે સૂરઃ અન્‌આમની આયત-૧૩૪ થી લઈને આયત-૧૫૩માં વર્ણવવામાં આવેલ છે, અને છેલ્લી આયતમાં ફરમાવવામાં આવ્યું છે કે જમાઅત (સમૂહ)ની વ્યવસ્થા અને સંગઠન શરીઅત અને કાનૂનથી થાય છે. તેથી જરૂરી છે કે કાનૂન-ઘડતર અને શરીઅતનો અધિકાર માત્ર અલ્લાહત્આલા માટે જ સ્વીકારવામાં આવે, જે સૌનો સૃષ્ટા અને બાદશાહ છે. જો આ અધિકારમાં બીજાઓ પણ સામેલ થઈ જાય અને પ્રત્યેક કોમ અને માનવ-સમૂહ પોતાના માટે કાનૂન બનાવવા અધિકૃત અને પરવાનેદાર થઈ જાય, તો તેનું અનિવાર્ય પરિણામ અવ્યવસ્થા અને અરાજકતા, અસ્તવ્યસ્તતા, ધરતી પર બગાડ અને ઉપદ્રવ છે :

وَاَنَّ هٰذَا صِرَاطِيْ مُسْتَقِيْمًا فَاتَّبِعُوْهُ ۚ وَلَا تَتَّبِعُوا السُّبُلَ فَتَفَرَّقَ بِكُمْ عَنْ
سَبِيْلِهٖ ۚ ذٰلِكُمْ وَصّٰىكُمْ بِهٖ لَعَلَّكُمْ تَتَّقُوْنَ

"અને આ જ મારો સીધો માર્ગ છે, બસ, આના જ ઉપર ચાલો અને જુદા-જુદા માર્ગો પર ન ચાલો કે તે તમને તેના માર્ગથી હટાવી દે. આ વાતોની વસિયત કરવામાં આવે છે, જેથી તમે બચી શકો." (સૂરઃ અન્‌આમ, આ. ૧૫૩)

તૌહીદ તથા કાનૂન અને કાનૂન-ઘડતર વચ્ચેનો સંબંધ સૂરઃ નહ્‌લની આયત-૫૪-૫૫ માં છે, પરંતુ અહીં વધારે વિગતને અવકાશ નથી.

૩. ખુદપરસ્તી (સ્વની પૂજા, અહંકાર)નું મુખ્ય અને સામાન્ય સ્વરૂપ એ છે કે જે લોકો એક મુદ્દત સુધી સમૃદ્ધિ અને ખુશહાલીનું જીવન વિતાવી ચૂક્યા હોય છે તથા ધનદોલત, ઐશ્વર્ય તેમજ જ્ઞાન અને કળા-કૌશલ્યના ઉપાર્જનના સાધનો પર જેમનો કબજો ચાલતો આવી રહ્યો છે, અમુક મુદ્દત પછી, આ શાંતિ અને સુખ-ચેનની હાલતને તેઓ પોતાનો અંગત હક્ક અને પોતાના જ્ઞાન અને કાબેલિયતનું પરિણામ સમજવા લાગી જાય છે. આવી માનસિક હાલત, ચાહે વ્યક્તિની હોય કે સમૂહની, સડેલી ગાંઠ હોય છે, જેનાથી અસંખ્ય પ્રકારની બૂરાઈઓ પેદા થતી રહે છે. તેના ઊંડાણમાં જઈને વિચાર કરવામાં આવે તો, આ વાસ્તવમાં ખુલ્લું શિર્ક છે; કેમ કે આ દુનિયામાં જે કંઈ છે તે સૌનો સર્જનહાર અલ્લાહ છે. તમામ સાધનો અને સામગ્રી તેણે જ પેદા કરી છે, અને આ સાધન-સામગ્રીનો આપણે આપણાં જે અંગો

તથા જે શક્તિઓ અને કાબેલિયતો દ્વારા ઉપયોગ કરીએ છીએ, તે પણ અલ્લાહે જ પ્રદાન કરેલ છે :

هُوَ الَّذِيْٓ اَنْشَاَكُمْ وَجَعَلَ لَكُمُ السَّمْعَ وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ ۭ قَلِيْلًا مَّا تَشْكُرُوْنَ

"અને એ જ છે, જેણે તમને પેદા કર્યા છે અને તમારા માટે કાન, આંખ અને દિલ બનાવ્યા, પણ તમે ખૂબ ઓછા આભારી થાઓ છો." (સૂરઃ મુલ્ક, આ. ૨૩)

આપણી ઉન્નતિ અને વિશિષ્ટતાની કોઈ સ્થિતિ, આપણાં જ્ઞાન અને સંપન્નતાનું કોઈ સ્થાન તથા આપણી પ્રતિષ્ઠા અને દબદબાનો કોઈ દરજ્જો એવો નથી કે, જે આપણને તેની બંદગી અને ગુલામીથી આઝાદ કરી શકતો હોય. આપણે સુલેમાન અને ઝુલ્કરનૈન બનીને પણ તેના સમક્ષ એવા જ મોહતાજ અને ફકીર છીએ, જેમ કે સલમાન અને અબૂઝર (રદિ.)બનીને. ફકીરી અને દરિદ્રતા આપણી માનવીય ખાસિયત છે, જે કોઈપણ હાલતમાં આપણાથી જુદી થઈ શકતી નથી, ચાહે આપણે ગમે તેટલા ઉચ્ચ દરજ્જાએ પહોંચી જઈએ અને ગમે તેટલા શક્તિશાળી અને પ્રભુત્વશાળી બની જઈએ.

આરબ અજ્ઞાનતામાં શિર્કનો આ પ્રકાર પણ જોવા મળતો હતો. તેઓ પોતાની ખુશહાલી અને સમૃદ્ધિને પોતાના જ્ઞાન અને હોશિયારીનું પરિણામ અને પોતાની વ્યક્તિગત ખાસિયતની ઉપજ સમજતા હતા. આમ તો તેઓ આખિરતને માનતા નહોતા અને જો કદાચ કોઈ કલ્પનાના રૂપમાં તેને માનતા પણ હતા, તો તેના માટે અમલ કે અનુસરણની કોઈ પ્રવૃત્તિની જરૂરત નહોતા સમજતા. તેમનું માનવું હતું કે જે રીતે અમે દુનિયામાં સારી હાલતમાં છીએ, એ જ રીતે આખિરતમાં પણ સારી હાલતમાં જ રહીશું. આ ઉત્તમ સ્થિતિમાં રહેવું એ અમારો વ્યક્તિગત અધિકાર છે, જે કોઈપણ હાલતમાં અમારાથી છીનવાઈ શકતો નથી. કુર્આને આ જ માનસિકતાનું ચિત્રાંકન કર્યું છે :

فَاِذَا مَسَّ الْاِنْسَانَ ضُرٌّ دَعَانَا ۡ ثُمَّ اِذَا خَوَّلْنٰهُ نِعْمَةً مِّنَّا ۙ قَالَ اِنَّمَآ اُوْتِيْتُهٗ عَلٰي
عِلْمٍ ۭ بَلْ هِىَ فِتْنَةٌ وَّلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ

"જ્યારે માણસને તકલીફ પહોંચે છે, તો અમને પોકારે છે. પછી જ્યારે અમે તેને કૃપાઓ પ્રદાન કરી દઈએ છીએ, તો કહે છે કે આ તો મને મારા જ્ઞાનના કારણે મળેલ છે, બલ્કે આ પરીક્ષા છે; પરંતુ મોટાભાગના લોકો જાણતા નથી."

(સૂરઃ ઝુમર, આ. ૪૯)

અર્થાત્, માણસ કોઈ વસ્તુ પોતાના જ્ઞાન અને કાબેલિયત દ્વારા નથી મેળવતો.

જે કંઈ પણ મેળવે છે, તે અલ્લાહની મહેરબાનીથી મેળવે છે, અને તેના પાછળનો હેતુ તેની પરીક્ષા કરવાનો છે કે તે કૃતજ્ઞ બને છે કે કૃતઘ્ન ? પરંતુ મોટાભાગના લોકો આ પરીક્ષાથી અજાણ છે અને તેઓ નિમકહરામી કરે છે, અને જે વસ્તુ અલ્લાહની મહેરબાનીથી મળે છે, તેને પોતાના જ્ઞાન અને કાબેલિયતનું પરિણામ અને પોતાનો વ્યક્તિગત હક્ક સમજવા લાગે છે અને એ રીતે અલ્લાહની રુબુબિયત (પ્રભુતા) અને રઝ્ઝાકિયત (પાલન-પોષણ કરવાના અને સંરક્ષક હોવાના ગુણ)માં પોતે જ ભાગીદાર બની બેસે છે.

આ વસ્તુ અહંભાવ, ઘમંડ અને ધરતી પર બગાડ અને ઉપદ્રવનું મૂળ છે. આ અહંકાર અને અનેકેશ્વરવાદી માનસિકતાનું ચિત્રાંકન એક અન્ય જગ્યાએ પણ કરવામાં આવ્યું છે :

وَلَئِنْ أَذَقْنَاهُ رَحْمَةً مِّنَّا مِنْ بَعْدِ ضَرَّاءَ مَسَّتْهُ لَيَقُولَنَّ هَٰذَا لِي
وَمَا أَظُنُّ السَّاعَةَ قَائِمَةً وَلَئِنْ رُّجِعْتُ إِلَىٰ رَبِّي إِنَّ لِي عِنْدَهُ لَلْحُسْنَىٰ

"તેને પહોંચેલ તકલીફ પછી, જયારે અમે તેને અમારી કૃપાનો સ્વાદ ચખાડીએ તો કહેશે, આ તો મારો હક્ક છે અને મને કયામતની આશા નથી અને જો મને મારા રબના તરફ પાછા ફરવાનું જ હોય તો મારા માટે ત્યાં પણ સારું જ છે."

(સૂરઃ હા-મીમ-સજદા, આ. ૫૦)

આ જ પ્રકારની માનસિકતા છે, જેનો ઉલ્લેખ સૂરઃ મુદસ્સિરમાં છે :

وَجَعَلْتُ لَهُ مَالًا مَّمْدُودًا ۝ وَبَنِينَ شُهُودًا ۝ وَمَهَّدتُّ لَهُ تَمْهِيدًا ۝
ثُمَّ يَطْمَعُ أَنْ أَزِيدَ ۝

"અને અમે તેને ખૂબ ધન-સંપત્તિ આપી અને સાથ આપવાવાળાં પુત્રો આપ્યા અને તેના મૂળિયાં મજબૂત કર્યાં, પછી તે આશા રાખે છે કે અમે આખિરતમાં પણ તેને ઓર વધારે આપીશું." (આ. ૧૨-૧૫)

અંતિમ ટુકડા ثُمَّ يَطْمَعُ أَنْ أَزِيدَ (પછી તે આશા રાખે છે કે અમે તેને ઓર વધારે આપીશું) નો અર્થ એ છે કે તેનું એવું અનુમાન છે કે જો કદાચ, અલ્લાહને ત્યાં જવાનું જ હોય, તો મને દુનિયામાં જે કંઈ મળ્યું છે, તેનાથી વધારે ત્યાં મળશે; કેમ કે તે તમામ શ્રેષ્ઠતાઓ અને સમૃદ્ધિઓને પોતાનો વિશેષાધિકાર સમજે છે, તેને અલ્લાહની બક્ષિસ અને પરીક્ષા નથી સમજતો. આ માનસિકતાનું ચિત્રાંકન સૂરઃ મઆરિજમાં પણ છે :

فَمَالِ الَّذِيْنَ كَفَرُوْا قِبَلَكَ مُهْطِعِيْنَ ۙ عَنِ الْيَمِيْنِ وَعَنِ الشِّمَالِ عِزِيْنَ ۝
اَيَطْمَعُ كُلُّ امْرِئٍ مِّنْهُمْ اَنْ يُّدْخَلَ جَنَّةَ نَعِيْمٍ ۙ كَلَّا ۭ اِنَّا خَلَقْنٰهُمْ مِّمَّا يَعْلَمُوْنَ ۝

''આ કાફિરોને શું થઈ ગયું છે કે જમણી અને ડાબી બાજુથી ટોળેટાળાં તમારા તરફ દોડતા આવી રહ્યા છે ? શું તેમાંથી દરેક એવી આશા રાખીને બેસ્યો છે કે તે જન્નતમાં દાખલ થશે ? કદાપિ નહીં, અમે તેમને એ વસ્તુથી પેદા કર્યા છે, જેને તેઓ જાણે છે.'' (આ. ૩૬-૩૯)

આ પરિસ્થિતિ હતી, જેનો સામનો આંહઝરત સલ્લ.એ કુર્આનનું આમંત્રણ આપતી વખતે કરવો પડ્યો. સત્તાધીશોના અપમાન અને જઝા અને સજાની આયતો, જ્યારે આપ સલ્લ. સંભળાવતા, તો કુરૈશના સરદારોને સખત ચોટ લાગતી. તેમના માટે એ કલ્પના જ અસહ્ય હતી કે એક દિવસ એવો પણ આવવાનો છે, જેમાં ઉન્નતિ અને પતનની તુલા ઈમાન અને સદાચારના હાથમાં હશે અને એક અત્યંત ગરીબ ખેડૂત અને નાનામાં નાનો મજૂર પણ પોતાની બંદગી અને આજ્ઞાપાલન (ઇતાઅત)ના બદલાના સંદર્ભમાં મોટા-મોટા સરદારો માટે ઈર્ષ્યાપાત્ર હશે. તેઓ જ્યારે કુર્આનની આ આયતો સાંભળતા તો તેનું ખંડન કરતા અને તેની મજાક ઉડાવવાની લગનમાં ચોતરફથી આપ સલ્લ. પર તૂટી પડતા અને પોતાના વિશેષાધિકારના ઘમંડમાં, જે એક વારસાગત ખુશહાલી અને સંપન્નતાનું કુદરતી પરિણામ હતું, એવું કહેતા કે જો અમે અલ્લાહને ત્યાં જઈશું તો ત્યાં પણ આ નીચ લોકોથી તો સારા જ રહીશું. અમને જે કંઈ મળેલું છે, તે અમારા વિશેષાધિકારનું પરિણામ છે. કોઈપણ વ્યક્તિ આ વસ્તુ અમારાથી છીનવી શકતો નથી, ન દુનિયામાં, ન આખિરતમાં. અમે તો પેદા જ એટલા માટે થયા છીએ કે શાસન કરીએ, એશોઆરામ કરીએ અને લોકોથી ઉચ્ચ અને શ્રેષ્ઠ રહીએ. કુર્આને આનો જવાબ આપ્યો :

كَلَّا ۭ اِنَّا خَلَقْنٰهُمْ مِّمَّا يَعْلَمُوْنَ ۝

''કદાપિ નહીં, અમે તેમને એ વસ્તુથી પેદા કર્યા છે, જેને તેઓ જાણે છે.''
(સૂરઃ મઆરિજ, આ. ૩૯)

'જેને તેઓ જાણે છે' અર્થાત્ બતાવવાની જરૂર નથી, તેની નિરર્થકતા અને તુચ્છતા તેમના પર સારી રીતે સ્પષ્ટ છે. નાપાક પાણીના એક ટીપા માટે પોતાની શ્રેષ્ઠતા અને પવિત્રતા, પોતાના વ્યક્તિગત અને વારસાગત અધિકાર તેમજ પોતાના વંશ અને પરિવારનો આ અહંકાર તેમને શોભતો નથી. જે માણસની તમામ શક્તિઓ અને જોર તથા યોગ્યતાઓ બાળપણ અને વૃદ્ધત્વની બે નિર્બળતાઓના દરમ્યાન ઊભી રહેલી છે, اَللّٰهُ الَّذِيْ خَلَقَكُمْ مِّنْ ضُعْفٍ ثُمَّ جَعَلَ مِنْۢ بَعْدِ ضُعْفٍ قُوَّةً ثُمَّ جَعَلَ مِنْۢ بَعْدِ قُوَّةٍ ,

ضُعۡفًا وَّ شَيۡبَةً[1] એ માણસ માટે એ વાત ઉચિત નથી કે તે પોતાની જાતને બંદગીથી પર, અમલ અને આજ્ઞાપાલનથી નિરપેક્ષ અને ખુદાની ખુદાઈમાં ભાગીદાર સમજે.

આ જ હકીકત સૂરઃ નજ્મમાં ખૂબ જ સુંદર શૈલીમાં વર્ણવવામાં આવી છે :

وَلِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۙ لِيَجْزِيَ الَّذِيْنَ اَسَاۗءُوْا بِمَا عَمِلُوْا وَيَجْزِيَ الَّذِيْنَ اَحْسَنُوْا بِالْحُسْنٰى ۝ اَلَّذِيْنَ يَجْتَنِبُوْنَ كَبٰۗىِٕرَ الْاِثْمِ وَالْفَوَاحِشَ اِلَّا اللَّمَمَ ۭ اِنَّ رَبَّكَ وَاسِعُ الْمَغْفِرَةِ ۭ هُوَ اَعْلَمُ بِكُمْ اِذْ اَنْشَاَكُمْ مِّنَ الْاَرْضِ وَاِذْ اَنْتُمْ اَجِنَّةٌ فِيْ بُطُوْنِ اُمَّهٰتِكُمْ ۚ فَلَا تُزَكُّوْٓا اَنْفُسَكُمْ ۭ هُوَ اَعْلَمُ بِمَنِ اتَّقٰى ۝

''અને ધરતી અને આકાશોમાં જે કંઈ છે, તે અલ્લાહ માટે જ છે, જેથી અલ્લાહ જે લોકોએ બૂરાઈ કરી તેમને તેમની બૂરાઈનો બદલો આપે; અને જે લોકોએ સત્કર્મો કર્યા તેમને તેમનાં સત્કર્મોનો સારો બદલો આપે, અર્થાત્ તે લોકોને જેઓ મોટા ગુનાઓ અને ખુલ્લી અશ્લીલતાથી બચતા રહ્યા પરંતુ ક્યારેક તે થઈ ગયા હોય; નિઃશંક તારા રબની કૃપા વિશાળ છે. તે તમને સારી રીતે જાણે છે, જ્યારે તેણે તમને જમીનમાંથી પેદા કર્યા અને જ્યારે તમે પોતાની માતાઓના ગર્ભમાં ભ્રૂણના રૂપમાં હતા. બસ, પોતાની પવિત્રતાનો દાવો ન કરો. તે એ લોકોને સારી રીતે જાણે છે, જેમણે પરહેજગારી અપનાવી.'' (આ. ૩૧-૩૨)

આનાથી ઉપર દર્શાવેલ આયતમાં ફરિશ્તાઓની ભલામણનું ખંડન કરવામાં આવ્યું હતું. તે પછી જઝા અને સજાના સાચા હોવાનું વર્ણન કર્યું અને ફરમાવ્યું કે અલ્લાહને ત્યાં સફળતા કેવળ તે લોકો માટે છે, જેઓ કબીરા (મોટા) ગુનાઓ અને અશ્લીલતાથી બચતા રહ્યા અને જો ક્યારેક આ પ્રકારની કોઈ ગંદકી પર તેમનો પગ પડી જાય છે તો ક્ષમાયાચના અને પશ્ચાતાપના અશ્રુઓથી તેને ધોઈ નાખે છે. બાકી રહ્યા તે લોકો, જેઓ પોતાના વિશેષાધિકારના અભિમાનમાં રચ્યા-પચ્યા છે અને પોતાને મહાન, બલ્કે પોતાને જન્મજાત જન્નતના હક્કદાર સમજી રહ્યા છે, તેમને ખબર હોવી જોઈએ કે અલ્લાહ તેમને તે સમયથી જાણે છે, જ્યારે તેણે તેમને માટીમાંથી પેદા કર્યા અને તે વખતથી પણ જાણે છે, જ્યારે તેઓ પાણીના એક ટીપાના રૂપમાં પોતાની માતાઓના પેટમાં પડ્યા અને પછી માંસના એક લોચા અને ગર્ભસ્થ શિશુનું રૂપ અપનાવ્યું. આવા નિર્બળ અને તુચ્છ અસ્તિત્વ માટે, જેનો આરંભ આવી પામર વસ્તુ

(૧) "અલ્લાહ જ છે, જેણે તમને નિર્બળ પેદા કર્યા, પછી નિર્બળતા બાદ શક્તિ પ્રદાન કરી; પછી શક્તિ બાદ નિર્બળતા અને ઘડપણ આપ્યું." (સૂરઃ રૂમ, આ. ૫૪)

છે, શોભાસ્પદ નથી કે પોતાની શ્રેષ્ઠતાનું અભિમાન કરે. જેના પાસે જે કંઈ છે, બધું જ અલ્લાહની બક્ષિસ છે, એક કણ પણ કોઈના સામર્થ્ય અને કાબેલિયતનું પરિણામ નથી.

આ અનેકેશ્વરવાદી માનસિકતાનું ચિત્ર સૂરઃ કહ્ફમાં છે :

وَاضْرِبْ لَهُمْ مَّثَلًا رَّجُلَيْنِ جَعَلْنَا لِأَحَدِهِمَا جَنَّتَيْنِ مِنْ أَعْنَابٍ وَّحَفَفْنٰهُمَا
بِنَخْلٍ وَّجَعَلْنَا بَيْنَهُمَا زَرْعًا ۝ كِلْتَا الْجَنَّتَيْنِ اٰتَتْ اُكُلَهَا وَلَمْ تَظْلِمْ مِّنْهُ
شَيْـًٔا ۙ وَّفَجَّرْنَا خِلٰلَهُمَا نَهَرًا ۝ وَّكَانَ لَهٗ ثَمَرٌ ۚ فَقَالَ لِصَاحِبِهٖ وَهُوَ يُحَاوِرُهٗٓ اَنَا
اَكْثَرُ مِنْكَ مَالًا وَّاَعَزُّ نَفَرًا ۝ وَدَخَلَ جَنَّتَهٗ وَهُوَ ظَالِمٌ لِّنَفْسِهٖ ۚ قَالَ مَآ اَظُنُّ
اَنْ تَبِيْدَ هٰذِهٖٓ اَبَدًا ۝ وَّمَآ اَظُنُّ السَّاعَةَ قَآئِمَةً ۙ وَّلَئِنْ رُّدِدْتُّ اِلٰى رَبِّيْ لَاَجِدَنَّ
خَيْرًا مِّنْهَا مُنْقَلَبًا ۝ قَالَ لَهٗ صَاحِبُهٗ وَهُوَ يُحَاوِرُهٗٓ اَكَفَرْتَ بِالَّذِيْ خَلَقَكَ
مِنْ تُرَابٍ ثُمَّ مِنْ نُّطْفَةٍ ثُمَّ سَوّٰىكَ رَجُلًا ۝ لٰكِنَّا۠ هُوَ اللّٰهُ رَبِّيْ وَلَآ اُشْرِكُ بِرَبِّيْٓ اَحَدًا ۝

''તેમના સામે બે માણસોનું દૃષ્ટાંત પ્રસ્તુત કરો. તેમનામાંથી એક માટે અમે દ્રાક્ષના બે બગીચા બનાવ્યા. તેના ચોતરફ ખજૂરના વૃક્ષોની વાડ લગાવી અને તેમની વચ્ચે ખેતી ઊગાવી. બંને બગીચાઓ ખૂબ ફૂલ્યા-ફાલ્યા અને તેમાં કોઈ કમી ન કરી. અમે તેમના દરમ્યાન એક નહેર બનાવી. તેમાં ફળ લાગ્યા તો તેણે પોતાના સાથીને કહ્યું અને તે તેના સામે ખૂબ શેખી અને બડાઈ મારી રહ્યો હતો : હું તારાથી માલમાં વધારે છું અને વધારે શક્તિશાળી માનવબળ ધરાવું છું, અને પોતાના બગીચામાં આવ્યો અને પોતાની જાત પર આફતને આમંત્રણ આપી રહ્યો હતો, અને બોલ્યો : હું નથી સમજતો કે આ બગીચો ક્યારેય બદબાદ થશે, અને કયામત આવવાનું હું અનુમાન પણ નથી કરતો, અને જો મારે મારા રબના પાસે જવાનું જ હશે તો આનાથી વધારે સારું ઠેકાણું મેળવીશ. તેના સાથીએ જવાબમાં કહ્યું : શું તેં એ ખુદાની નિમકહરામી (નાશુક્રી) કરી, જેણે તને માટીમાંથી બનાવ્યો, પછી પાણીની એક બુંદથી, પછી એક માણસ બનાવીને ઊભો કર્યો; બલ્કે મારો રબ તો એ જ અલ્લાહ છે, હું કોઈને મારા રબનો ભાગીદાર નહીં બનાવું.'' (આ. ૩૨-૩૮)

આ અહંકારનું ચિત્ર છે, જેનું આરબોના સામાજિક જીવનમાં ખૂબ મહત્ત્વ હતું અને જેના માટે અરબી સાહિત્યમાં સુધારેલો શબ્દ 'મુફાખરત' (Boasting, Bragging, Vainglory - શેખી, બડાઈ, આત્મસ્તુતિ, મિથ્યાભિમાન અને અહંકાર) છે. તેના પર વિચાર કરો, તો એક એવા મન (નફ્સ)નો તમામ બગાડ અને ગંદકી તેમાં સ્પષ્ટ થઈ ગયા છે, જે વિશેષાધિકારના અહંકારમાં હોય. તેના જવાબમાં તૌહીદને માનનારા

બીજા બંદાએ બરાબર એ જ વાત કહી છે, જે ઉપર સૂરઃ નજ્મ અને સૂરઃ મઆરિજની આયતોમાં છે; અર્થાત્ તેનાં સર્જન અને તેના મૂળ તરફ ધ્યાન અપાવ્યું છે કે જે માનવીનું મૂળ માટી છે, જે પોતાના આરંભમાં કેવળ નાપાક પાણીનું એક ટીપું છે, તેના માટે અંગત વિશેષાધિકારનો શબ્દ નિરર્થક છે, અને પછી અત્યંત ખૂબીની સાથે એ હકીકતને પણ સ્પષ્ટ કરી છે કે આ અહંકાર અને આ અંગત વિશેષાધિકારનો ઘમંડ વાસ્તવમાં શિર્ક છે. જે માણસ આ અહંકારમાં પડે છે, તે પોતાની જાતને ખુદાઈમાં ભાગીદાર બનાવે છે, અને પછી પોતાની જાતને આ શિર્કથી અલગ કરી લે છે : لَّٰكِنَّا هُوَ اللَّهُ رَبِّي وَلَا أُشْرِكُ بِرَبِّي أَحَدًا (બલ્કે મારો રબ તો એ જ અલ્લાહ છે, હું કોઈને મારા રબનો ભાગીદાર નહીં બનાવું. - આ. ૩૮)

તે પછીની આયતમાં આ શેખીખોર અને અહંકારી વ્યક્તિના બગીચાની તબાહીનો ઉલ્લેખ છે અને તેની નિરાશા આ શબ્દોમાં વ્યક્ત કરવામાં આવી છે :

يَا لَيْتَنِي لَمْ أُشْرِكْ بِرَبِّي أَحَدًا

''કદાચ, મેં પોતાના રબના સાથે કોઈને ભાગીદાર ન ઠેરવ્યો હોત ! (આ.૪૨)

આનાથી ખ્યાલ આવે છે કે જ્યાં સુધી ધનદોલત અને સમૃદ્ધિની ઝાકઝમાક બાકી રહી, આંખો બંધ રહી; ત્યાં સુધી પોતાની શક્તિ અને યુક્તિ-ઉપાયો પર ગર્વ હતો, પોતાના માનવ-બળ અને વંશીય-પરંપરાગત શ્રેષ્ઠતા પર અભિમાન હતું, પોતાના સેવકો અને નોકર-ચાકરોની ભરમાર પર ઘમંડ હતો. પરંતુ જ્યારે બગીચો વેરાન થઈ ગયો અને ન માનવ-સંસાધનો અને પરંપરાગત શ્રેષ્ઠતા કામ આવી શકી, ન નોકર-ચાકરોની ભરમાર. (وَلَمْ تَكُن لَّهُ فِئَةٌ يَنصُرُونَهُ مِن دُونِ اللَّهِ وَمَا كَانَ مُنتَصِرًا - નહોતું તેના પાસે કોઈ જૂથ અલ્લાહને છોડીને, જે તેની મદદ કરતું અને ન કરી શક્યો સ્વયં આ આફતનો મુકાબલો. આ. ૪૩), તો તે તમામ મૂર્તિઓની અસત્યતા તેના પર ખુલી ગઈ અને પછી તેણે અફસોસ કર્યો કે હાય, મારું દુર્ભાગ્ય ! મેં કેમ તેમને મારા પરવરદિગારના ભાગીદાર ઠેરવ્યા !

જે લોકોના મનમાં આ ઘમંડ વસી ગયો હોય, તેમનું અસંતુલિત હોવું તદ્દન સ્વભાવિક છે. તેમની ખુદાઈની બુનિયાદ રેતી પર હોય છે. જ્યારે અલ્લાહની કુદરત તેને સહેજ પણ હચમચાવી નાખે છે, ઘમંડ અને અહંકારની જગ્યાએ તેમના પર નિરાશા છવાઈ જાય છે. પરંતુ જેવી સ્થિતિ બદલાઈ જાય છે, સર-સામાન ફરીથી ઉપલબ્ધ થઈ જાય છે; શાનો-શૌકત અને શક્તિ, ઠાઠમાઠ અને દબદબો ફરી દેખાવા લાગે છે; મનના અંદર દબાયેલ ખુદાઈ ફરી જાગી ઉઠે છે; અને તે કુર્આનના શબ્દોમાં -فَرِحٌ فَخُورٌ (ફૂલાનારાઓ અને ઘમંડીઓ - સૂરઃ હૂદ, આ. ૧૦) બનીને જમીનમાં ફરીથી બગાડ

અને ઉપદ્રવ ફેલાવવા તથા ખુદાની ખુદાઈની જગ્યાએ ખુદાના બંદાઓથી પોતાની ખુદાઈ મનાવવામાં પોતાનું બધું જોર લગાવવામાં પ્રવૃત્ત થઈ જાય છે :

هُوَ الَّذِي يُسَيِّرُكُمْ فِي الْبَرِّ وَالْبَحْرِ ۖ حَتَّىٰ إِذَا كُنتُمْ فِي الْفُلْكِ ۚ وَجَرَيْنَ بِهِم
بِرِيحٍ طَيِّبَةٍ وَفَرِحُوا بِهَا جَاءَتْهَا رِيحٌ عَاصِفٌ وَجَاءَهُمُ الْمَوْجُ مِن كُلِّ مَكَانٍ
وَظَنُّوا أَنَّهُمْ أُحِيطَ بِهِمْ دَعَوُا اللَّهَ مُخْلِصِينَ لَهُ الدِّينَ ۚ لَئِنْ أَنجَيْتَنَا مِنْ هَٰذِهِ لَنَكُونَنَّ
مِنَ الشَّاكِرِينَ ۞ فَلَمَّا أَنجَاهُمْ إِذَا هُمْ يَبْغُونَ فِي الْأَرْضِ بِغَيْرِ الْحَقِّ

"તે જ છે જે તમને જમીન અને સમુદ્રમાં ચલાવે છે; ત્યાં સુધી કે જયારે તમે નૌકાઓમાં હોવ છો અને નૌકાઓ સાનુકૂળ પવનથી ચાલે અને તેઓ ખુશ થયા. પછી આવે છે એક તોફાની હવા અને ઘેરી લે છે ચોતરફથી મોજાઓ, અને તેઓ અનુમાન કરવા લાગે છે કે હવે તો મરી જ ગયા, ત્યારે અલ્લાહને પોકારે છે તેના જ માટે આજ્ઞાપાલનને વિશિષ્ટ કરીને, કહે છે : જો તેં અમને આ નાશવંત વમળમાંથી મુક્તિ અપાવી તો અમે કૃતજ્ઞ લોકોમાંથી હોઈશું. પછી જયારે તેમને છુટકારો આપી દઈએ છીએ તો તેઓ જમીન પર વિદ્રોહ કરવા લાગે છે, કોઈપણ પ્રકારના વિશેષાધિકાર વિના." (સૂરઃ યૂનુસ, આ.૨૪)

આ જ અનેકેશ્વરવાદી માનસિકતા છે, જેનો ઉલ્લેખ સૂરઃ કસસમાં છે :

وَابْتَغِ فِيمَا آتَاكَ اللَّهُ الدَّارَ الْآخِرَةَ ۖ وَلَا تَنسَ نَصِيبَكَ مِنَ الدُّنْيَا
وَأَحْسِن كَمَا أَحْسَنَ اللَّهُ إِلَيْكَ ۖ وَلَا تَبْغِ الْفَسَادَ فِي الْأَرْضِ ۖ إِنَّ اللَّهَ لَا يُحِبُّ
الْمُفْسِدِينَ ۞ قَالَ إِنَّمَا أُوتِيتُهُ عَلَىٰ عِلْمٍ عِندِي ۚ

"અલ્લાહે તને જે કંઈ પ્રદાન કર્યું છે, તેમાંથી આખિરતના ઘરની અભિયાચના કર અને દુનિયામાંથી પણ પોતાનો હિસ્સો ન ભૂલ, અને ઉપકાર કર, જેવી રીતે અલ્લાહે તારા પર ઉપકાર કર્યો છે અને જમીનમાં બગાડ અને ઉપદ્રવની ઇચ્છા ન કર. અલ્લાહ બગાડ અને ઉપદ્રવની ઇચ્છા રાખનારાઓને મિત્ર નથી બનાવતો. તેણે કહ્યું, આ બધું તો મને મારા જ્ઞાનના કારણે મળ્યું છે." (આ.૭૭)

સૂરઃ ફજ્રમાં છે :

فَأَمَّا الْإِنسَانُ إِذَا مَا ابْتَلَاهُ رَبُّهُ فَأَكْرَمَهُ وَنَعَّمَهُ فَيَقُولُ رَبِّي أَكْرَمَنِ ۞
وَأَمَّا إِذَا مَا ابْتَلَاهُ فَقَدَرَ عَلَيْهِ رِزْقَهُ فَيَقُولُ رَبِّي أَهَانَنِ ۞

"પરંતુ માણસ તો, તેને જયારે તેનો રબ અજમાવે છે, તેને પ્રતિષ્ઠા આપે છે અને કૃપાઓ પ્રદાન કરે છે, તો કહે છે કે મારા રબે મારી ઇજ્જત કરી; અને જયારે તેને

અજમાવે અને તેની આજીવિકા તંગ કરી દે છે તો કહે છે, મારા રબે મને અપમાનિત કરી દીધો.'' (આ.૧૫-૧૬)

અર્થાત્, એમ સમજીને કે હું ઇજ્જતને લાયક જ છું અને જે કંઈ મને મળ્યું છે તે મારા વિશેષાધિકારનું પરિણામ છે, તે અહંકારી અને ઘમંડી બની જાય છે અને જમીનમાં અકડાઈ કરવા લાગે છે તથા બગાડ અને ઉપદ્રવ ફેલાવવા લાગે છે, અથવા તો પછી એમ સમજીને કે અલ્લાહે મને તદ્દન બેકાર અને અપમાનિત કરી દીધો, તે નિરાશ અને નાઉમેદ થઈ જાય છે અને આત્મ-ગૌરવનો તે ગુણ પણ ખોઈ નાખે છે, જે સમાજમાં તેને એક સ્વાભિમાની અને ઇજ્જતદાર માણસનું સ્થાન અપાવી શકે.

આ અસંતુલન માત્ર એ ભૂલનું પરિણામ છે કે માણસ અલ્લાહે પ્રદાન કરેલ બક્ષિસોને પોતાના અંગત વિશેષાધિકાર અને પોતાની યુક્તિઓ અને કાબેલિયતોનું પરિણામ સમજવા લાગે છે. આ દષ્ટિબિંદુ અનેકેશ્વરવાદી દષ્ટિકોણ છે. એકેશ્વરવાદી (તૌહીદને અનુરૂપ) દષ્ટિબિંદુ એ છે કે માણસ કઠિનાઈ અને મુશ્કેલી, સરળતા અને સહજતા તેમજ તંગી અને સમૃદ્ધિ બંનેને અલ્લાહ તરફથી સમજે. આ બંનેમાં પોતાના માટે પરીક્ષા માને. સમૃદ્ધિ વખતે એમ વિચારે કે આ તેની કૃતજ્ઞતાની અજમાયશ છે. તંગીના સમયે એમ સમજે કે આ તેની ધીરજ અને સહનશીલતાની કસોટી છે. આ બંને સ્થિતિઓ વડે એક બંદાને આખો દિવસ કસોટી કરીને પારખવામાં આવે છે, કેમ કે દીન વાસ્તવમાં સબ્ર (ધૈર્ય) અને શુક્ર (કૃતજ્ઞતા, નિમકહલાલી)ના સંયોજનનું નામ છે. જે વ્યક્તિનો દષ્ટિકોણ આ હશે અનિવાર્યપણે તેનું મન સંતુલિત રહેશે, ન મુશ્કેલીઓમાં ગભરાશે, ન સમૃદ્ધિ અને મોકળાશ વખતે અહંકારી અને અભિમાની બનશે. તે જ્યારે દુશ્મનોથી ઘેરાઈ ગયો હશે અને ખતરો બિલકુલ તેના સામે હશે, ત્યારે પણ તે પોતાના એક માત્ર સાથીને આ શબ્દોમાં સાંત્વના આપશે કે, لَا تَحْزَنْ إِنَّ اللّٰهَ مَعَنَا (દુઃખી ન થા, અલ્લાહ આપણા સાથે છે. - સૂરઃ તૌબા, આ.૪૦) અને બરાબર તે વખતે જ્યારે હજારો માણસોના વિશાળ સૈન્ય વચ્ચે તેને કોઈ શહેનશાહ સામે હાજર થવાનું હશે, ત્યારે તેનું લલાટ ઘોડાની જીન પર અલ્લાહની સામે ઝૂકેલું હશે. આવા સંતુલિત મન માટે કુર્આને 'નફ્સે મુત્મઇન્ના'નો શબ્દ વાપર્યો છે :

يَٰٓأَيَّتُهَا ٱلنَّفْسُ ٱلْمُطْمَئِنَّةُ ۝ ٱرْجِعِىٓ إِلَىٰ رَبِّكِ رَاضِيَةً مَّرْضِيَّةً ۝ فَٱدْخُلِى فِى عِبَٰدِى ۝ وَٱدْخُلِى جَنَّتِى ۝

''હે શાંત અને સંતુષ્ટ આત્મા ! તું ચાલ પોતાના રબ તરફ ખુશી-ખુશી અને પ્રિય સ્થિતિમાં અને સામેલ થઈ જા મારા બંદાઓમાં અને દાખલ થઈ જા મારી જન્નતમાં.''

(સૂરઃ ફજ્ર, આ. ૨૭-૩૦)



# એહલે કિતાબનું શિર્ક

એહલે કિતાબ (ગ્રંથવાળાઓ, જેમના ઉપર અગાઉ અલ્લાહે ગ્રંથ અવતરિત કર્યો હતો)ના બે સમૂહોનો ઉલ્લેખ કુર્આને કર્યો છે : યહૂદીઓ અને ઈસાઈઓ. આ લોકો આંહઝરત સલ્લ.ની રિસાલત (ઈશદૂતત્વ, પયગંબરી) સિવાય, દીનની તે તમામ પાયાની વાતોનો સ્વીકાર કરતા હતા, જેના પર ઈમાન લાવવાનું આમંત્રણ કુર્આન આપતું હતું; ત્યાં સુધી કે તૌહીદની માન્યતા પણ તેમના અને મુસલમાનો વચ્ચે સર્વમાન્ય હતી. ન આ લોકો સૈદ્ધાંતિક રીતે તેનો ઇન્કાર કરનારા હતા અને ન તૌરાત અને ઇંજિલની ધારણાઓની મોજૂદગીમાં તેનો ઇન્કાર કરી શકતા હતા. પરંતુ આ સર્વસંમત હકીકત પર ઈમાન રાખવા છતાં તેઓ એવા ઘણાં કાર્યો-પ્રવૃત્તિઓ અને આસ્થાઓમાં સપડાયેલા હતા, જે કુફ્ર અને શિર્ક જેવા હતા. કુર્આને આ સર્વમાન્ય હકીકતને ચર્ચાનો આધાર ઠેરવીને તેમનાથી માગણી કરી કે તેઓ પોતાના કાર્યો અને આસ્થાઓને ત્રુટિઓ અને દોષોથી પવિત્ર કરી લે, અથવા તો પછી તૌહીદનો ઇન્કાર કરી દે કે તેના તકાદાઓ અને અનિવાર્યતાઓને સ્વીકારવાની જવાબદારીથી મુક્ત થઈને જે જંગલમાં ચાહે ઠોકરો ખાતા ફરે અથવા તેના તકાદાઓ અને અનિવાર્યતાઓનો પણ સ્વીકાર કરે અને આ જ દીપક લઈને પોતાના કાર્યો-પ્રવૃત્તિઓ અને આસ્થાઓની સમીક્ષા કરે, અને જે બિદઅતો (ધર્મમાં નવી વાતો) અને બગાડ તેમનામાં તૌહદીથી તદ્દન વિપરીત પેદા થઈ ગયા છે, તેને દૂર કરે.

તમને યાદ હશે, આરબોથી ચર્ચાનો આરંભ એ મુદ્દાથી કરવામાં આવ્યો હતો કે જ્યારે આકાશ અને ધરતીનો સર્જનહાર, શક્તિ અને સામર્થ્ય તથા યોગ્યતાઓને બનાવનાર, આકાશો અને ધરતીનો પ્રબંધક અલ્લાહ જ છે અને તમને આ સર્વમાન્ય હકીકતોથી સહેજ પણ ઇન્કાર નથી, તો પછી એવી વાતો કેમ માનો છો, જે આ તમામ સર્વમાન્ય હકીકતોના તાણાવાણા વિખેરી નાખે છે ? બરાબર આ જ પ્રમાણે, એક ડગલું આગળ વધીને એહલે કિતાબથી તૌહીદની આસ્થાના મૂળને કેન્દ્ર બનાવીને ચર્ચાનો આરંભ કરવામાં આવ્યો કે, જો આ આસ્થા અમારા અને તમારા દરમ્યાન સ્વીકાર્ય છે તો આવો, આ જ કસોટી પર પોતાના ખરા-ખોટાના પારખા કરી લો. ફરમાવ્યું :

قُلْ يَآ أَهْلَ الْكِتٰبِ تَعَالَوْا إِلٰى كَلِمَةٍ سَوَآءٍ بَيْنَنَا وَبَيْنَكُمْ أَلَّا نَعْبُدَ إِلَّا اللّٰهَ وَلَا نُشْرِكَ بِهٖ
شَيْئًا وَّلَا يَتَّخِذَ بَعْضُنَا بَعْضًا أَرْبَابًا مِّنْ دُوْنِ اللّٰهِ ۚ فَإِنْ تَوَلَّوْا فَقُوْلُوا اشْهَدُوْا بِأَنَّا مُسْلِمُوْنَ ۝

"કહો : હે એહલે કિતાબ ! આવો એ વાતની તરફ જે અમારા અને તમારા વચ્ચે સમાન છે, એ કે અલ્લાહ સિવાય કોઈની બંદગી ન કરીએ, અને ન તેના હક્કદાર ઠરાવીએ કોઈ બીજી વસ્તુને અને ન બનાવીએ તેના સિવાય કોઈ બીજાને રબ. બસ, જો તેઓ આનાથી મોઢું ફેરવે તો કહી દો કે અમે તો અલ્લાહના આજ્ઞાંકિત છીએ."

(સૂરઃ આલે ઇમરાન, આ. ૬૪)

આનાથી જાણવા મળ્યું કે એક જ અલ્લાહની બંદગી કરવી, કોઈ વસ્તુને તેની ભાગીદાર ન માનવી, કોઈને અલ્લાહ સિવાય રબ ન ઠરાવવું એ એહલે કિતાબ અને મુસલમાનો વચ્ચે સર્વસંમત હતું. તેમાંથી કોઈ એક વાતથી પણ, ન યહૂદીઓને મતભેદ હતો અને ન તો ઇસાઈઓને. પરંતુ કોઈને રબ ન માનવાનો અર્થ તેઓ કેવળ એ સમજતા હતા કે કોઈને અલ્લાહ સિવાય રબ કહેવામાં ન આવે. તેમના મતે અલ્લાહની રુબુબિયત (પ્રભુતા, સ્વામીત્વ અને પાલનહારી)માં એનાથી કોઈ ફરક નહોતો પડતો કે જે અધિકારો અને ગુણો કેવળ અલ્લાહ માટે વિશેષ હતા, તેમાં બીજાઓને પણ ભાગીદાર બનાવી લેવામાં આવે. જેમ કે, શરીઅત બનાવવી-આપવી અને કાનૂન-ઘડતર અલ્લાહતઆલાના વિશેષ અધિકારોમાંથી એક છે અને કોઈના માટે પણ એ વાત જાયઝ (ઉચિત, લાયક) નથી કે તેના આ અધિકારમાં કોઈપણ પ્રકારની દખલગીરી કરે. જો કોઈ વ્યક્તિ આવું કરે છે તો અલ્લાહતઆલાની ખુદાઈમાં ભાગીદારીની હિંમત કરવાનો અપરાધી ઠરે છે, અને જો સ્વયં આપણે તેનો આ હક્ક સ્વીકારીએ છીએ તો ચાહે જબાનથી આપણે ખુદાવંદ કે રબ ન કહીએ, પણ વાસ્તવમાં આપણે તેને અલ્લાહની હાકિમિયત (સાર્વભૌમત્વ, Sovereignty) અને રુબુબિયત (પ્રભુતા, સ્વામીત્વ અને ઈશ્વરત્વ)માં ભાગીદાર સમજીએ છીએ. પરંતુ યહૂદીઓ અને ઇસાઈઓ અલ્લાહના આ હક્કમાં બીજાઓને ભાગીદાર બનાવવામાં કોઈ ખરાબી કે બૂરાઈ સમજતા નહોતા. તેથી કુર્આને આના આધારે જ યહૂદીઓ અને ઇસાઈઓ બંનેને આ વાતના ગુનેગાર ઠેરવ્યા કે તેઓ પોતાના ધાર્મિક વિદ્વાનો (આલિમો) અને ધર્મશાસ્ત્રીઓ (ફુકહા)ને અલ્લાહ ઉપરાંત રબ ઠેરવે છે :

اِتَّخَذُوْٓا أَحْبَارَهُمْ وَرُهْبَانَهُمْ أَرْبَابًا مِّنْ دُوْنِ اللّٰهِ وَالْمَسِيْحَ ابْنَ مَرْيَمَ ۚ
وَمَآ أُمِرُوْٓا إِلَّا لِيَعْبُدُوْٓا إِلٰهًا وَّاحِدًا ۚ لَآ إِلٰهَ إِلَّا هُوَ ۚ سُبْحٰنَهٗ عَمَّا يُشْرِكُوْنَ ۝

"તેમણે પોતાના ધાર્મિક વિદ્વાનો અને સંન્યાસીઓને અલ્લાહ ઉપરાંત રબ ઠેરવી લીધા છે અને મસીહ ઇબ્ને મરયમને પણ, જો કે તેમને એ સિવાય કોઈ આદેશ

આપવામાં આવ્યો નહોતો કે અલ્લાહની જ બંદગી કરે. તે પવિત્ર છે એ વસ્તુઓથી જેમને આ લોકો અલ્લાહના ભાગીદાર ઠેરવે છે." (સૂરઃ તૌબા, આ. ૩૧)

આ આયત સંબંધે હદીસોમાં અદી બિન હાતિમનો એક પ્રશ્ન નોંધેલ છે. તેમણે આંહઝરત સલ્લ.ને પૂછ્યું : યહૂદીઓ અને ઈસાઈઓ પોતાના આલિમો (ધાર્મિક વિદ્વાનો) અને રાહિબો (સંન્યાસીઓ)ને પોતાના રબ તો નથી કહેતા ! આપ સલ્લ.એ ફરમાવ્યું : શું એ વાત નથી કે અલ્લાહત્આલાએ જે વસ્તુઓ હલાલ ઠેરવી છે તેને તેઓ હરામ કરી દે છે, તો તમે તેને હરામ ઠેરવી લો છો; અને જે વસ્તુઓને અલ્લાહત્આલાએ હરામ કરી છે તેને તેઓ હલાલ કરી દે છે, તો તમે તેને હલાલ ઠેરવી લો છો ? અદી બિન હાતિમે કહ્યું : હા, આ વાત તો છે. હુઝૂર સલ્લ.એ ફરમાવ્યું : فتلک عبادتهم આ જ તેમની બંદગી થઈ.

આનાથી ખ્યાલ આવે છે કે અદી બિન હાતિમને એ ગેરસમજ હતી કે જ્યાં સુધી જબાનથી કોઈના ખુદાવંદ હોવાનો ઇકરાર ન કરવામાં આવે, ત્યાં સુધી તે ખુદા અને રબ નથી બનતો અને જ્યાં સુધી કોઈની પ્રણાલિકાગત બંદગી ન કરવામાં આવે, ત્યાં સુધી તે માઅ્બૂદ (પૂજ્ય, ઉપાસ્ય) નથી બનતો. હુઝૂર નબી કરીમ સલ્લ.એ આ ગેરસમજને એ રીતે દૂર કરી કે કોઈને ખુદાવંદ કહો ન કહો, જો એ હક્કો અને અધિકારો તેને આપો છો, જે ખુદા માટે વિશેષ છે, તો જબાનથી તેને રબ કે ઈલાહ (ઉપાસ્ય) કહ્યા વગર તમે તેને રબ માની રહ્યા છો અને કોઈ રસમી કે પ્રચલિત પૂજા કર્યા વગર તમે તેની પૂજા કરી રહ્યા છો. કાનૂન અને શરીઅત બનાવવું કેવળ અલ્લાહત્આલા માટે વિશિષ્ટ છે. આ સ્થાન પર તમે જેને બિરાજમાન કરી દેશો, તે ખુદાવંદ બની જશે અને તમે તેના બંદા બની જશો, ચાહે જબાનથી તેને બંદો કહો કે ખુદા !

આયતની ખરી વ્યાખ્યા સમજવા માટે આ સમજૂતી પર્યાપ્ત છે, પરંતુ તેના હજુ વધારે સ્પષ્ટીકરણ માટે કેટલીક ઉપયોગી વાતોનું વર્ણન કરવું, ઇન્શાઅલ્લાહ, અસ્થાને નહીં ગણાય.

આ આયતમાં યહૂદીઓ અને ઈસાઈઓના બે પ્રકારના શિર્કનું વર્ણન કરવામાં આવ્યું છે : આલિમો અને સંન્યાસીઓને રબ બનાવવા અને હઝરત મસીહ અલૈ.ને રબ બનાવવા. અમે આ બંને વસ્તુઓ પર સંક્ષિપ્તમાં ચર્ચા કરીશું.

## ૧. અહબાર (ધાર્મિક વિદ્વાનો)ની પૂજા :

યહૂદીઓ વિશે એ વાત જાણીતી છે કે તેમણે પોતાની શરીઅતની ઘણીખરી વાતો ભૂલાવી દીધી હતી. (ونسوا حظا مما ذكروا به જે શિક્ષણ તેમને આપવામાં આવ્યું હતું તેનો મોટો ભાગ ભૂલી ચૂક્યા છે. - સૂરઃ માઇદા, આ. ૧૩) ઘણી જગ્યાએ ફેરફાર કરી

નાખ્યો હતો. જેમ કે, બની ઈસ્માઈલમાં એક અંતિમ પયગંબરનો ઉદય કે ઈબ્રાહીમના કિબ્લા કે કુરબાનીના સ્થાન વગેરેનું વર્ણન હતું. ઘણાંખરા આદેશો તેમણે છૂપાવી દીધા હતા. વિશેષતઃ તે વ્યભિચાર, માનવ-હત્યાના કેસ વગેરેના કાનૂનથી સંબંધિત હતા. ઘણાંખરા આદેશો પર તેમણે શરઈ બહાનાઓના આવરણો ચઢાવી દીધા હતા. ઘણાં ફતવાઓ અલ્લાહના કાનૂનના વિરુદ્ધ, તદ્દન દુન્યવી સ્વાર્થ માટે લખી દીધા હતા. તદ્દુપરાંત, તેમના વિશે એ દાવો કરતા હતા કે આ બિલકુલ તૌરાતને અનુરૂપ આદેશો છે. આ તમામ વાતો કુર્આન-મજીદમાં વિગતવાર વર્ણવવામાં આવી છે. સ્પષ્ટ છે કે તેમની શરીઅતના આ તમામ પાસાઓમાં ખુદાની હાકિમિયત (સાર્વભૌમત્વ) તદ્દન નષ્ટ થઈ ચૂકી હતી અને તેની જગ્યા તેમના ધાર્મિક વિદ્વાનો અને ધર્મશાસ્ત્રીઓએ સ્વયં ઘડેલા આદેશો અને કાનૂને લઈ લીધી હતી.

એ જ પ્રમાણે બાઈબલ હિસ્ટ્રી અને યહૂદીઓની ન્યાય-વ્યવસ્થા તથા કાનૂન-ઘડતરની પદ્ધતિના અભ્યાસથી ખ્યાલ આવે છે કે તેમના ત્યાં ઈજ્તિહાદ (જ્યાં ધર્મના મૂળ સ્રોતોમાં ધાર્મિક આદેશ સ્પષ્ટ ન હોય તેમાં મૂળ સ્રોતને અનુરૂપ કાનૂનની પુનર્વ્યાખ્યા કે સંશોધનનું કાર્ય) તદ્દન નાબૂદ થઈ ગયું હતું. કબીલાઓ કે બિરાદરીઓમાં જે કાઝીઓ મુકદ્દમાઓના નિર્ણયો માટે નિયુક્ત હતા, તેઓ નવી સમસ્યાઓ અને મુદ્દાઓમાં, જેના વિશે કોઈ સ્પષ્ટ આદેશ તૌરાતમાં જોવા ન મળતો તો એવું નહોતા કરતા કે તૌરાતના આદેશો અને પોતાના પયગંબરના ફેંસલાઓને નજર સામે રાખીને ઈજ્તિહાદ કરે, અને ઈસ્લામના સિદ્ધાંતો અનુસાર અલ્લાહની મરજીથી અનુકૂળ વાતની જાણકારી મેળવવાની કોશિશ કરે. તેમની રીત એ હતી કે તેઓ મામલાઓને મુખ્ય કાહિન (ભવિષ્ય ભાખનાર કે જ્યોતિષી, પાદરી કે ધર્મગુરુ) સમક્ષ રજૂ કરી દેતા. મુખ્ય કાહિન અલ્લાહની મરજી જાણવાનું એક કુદરતી માધ્યમ ગણાતું હતું. મુખ્ય કાહિન એવું કરતો કે તે પૂજાના તંબુમાં, અત્યંત પવિત્રમાં પવિત્ર જગ્યામાં જતો, જ્યાં એક પરદાના પાછળ સંદૂક મૂકેલું રહેતું, આ જગ્યાને ઈશવાણીનું કેન્દ્ર સમજવામાં આવતું હતું. ત્યાં પહોંચીને તેના પર યહૂવા (ખુદા)ના આદેશો આવતા. તે આ આદેશોથી લોકોને માહિતગાર કરતો અને લોકો માટે તેનું પાલન અનિવાર્ય હતું. Johann Kaspar Bluntschli પોતાના પુસ્તક The Theory of the State માં ધાર્મિક સરકાર (Theocracy)ના પ્રકરણમાં લખે છે :

''ઈશ્વરના કાનૂન એક સોના મઢેલ તાબૂત (સંદૂક)માં રહેતા, જેની બે કરૂબી (ફરિશ્તાઓ)સુરક્ષા કરતા અને જેનો આદર ઈશવાણીના કેન્દ્રની હેસિયતે કરવામાં આવતો હતો. તાબૂત તંબુમાં એક પરદાના પાછળ પવિત્રમાં પવિત્ર જગ્યામાં રહેતું અને કાહિનો તરફથી સંપૂર્ણ પ્રબંધથી તેનું નિરીક્ષણ કરવામાં આવતું હતું. આ જ મુખ્ય

કાહિન યહૂવા (ખુદા)ના આદેશો જાણતો અને લોકોને તેનાથી માહિતગાર કરતો."

"ન્યાયાધીશો, જે કબીલાઓમાં શરીઅતને લાગુ કરવા માટે નિયુક્ત હતા, તેઓ આ કાર્ય ખુદાનું નામ લઈને કરતા; કેમ કે કાનૂન-ઘડતરનો હક્ક કેવળ ખુદા માટે વિશેષ હતો. જો કોઈ એવો મામલો તેમના સામે આવી જતો, જેનો નિર્ણય તેમના માટે મુશ્કેલ હોય, તો તેમાં તેમના માટે જરૂરી હતું કે લાવીઓ (Levites)★ના માધ્યમથી ખુદાની મરજી માલૂમ કરતા." (પૃ.૩૫-૩૫૧)

આ પદ્ધતિ મહદ્અંશે મૂર્તિપૂજક કોમો જેવી જ છે અને યહૂદીઓએ પોતાના પતનના જમાનામાં તેને અપનાવી લીધી હતી. જે રીતે મિસર (ઇજિપ્ત), ઇરાક, નેનવા વગેરેના મંદિરોમાં પૂજારી અને પુરોહિત કોઈ અત્યંત મહત્ત્વના સમયે પોતાના ઉપાસ્યોની સામે જઈને પરોક્ષ રીતે હૃદયમાં વાત નાખતા કે આકાશવાણી કરતા દેવતાની જબાનથી ઉપાસ્યોની મરજીની જાણકારી મેળવી લેતા હતા, અથવા જે રીતે આરબો પોતાના ઉપાસ્યોની સામે 'ફાલ' (શુકન)ના તીરો વડે તેમના આદેશો અને નિર્ણયો માલૂમ કરી લેતા હતા, એ જ રીતે યહૂદીઓએ પણ તાબૂત (પવિત્ર સંદૂક)ને પોતાનો ઉપાસ્ય બનાવી લીધો હતો. જે મામલામાં તેમને મુશ્કેલી પડતી, મુખ્ય પાદરી તાબૂતની સામે જઈને ખુદાના આદેશો અને નિર્ણયો જાણી લેતો. અભૌતિક તાબૂતની સામે હાજરી ખુદાના ઇલ્હામ (દિવ્યવાણી) માટે પર્યાપ્ત હતી. આ કાહિનો નિર્દોષ અને દૈવી ગણાતા હતા. આ પદ્ધતિનું અનિવાર્ય પરિણામ એ આવ્યું કે લાવીઓના વંશજો أَرْبَابًا مِّن دُونِ اللَّهِ બની ગયા અને તેમની દરેક પ્રકારની કલ્પનાઓ અને અંધશ્રદ્ધાઓએ કાનૂન અને શરીઅતનો દરજ્જો પ્રાપ્ત કરી લીધો.

ઈસાઈઓના ત્યાં પરિસ્થિતિ આનાથી વધારે ખરાબ હતી. ઈસાઈઓની મૂળ હેસિયત યહૂદીઓના એક સુધરેલા જૂથની હતી, ન કે એક સ્થાયી ઉમ્મતની. હઝરત મસીહ અલૈ.એ સ્વયં ફરમાવ્યું છે કે હું તૌરાતને રદ કે નિરસ્ત કરવા નહિં, બલ્કે તેને પૂર્ણ કરવા આવ્યો છું. એ પણ ફરમાવ્યું કે જ્યાં સુધી તેની બધી વાતો પૂરી ન થઈ જાય, એક નુક્તો (બિંદુ) પણ પોતાની જગ્યાએથી હટી નથી શકતો. આ જ કારણ છે કે તેમણે કોઈ નવી શરીઅત ન આપી, બલ્કે પોતાના અનુયાયીઓને માત્ર દીનનો અસલ આત્મા આપ્યો તથા કાનૂન અને શરીઅતના સંદર્ભમાં તેના અનુપાલનનો આદેશ આપ્યો, જે તૌરાતમાં મોજૂદ હતો. તેમણે કેવળ યહૂદીઓએ ઘડી કાઢેલ અને દાખલ કરેલ નવી વાતો સુધી જ તેની સુધારણા કરી.

★ Levites એ Levy/Levi ના વંશજ હતા. 'લેવી' એ બુક ઑફ જીનેસીસ અનુસાર જેકોબ અને લીઆહનો પુત્ર હતો અને ઇઝરાઈલી પ્રજાતિનો સ્થાપક હતો. અમુક ચોક્કસ પ્રકારના ધાર્મિક અને રાજકીય કાર્યો તેમના માટે વિશેષ કરી દેવામાં આવ્યા હતા. (અનુ.)

ઈસાઈઓના આરંભિક ઈતિહાસના અભ્યાસથી જાણવા મળે છે કે શરૂઆતમાં હઝરત મસીહ અલૈ.ના ખલીફાઓ (નાયબો)ની હેસિયત આ જ હતી. તેઓ આદેશો અને કાનૂનોના અનુસંધાનમાં બધી રીતે તૌરાતના તાબેદાર હતા, પરંતુ જહૉન પૉલે ખ્રિસ્તી ધર્મના તમામ આંતરિક અને બાહ્ય સ્વરૂપને વિકૃત કરી નાખ્યું. તેણે ઈસાઈઓને એક સ્થાયી નામ અને સ્થાયી સમુદાયની હેસિયત આપી અને તૌરાતના આદેશોની પાબંદી કેવળ બની ઈસરાઈલ માટે વિશેષ કરી દીધી. જે લોકો બની ઈસરાઈલ નહોતા, તેમના માટે તૌરાતની પાબંદી રદ કરીને દારૂ અને વ્યાજને જાયઝ ઠેરવી દીધા. હઝરત મસીહ અલૈ.ના સાચા ખલીફાઓએ આ મુદ્દાઓ પર તેનાથી મોટી-મોટી ચર્ચાઓ અને સંવાદો કર્યા, પરંતુ પૉલની બિદઅતો રોમના લોકો વગેરેની પ્રકૃતિને એટલી આકૃષ્ટ કરનારી હતી કે છેવટે તેને બહોળો પ્રસાર મળ્યો અને એ રીતે મસીહિયતે (ઈસાઈ મતે) એક સ્થાયી સમુદાય (ઉમ્મત)ની હેસિયત ઊભી કરી લીધી, જો કે એક એવી ઉમ્મતની હેસિયત, જે કિતાબ અને શરીઅતથી વંચિત છે; કેમ કે ઇંજિલ આદેશોથી તદ્દન ખાલી છે અને તૌરાતના અનુસરણથી પૉલે તેમને મુક્ત કરી દીધા. પરિણામ એ આવ્યું કે જીવનના તમામ મામલાઓમાં ઈસાઈઓ ખુદાના બદલે પોતાના ધાર્મિક વિદ્વાનોની બિદઅતોના અનુયાયી બની ગયા. આલિમો (ધાર્મિક વિદ્વાનો) જે કંઈ કહેતા, તે જ ખુદાનો આદેશ બની જતો. કુસ્તુનતુનિયા (કોન્સ્ટનટિનોપોલ, હાલ ઈસ્તંબુલથી પ્રસિદ્ધ)ના જમાનાથી જ્યારે રોમના બાદશાહોની તલવારે ઈસાઈયતની દુશ્મનાવટની જગ્યાએ તેની હિમાયતનો રંગ અપનાવી લીધો, પોપની મહાનતાની હાલત એ થઈ કે એક તરફ પોપના આદેશો રવાના થતા, બીજી તરફ બાદશાહનું ફરમાન જારી થતું કે આ આદેશોનું સર્વસત્તાધીશ ખુદાના આદેશોની હેસિયતે પાલન કરવામાં આવે. છેવટે હાલત એ હદે પહોંચી કે પવિત્ર આલિમોને એ અધિકાર પ્રાપ્ત થઈ ગયો કે તેઓ જમીન ઉપર જે બાંધતા તે આકાશ ઉપર બાંધવામાં આવતું અને જમીન પર જે ખોલતા તે આકાશ પર પણ ખોલી દેવામાં આવતું. તેમની જબાન ખુદાની પ્રવક્તા અને પ્રતિનિધિ બની ગઈ, ત્યાં સુધી કે આ ધરતી પર જેને પણ માફી મળી જતી તેને આકાશમાં પણ માફ કરી દેવામાં આવતો. બીજા શબ્દોમાં, તેનો અર્થ એ થયો કે તેઓ અલ્લાહના આદેશોના અનુયાયીઓ નહિં, બલ્કે, નઊઝુબિલ્લાહ (અલ્લાહની પનાહ), ખુદા સ્વયં તેમના આદેશોનું પાલન કરતો હતો.

## ૨. હઝરત ઈસા મસીહને રબ બનાવવા :

એ જ પ્રમાણે ઈસાઈઓએ હઝરત ઈસા મસીહ અલૈ.ને પણ રબ (પ્રભુ-પાલનહાર) બનાવી લીધા. ઈસાઈઓના ધાર્મિક દર્શન અને ચર્ચાઓના ઈતિહાસથી જાણકારી મળે છે કે આ ફિત્ના (ઉપદ્રવ)ની શરૂઆત કરનાર પણ પોપ જહૉન પૉલ જ

છે. માહિતી અનુસાર મસીહ અલૈ.ના શિષ્યો અશિક્ષિત લોકો હતા. તેનાથી વિપરીત, પૉલ યુનાની દર્શન અને યુનાની અધ્યાત્મવાદનો માહેર હતો. તેણે ઇંજિલની વ્યાખ્યા અને ટીકા એક નવા રંગમાં પ્રસ્તુત કરી અને દાવો કર્યો કે મારા માટે મસીહના આ અશિક્ષિત શિષ્યોના શબ્દોનું પાલન જરૂરી નથી, જેઓ સત્યો અને ગૂઢ રહસ્યોને સમજવાથી તદ્દન અસમર્થ હતા, બલ્કે મારું જ્ઞાન પ્રત્યક્ષ દિવ્ય સાક્ષાત્કાર સ્વયં મસીહથી ગ્રહણ કરેલું છે. મજાની વાત એ છે કે પૉલ હિબ્રુ ભાષાથી તદ્દન અજાણ હતો, જે ઇંજિલની અસલ ભાષા હતી. તેનો સંબંધ ઇંજિલની મૂળ ભાષાની સાથે એ જ હતો, જે એક અજમી (બિનઆરબ) અજ્ઞાનીનો કુર્આનની ભાષાની સાથે હોઈ શકે છે. જે રીતે ઇસ્લામના ઇતિહાસમાં આપણે જોઈએ છીએ કે દીનમાં બિદઅતોના ફિત્નાઓ મોટાભાગે એ અજમીઓના કારણે ઉભર્યા, જેઓ કુર્આન અને હદીસની મૂળ ભાષાથી સામાન્ય રીતે વાકેફ નહોતા, અને તેમના દિમાગ અજમી (બિનઆરબ) ફિલસૂફી અને અધ્યાત્મવાદથી વિષાયુક્ત હતા; એ જ રીતે પૉલે, જે પોતે ઇંજિલની મૂળ ભાષાથી અજાણ તથા યુનાની દર્શન અને અધ્યાત્મવાદનો માહેર હતો, ઇંજિલ અને ઇસાઈયતને તદ્દન તેના મૂળ તત્ત્વ અને સારથી જ બદલી નાખ્યા. તેના પર ગૂઢ અધ્યાત્મવાદ (Gnosticism)નો રંગ ચઢેલો હતો અને તેની તમામ પ્રવૃત્તિઓમાં જે વસ્તુ મૂળ પ્રેરકની હેસિયતે જોવા મળતી હતી, તે એ છે કે જે રીતે સંભવ હોય, રોમનવાસીઓમાં ઇસાઈયતને પ્રચલિત બનાવે. આ લગન અને આ પ્રેરણાની સાથે સ્વાભાવિકપણે તેને હઝરત મસીહના અસલી જીવન અને તેમની વાસ્તવિક શિક્ષાથી કોઈ દિલચસ્પી હોઈ શકતી નહોતી. તેની રુચિની વસ્તુઓ એ જ હોઈ શકતી હતી, જે તેના ગૂઢ અધ્યાત્મવાદની સાથે મેળ ખાતી હોય અને જેને સરળતાથી રોમન માયથોલોજી (પ્રાચીન કથા-વાર્તાઓ) સાથે સુસંગત કરી શકાય. તેથી તેની તમામ બિદઅતો (ધર્મમાં ઘૂસાડી દેવાયેલ નવી વાતો, અધાર્મિક વાતો)માં તેની આ અભિરુચિ ઉભરેલી દેખાય છે. પરંતુ અમે અહીં કેવળ ઉલૂહિયતે-મસીહ (મસીહના ઉપાસ્ય કે ખુદા હોવા અંગેની માન્યતા)ની બિદઅતની કંઈક અંશે સ્પષ્ટતા કરવા માગીએ છીએ.

ઇંજિલમાં મસીહ અલૈ. માટે પુત્ર (ઇબ્ન) અને કલિમતુલ્લાહ (અલ્લાહનો કલામ, ઈશવાણી), તથા ખુદા માટે પિતા (અબ)ના શબ્દો પ્રયુક્ત થયા છે અને તેની સાથે ઠેકઠેકાણે તેમને ઇબ્ને આદમ પણ કહેવામાં આવ્યા છે, અને તૌહીદની પણ અત્યંત સ્પષ્ટ શબ્દોમાં શિક્ષા આપવામાં આવી છે. મસીહના સાચા શિષ્યોને આ વાતોને સમજવામાં કોઈ મુશ્કેલી ન પડી. હિબ્રુ (ઇબ્રાની) ભાષામાં 'ઇબ્ન' શબ્દ 'અબ્દ' અને 'પુત્ર'ના અર્થમાં સામાન્ય છે. એ જ રીતે 'અબ'નો શબ્દ 'પિતા' અને 'રબ'ના અર્થમાં સામાન્ય છે. તેમને ન 'ઇબ્ન' શબ્દથી કોઈ ધોકો થઈ શકતો હતો, ન 'અબ' શબ્દથી.

તેઓ કોઈ મુંઝવણ વિના 'ઇબ્નુલ્લાહ'નો અર્થ 'અબ્દુલ્લાહ' અને 'અબ્બી'નો અર્થ 'રબ્બી' સમજતા હતા, અને કદાચ શબ્દની સમાનતાના કારણે જો કોઈ સંદેહ ઊભો પણ થઈ શકતો હતો, તો તૌહીદની સ્પષ્ટ શિક્ષાઓ તેને દૂર કરવા માટે પૂરતી હતી. સત્યનિષ્ઠ લોકોની હંમેશા એ રીત રહી છે કે તેઓ શંકાસ્પદ વસ્તુઓ પર આસ્થાઓની બુનિયાદ નથી મૂકતા, બલ્કે તેઓ તેમનું અર્થઘટન સ્પષ્ટ શિક્ષાઓ અને ચોક્કસ સિદ્ધાંતોના પ્રકાશમાં કરે છે. પરંતુ પૉલ માટે ઇંજિલના આવા જ કેટલાક શબ્દોએ ખોટી દલીલબાજી અને ફિત્નાનો દરવાજો ખોલી નાખ્યો. પૉલનો તમામ સ્રોત, હિબ્રુ ભાષાથી અજ્ઞાનતાના કારણે, યુનાની ઇંજિલો હતી. યુનાનીમાં આવીને 'અબ' અને 'ઇબ્ન'ના શબ્દો પોતાના એ અર્થથી તદ્દન અલગ થઈ ગયા હતા, જે અર્થમાં તે હિબ્રુ (ઇબ્રાની) ભાષામાં વપરાયા હતા. યુનાનીમાં સ્પષ્ટ રૂપે તેનો અર્થ 'પિતા' અને 'પુત્ર' થઈ ગયો હતો. અહીંથી જ પૉલની ગૂઢ અધ્યાત્મવાદની રુચિને પોષણ મળ્યું. મસીહને 'કલિમતુલ્લાહ' પણ કહેવામાં આવ્યા હતા અને તેને જ આધાર બનાવીને તેણે એ તર્ક ઘડી કાઢ્યો કે 'કલ્મા' (બ્રહ્મશબ્દ, Logos) એક ઉચ્ચત્તમ સૃષ્ટિજન્ય શક્તિ (World Power) અને મસીહ તે ઉચ્ચત્તમ સૃષ્ટિજન્ય શક્તિનું મૂર્ત સ્વરૂપ કે અવતાર (Incarnation) છે. બસ, અહીંથી જ મસીહના 'ઇબ્નુલ્લાહ' (ખુદાનો પુત્ર, Son of God), બલ્કે ખુદા (God) હોવાની બિદઅત (પાખંડ, Heresy) ચાલી નીકળી.

પૉલનું ઈ.સ. ૬૪ માં અવસાન થયું. તે સમયથી લઈને ચોથી સદીના આરંભ સુધી આ મુદ્દા પર ઇસાઈઓ દરમ્યાન જે ઉપદ્રવ અને ફિસાદ ઊભા થયા અને તેના આધારે જે ફિરકાઓ (પંથો) બન્યા તેની વિગત લાંબી છે; પરંતુ તે યુગના ઇતિહાસના અભ્યાસુઓને ત્રણ મુખ્ય ફિરકાઓ સ્પષ્ટ જોવા મળશે.

(૧) **આર્યન કે આર્યુસી પંથ** (Arians) : આ લોકો આરયસ (Arius, શરૂઆતના ખ્રિસ્તી ધર્મસંઘનો અધિકારી કે પ્રેસબિટર પંથનો પાદરી)ના અનુયાયીઓ હતા.

(૨) **સાબીલિઅસ પંથ** (Sabellius) : આ લોકો એમ માનતા હતા કે ખુદા કોઈપણ મનુષ્યના શરીરમાં ઊતરી શકે છે અને તેના સાથે આત્મિક સંવાદ કરી શકે છે; અને મસીહને ખુદાનું મૂર્તરૂપ કે પ્રગટ-રૂપ અથવા તેનું એક રુખ કે રૂપ (Aspect) કહેતા હતા. તેમના મતે ખુદા જ સૃષ્ટા, મુક્તિદાતા અને સંરક્ષક બધું જ હતો, જે પ્રમાણે એક જ વ્યક્તિ પિતા, મુરબ્બી અને મહેમાન બધું જ હોઈ શકે છે.

(૩) **ત્રિત્વ, ત્રિક કે ત્રય** (Trinity) : આમનો નેતા (તત્કાલીન ગ્રીકમાં આવેલ એલેક્ઝાન્ડ્રિઆનો) Athanasius હતો. આ લોકો ત્રણ ખુદાઓને માનતા હતા. (પિતા, પુત્ર અને પવિત્ર રૂહ).

આ ફિરકાઓમાં આર્યન (આર્યુસી) ફિરકો સાચી ઈસાઈયતના શેષ સારા જૂથમાંથી એક હતો. જો કે બીજા ફિરકાઓના દબાણવશ અને સામાન્ય લોકોના વલણના પ્રભાવથી આ લોકો પણ પાછળથી હઝરત મસીહને મનુષ્યના સ્થાનથી કંઈક ઉચ્ચતર માનવા લાગ્યા હતા, પરંતુ ત્રણ ખુદા કે ખુદાના માનવ-શરીરમાં ઊતરવાની માન્યતાના ખંડનમાં આ ફિરકાના પ્રયાસો અદ્વિતીય છે.

ત્રીજી સદીના અંત અને ચોથી સદીના આરંભમાં એક ખાસ ઘટનાએ મસીહ અલૈ.ના ખુદા હોવા (ઈશ્વરત્વ) અને બંદા હોવા (દાસત્વ) વિશે ઈસાઈઓના તમામ ફિરકાઓને ખૂબ ખરાબ રીતે વિવાદો અને લડાઈઓમાં ગ્રસ્ત કરી દીધા હતા. ત્યાં સુધી રોમન શહેનશાહીના અંદર મસીહિયત (ઈસાઈયત) ખૂબ ફેલાઈ ચૂકી હતી અને આ મતભેદો સલ્તનતના દુશ્મનો માટે સાનુકૂળ હોઈ શકતા હતા. તેના કારણે કુસ્તુનતુનિયા (કોન્સ્ટનટિનોપોલ, હાલ ઈસ્તંબુલ)એ મસીહિયતને નેસ્તનાબૂદ કરવાની તે નીતિ, જે તેના પુરોગામીઓએ અપનાવી રાખી હતી, ત્યજીને મસીહિયતની હિમાયત કરવાની નીતિ અપનાવી. તેમાં સૌપ્રથમ કોશિશ એ કરવામાં આવી કે કોઈપણ રીતે આ લડાઈ અને એક-બીજા સામે સંઘર્ષરત ફિરકાઓમાં એકતા કરાવવામાં આવે, જેથી આ મતભેદોના કારણે સલ્તનતને કોઈ નુકસાન પહોંચે. તેના માટે સૌથી પહેલા ઇ.સ. ૩૧૪ માં તેણે આર્લેસ (Arles, હાલ ફ્રાન્સ દેશમાં)માં ચર્ચની એક કાઉન્સિલનું આયોજન કર્યું, પરંતુ જે હેતુ નજર સામે હતો તેમાં કોઈ ખાસ સફળતા મળી નહીં. છેવટે ઇ.સ. ૩૨૫ માં તેના આમંત્રણથી ચર્ચની એક જનરલ કાઉન્સિલ નાઇસિયા (Bithyniaના Nicaea, હાલ તુર્કિ)માં મળી, અને આમ તો ત્યાં સુધી તે ઈસાઈ થયું નહોતું, તેમ છતાં તેણે કાઉન્સિલનું અધ્યક્ષ-સ્થાન નિભાવ્યું. આ કાઉન્સિલ ખૂબ જ મહત્ત્વની હતી. તેમાં ઈસાઈયતના બધા ફિરકાઓ અને તમામ દેવળોના હોદ્દેદાર-પ્રતિનિધિઓ ઉપસ્થિત હતા. મૂળ લડાઈ આર્યન ફિરકા અને મસીહના ખુદા હોવાને માનતા લોકો વચ્ચે હતી. આ કાઉન્સિલની કાર્યવાહી અને વૃત્તાંત ખૂબ જ રસદાયક છે. જે વખતે વૃદ્ધ આરયુસ (Presbyter Arius) મસીહ અલૈ.ના સર્જન (Creature, પ્રાણી કે વસ્તુ) હોવા અંગે પ્રવચન આપવા ઊભો થયો, ત્યારે એક વ્યક્તિએ તેના મોઢાં પર થપ્પડ મારી અને ઘણાં બિશપો અને પાદરીઓ પોતાના કાનોમાં આંગળીઓ નાખીને એમ કહેતા ભાગ્યા કે અમે આ ઘરડા-ફૂસના કુફ્રને સહન કરી શકીએ તેમ નથી. કાઉન્સિલમાં બહુમતી લોકો આરયુસના વિરોધી હતા. તેના કારણે તેનો પક્ષ અને તેના બીજા સમર્થકોનો પરાજય થયો. કાઉન્સિલ દ્વારા ઘણા દિવસની ચર્ચા-વિચારણા પછી બહુમતીથી મસીહી અકીદા (ઈસાઈયતની ધારણા)ને નીચે મુજબ ક્રમબદ્ધ કરવામાં આવ્યો, જેને Nicene Creedના નામથી ઓળખવામાં આવે છે અને મસીહી આસ્થાઓના સંદર્ભમાં ચોથી સદીથી લઈને

આજ સુધી સર્વમાન્ય અને સૌથી મહત્ત્વનો દસ્તાવેજ છે :

"અમે એક ખુદા પર ઈમાન લાવીએ છીએ, જે પિતા છે અને સર્વશક્તિમાન, તમામ વસ્તુઓનો નિર્માતા, તમામ દશ્ય અને અદશ્યનો, અને તે એક પ્રભુ યસૂઅ મસીહ પર ઈમાન લાવીએ છીએ; પરમેશ્વરનો પુત્ર (જણેલો), એકનો એક, પિતાના ગુણથી, ખુદાઓનો ખુદા, પ્રકાશ ઉપર પ્રકાશ; ખુદાથી જ ખુદા, જન્મેલો, બનાવેલો નહીં; પિતાના જ ગુણથી, જેણે તમામ વસ્તુઓ બનાવી આકાશ અને ધરતીમાં, જે આપણે માનવીઓ માટે અને આપણી મુક્તિ માટે ઊતર્યો, મૂર્તિમંત માનવીના રૂપમાં, તેણે દુઃખ ઉઠાવ્યું, પછી ત્રીજા દિવસે જીવી ઉઠ્યો, અને આકાશ પર ચઢી ગયો, મડદાઓ અને જીવતાઓના ન્યાય માટે ફરી આવશે, અને અમે રૂહુલ-કુદુસ (પવિત્ર આત્મા) પર ઈમાન લાવીએ છીએ."

"પણ તેઓ જે કહે છે કે પહેલા તે નહોતો અને જીવંત થતાં પહેલાં તે અદશ્ય કે ગેબમાં હતો, અને તેઓ અદમ (અનસ્તિત્વ, Inexistence)થી અસ્તિત્વમાં આવ્યો, અથવા એવું કહે છે કે ખુદાનો પુત્ર બીજી કોઈ વસ્તુ કે બીજા કોઈ ગુણથી છે, અથવા સર્જન છે અથવા મનુષ્ય છે, તેઓ કેથોલિક અને રસૂલ (ઈશદૂત)ના ચર્ચની જેમ દોષિત છે."

નાઈસિયા (Nicaea)ની કાઉન્સિલથી આ જ આસ્થા મસીહી દુનિયાની આસ્થા છે. તેમાં આરયુસ (Arius) અને તેના સાથીઓને કાફિર જાહેર કરી દવામાં આવ્યા છે. આ કાઉન્સિલ પછી આ કેવળ ચર્ચનો જ નહિં, બલ્કે રાજયનો પણ ધર્મ બની ગયો અને તેના સમર્થન માટે હકુમતની તલવાર પણ બહાર નીકળી ગઈ. તેના કારણે આરયુસના ઘણાંબધા સાથીઓએ પણ તેના સમર્થનમાં જ પોતાની સલામતી જોઈ.

કેટલી આશ્ચર્યજનક અને શિક્ષાપ્રદ વાત છે કે જે ઈસાઈઓએ ત્રણ-ત્રણ સદીઓ માનવીઓની ખુદાઈના ઇન્કારના અપરાધમાં રોમના બાદશાહોના હૃદય હચમચાવી નાખે તેવા અત્યાચારો અને શિકંજામાં વિતાવ્યા, તલવારોથી તેમના ચૂરેચૂરા કરી દેવામાં આવ્યા, આગમાં શેકી નાખવામાં આવ્યા, જંગલી પશુઓનું ભોજન બનાવી દેવામાં આવ્યા, તેમ છતાં માનવીઓની ખુદાઈનો ઇન્કાર કરતા રહ્યા; તે જ ઈસાઈઓ નાઈસિયામાં એકત્ર થઈને એક કાફિર બાદશાહના નેતૃત્વમાં મસીહની ખુદાઈના દસ્તાવેજ પર દઢ સંકલ્પથી પુષ્ટિની પોતાની મહોર અંકિત કરી દે છે !!

આ કાઉન્સિલ બાદ એક-પછી-એક કાઉન્સિલોનું આયોજન થયું અને પછીની સદીઓમાં પણ અવિરત આવી કાઉન્સિલો થતી રહી. ઘણાં ગૌણ મતભેદો પણ ઊભા થયા, ક્યારેક તો એવું પણ થયું કે આરયુસના સમર્થકોએ વર્ચસ્વ પણ મેળવ્યું; ત્યાં સુધી

કે કુસ્તુનતુનિયા (કોન્સ્ટનટિનોપોલ, હાલ ઈસ્તંબુલ)ના વારસદારોમાંથી કેટલાકે આરયુસી આસ્થા અપનાવી લીધી. પરંતુ આ બધા હંગામી અને સામયિક ઉતાર-ચઢાવ હતા; મહત્ત્વ તો આ જ અકીદાનું રહ્યું, જેનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે અને જગપ્રસિદ્ધ ગિબ્બનના શબ્દોમાં, હવે આ જ આસ્થા અને ધારણાના રહસ્યો અને ભેદોને ઉકેલવાનું નામ મસીહિયત રહી ગયું છે.

ઈસાઈઓની આ જ અનેકેશ્વરવાદી માન્યતાઓ અને ધારણાઓ છે, જેનું કુર્આને ખૂબ વિગતવાર ખંડન કર્યું છે. અમે અહીં કેટલીક આયતો નોંધીએ છીએ :

وَقَالَتِ الْيَهُودُ عُزَيْرٌ ابْنُ اللَّهِ وَقَالَتِ النَّصَارَى الْمَسِيحُ ابْنُ اللَّهِ ۖ ذَٰلِكَ قَوْلُهُمْ بِأَفْوَاهِهِمْ ۖ
يُضَاهِئُونَ قَوْلَ الَّذِينَ كَفَرُوا مِنْ قَبْلُ ۚ قَاتَلَهُمُ اللَّهُ ۚ أَنَّىٰ يُؤْفَكُونَ ۝

''યહૂદીઓ કહે છે કે ઉઝૈર અલ્લાહનો પુત્ર છે અને ઈસાઈઓ કહે છે કે મસીહ અલ્લાહનો પુત્ર છે. આ તેમના મોઢાની વાતો છે. એ લોકોની બરાબરી કરે છે, જેમણે તેમના અગાઉ કુફ્ર કર્યું. અલ્લાહ તેમને નષ્ટ કરે, ક્યાં ભટકી ગયા છે.''

(સૂર: તૌબા, આ.૩૦)

ذَٰلِكَ قَوْلُهُمْ بِأَفْوَاهِهِمْ 'આ તેમના મોઢાંની વાતો છે' અર્થાત્ અલ્લાહે આ વાત નથી ફરમાવી, આ તેમના મનની ઉપજ છે, અલ્લાહના ગ્રંથમાં તેનું કોઈ પ્રમાણ નથી. يُضَاهِئُونَ قَوْلَ الَّذِينَ كَفَرُوا مِنْ قَبْلُ 'પોતાનાથી અગાઉના કાફિરોની બરાબરી કરે છે' અર્થાત્ કંઈપણ સમજ્યા-વિચાર્યા વિના પોતાનાથી અગાઉના લોકોની વાતને દોહરાવે છે અને કુર્આનની સ્પષ્ટતા અને ખુલાસા પછી પણ વિચાર નથી કરતા કે સાચી હકીકત શું છે.

આવા જ લોકોને સંબોધન કરીને એક બીજી જગ્યાએ ફરમાવ્યું છે :

يَا أَهْلَ الْكِتَابِ لَا تَغْلُوا فِي دِينِكُمْ غَيْرَ الْحَقِّ وَلَا تَتَّبِعُوا أَهْوَاءَ قَوْمٍ
قَدْ ضَلُّوا مِنْ قَبْلُ وَأَضَلُّوا كَثِيرًا وَضَلُّوا عَنْ سَوَاءِ السَّبِيلِ ۝

''હે એહલે કિતાબ (ઈસાઈઓ) ! પોતાના દીનમાં નાહક હદથી આગળ ન વધો અને તે લોકોની બિદઅતોનું અનુસરણ ન કરો, જે તમારા પહેલા પથભ્રષ્ટ થઈ ગયા અને જેમણે ઘણાં લોકોને પથભ્રષ્ટ કર્યા અને જેઓ સીધા માર્ગથી ભટકી ગયા.''

(સૂર: માઈદા, આ. ૭૭)

અર્થાત્, આ તમામ બગાડનું મૂળ બાપદાદાઓની-પૂર્વજોની પૂજા છે. જે અજ્ઞાનતા પૂરોગામીઓથી ચાલી આવી છે, સમજ્યા-વિચાર્યા વગર તેનું અનુસરણ કરી રહ્યા છે અને આંધળા અનુકરણે તેમને સાચી શિક્ષા તરફ ધ્યાન આપવાથી વંચિત કરી દીધા છે.

કેટલીક આયતોમાં તેમના શિર્કને કુફ્રની સાથે સરખાવ્યું છે. તેનું કારણ એ છે કે શિર્ક હકીકતમાં કુફ્ર જ છે. દીનમાં માત્ર અલ્લાહને જ માનવું પૂરતું કે અપેક્ષિત નથી, બલ્કે તેને સંપૂર્ણ ગુણો અને વિશેષતાઓ સહિત માનવું અપેક્ષિત છે. તેથી એવું માનવું જે તેના સમસ્ત ગુણો અને લાક્ષણિકતાઓની સાથે ન હોય, જેમ કે અનેકેશ્વરવાદીઓ (મુશ્રિકો) માને છે, વાસ્તવમાં ન માનવાના હુકમમાં આવે છે :

لَقَدْ كَفَرَ الَّذِينَ قَالُوٓا إِنَّ اللَّهَ هُوَ الْمَسِيحُ ابْنُ مَرْيَمَ ۚ قُلْ فَمَن يَمْلِكُ مِنَ اللَّهِ شَيْـًٔا
إِنْ أَرَادَ أَن يُهْلِكَ الْمَسِيحَ ابْنَ مَرْيَمَ وَأُمَّهُۥ وَمَن فِى الْأَرْضِ جَمِيعًا ۗ وَلِلَّهِ مُلْكُ السَّمَٰوَٰتِ
وَالْأَرْضِ وَمَا بَيْنَهُمَا ۚ يَخْلُقُ مَا يَشَآءُ ۚ وَاللَّهُ عَلَىٰ كُلِّ شَىْءٍ قَدِيرٌ ۝

''એ લોકોએ કુફ્ર કર્યું જેઓ કહે છે કે અલ્લાહ તો એ જ મસીહ ઇબ્ને મરયમ છે. કહી દો કે કોણ અલ્લાહના મુકાબલામાં કોઈ વસ્તુ પર અધિકાર ધરાવે છે, જો તે ઇરાદો કરે કે નષ્ટ કરી નાખે મસીહ ઇબ્ને મરયમને અને તેની માતાને અને તે બધાને જે જમીનમાં વસે છે, અને અલ્લાહ માટે જ આકાશો અને જમીન અને એ વસ્તુઓની બાદશાહી છે, જે તેના દરમ્યાન છે. પેદા કરે છે જે કંઈ તે ચાહે, અને અલ્લાહ દરેક વસ્તુ પર પ્રભુત્વશાળી છે.'' (સૂરઃ માઇદા, આ.૧૭)

આ આયતમાં સન્મુખ એ લોકો છે, જેઓ હઝરત મસીહ અલૈ.ને ખુદાનો અવતાર માનતા હતા; કેમ કે મસીહના ખુદા માનવાની ધારણાની એક મોટી દલીલ તેમનો ચમત્કારિક જન્મ પણ હતો, તેથી આયતના અંતિમ ભાગમાં તેનું ખંડન કર્યું છે.

આ વિચારનું ખંડન કુર્આને વિભિન્ન રીતે કર્યું છે. કેટલીક જગ્યાએ તેમની હઝરત આદમ અલૈ.થી તુલના કરી છે કે પિતા વગર પેદા થવું, જો ખુદા હોવાની દલીલ છે તો આદમે પણ ખુદા હોવું જોઈએ. કેટલીક સૂરઃઓમાં હઝરત યાહ્યા અલૈ.ના જન્મને હઝરત મસીહ અલૈ.ના વૃત્તાંતની પ્રસ્તાવના ઠેરવી છે કે જો સામાન્ય કારણોથી વિપરીત પેદા થઈ જવું જ ખુદા બની જવાની દલીલ છે, તો પુરુષની વૃદ્ધાવસ્થા અને સ્ત્રીનું વાંઝણાપણું છતાં કોઈ પુત્રનો જન્મ પણ અસ્વાભાવિક અને અસામાન્ય છે, પછી હઝરત યાહ્યાને કેમ ખુદા નથી માનતા !

સૂરઃ માઇદામાં છે :

لَقَدْ كَفَرَ الَّذِينَ قَالُوٓا إِنَّ اللَّهَ هُوَ الْمَسِيحُ ابْنُ مَرْيَمَ ۖ وَقَالَ الْمَسِيحُ يَٰبَنِىٓ إِسْرَٰٓءِيلَ
اعْبُدُوا اللَّهَ رَبِّى وَرَبَّكُمْ ۖ إِنَّهُۥ مَن يُشْرِكْ بِاللَّهِ فَقَدْ حَرَّمَ اللَّهُ عَلَيْهِ الْجَنَّةَ وَمَأْوَىٰهُ
النَّارُ ۖ وَمَا لِلظَّٰلِمِينَ مِنْ أَنصَارٍ ۝ لَّقَدْ كَفَرَ الَّذِينَ قَالُوٓا إِنَّ اللَّهَ ثَالِثُ ثَلَٰثَةٍ ۘ
وَمَا مِنْ إِلَٰهٍ إِلَّآ إِلَٰهٌ وَٰحِدٌ

مَا الْمَسِيحُ ابْنُ مَرْيَمَ إِلَّا رَسُولٌ ۚ قَدْ خَلَتْ مِنْ قَبْلِهِ الرُّسُلُ ۖ وَأُمُّهُ صِدِّيقَةٌ ۖ
كَانَا يَأْكُلَانِ الطَّعَامَ ۗ

''નિ:શંક એ લોકોએ કુફ્ર કર્યું જેમણે કહ્યું કે અલ્લાહ તો એ જ મસીહ ઈબ્ને મરયમ છે, જો કે મસીહે શિક્ષા આપી છે કે, હે બની ઈસરાઈલ ! અલ્લાહની બંદગી કરો, જે મારો પણ રબ છે અને તમારો પણ રબ છે. નિ:શંક જે અલ્લાહનો ભાગીદાર ઠેરવશે, તો અલ્લાહે તેના પર જન્નત હરામ કરી દીધી છે અને તેનું ઠેકાણું આગ હશે અને અત્યાચારીઓ (મુશ્રિકો) માટે કોઈ મદદગાર નહીં હોય. નિ:શંક, તે લોકોએ કુફ્ર કર્યું જેમણે કહ્યું કે અલ્લાહ ત્રણમાંનો ત્રીજો છે. નથી કોઈ ઉપાસ્ય, પણ એક જ છે. નથી મસીહ ઈબ્ને મરયમ, પણ એક રસૂલ. તેનાથી અગાઉ ઘણાં પયગંબરો આવી ચૂક્યા છે અને તેની માતા સત્યનિષ્ઠ હતી અને બંને ભોજન લેતા હતા.'' (આ.૭૨-૭૩)

આ આયતમાં અવતાર (ખુદાનું બીજા શરીરમાં દાખલ થવું) અને ત્રણ ખુદા, બંનેના સમર્થકોનું ખંડન કરવામાં આવ્યું છે અને આ બંને ફિરકાઓના દાવાના વિરુદ્ધ સ્વયં મસીહ અલૈ.ની તાલીમ એ નકલ કરવામાં આવી છે કે :

اُعْبُدُوا اللّٰهَ رَبِّيْ وَرَبَّكُمْ ۚ

''અલ્લાહની જ બંદગી કરો, જે મારો પણ રબ છે અને તમારો પણ રબ છે.''

ઈંજિલમાં હઝરત મસીહ અલૈ.નું એ કથન, જે વારંવાર નકલ કરવામાં આવ્યું છે, તે એ છે કે, મારો પિતા અને તમારો પિતા; કુર્આને તેનું સાચું અર્થઘટન બતાવ્યું છે કે તે વાસ્તવમાં મારો રબ અને તમારો રબ ફરમાવતા હતા. ઉપર આપણને ખબર પડી ગઈ છે કે હિબ્રુ ભાષામાં 'અબ' શબ્દ પિતા અને રબ બંનેના અર્થ માટે સમાન છે.

આયતના અંતમાં માતા અને પુત્ર, બંનેના ભોજન લેવાને પણ તેમના મનુષ્ય હોવાની દલીલના રૂપે પ્રસ્તુત કરવામાં આવેલ છે. ભોજન લેવું એ મનુષ્યત્વની એક એવી દલીલ છે, જે બની ઈસરાઈલમાં પણ સર્વમાન્ય હતી. હઝરત ઈબ્રાહીમ અલૈ.ની પાસે જે ફરિશ્તાઓ મનુષ્યના રૂપમાં આવ્યા હતા, તેમણે તેમના સામે ભોજન પરોસ્યું, પરંતુ જ્યારે તેમણે ભોજન તરફ રસ જ ન દાખવ્યો તો હઝરત ઈબ્રાહીમ અલૈ.ને તરત જ આશંકા થઈ કે આ લોકો મનુષ્ય નથી, બલ્કે ફરિશ્તાઓ છે.

ઈંજિલ લૂકામાં છે કે એક વખતે સ્વયં મસીહ અલૈ.એ પણ ભોજન લઈને પોતાના હવ્વારીઓ (સાથીઓ)ને પોતાના માનવી હોવાનો વિશ્વાસ અપાવ્યો. તેમને ઉઠાવી લીધા પછી, જ્યારે તેઓ ફરી પોતાના શિષ્યોની પાસે આવ્યા, તો શિષ્યો તેમને જોઈને ખૂબ ગભરાઈ ગયા અને તેમની વાતો સાંભળીને એ વિચાર આવ્યો કે કોઈ આત્મા તેમનાથી વાતો કરી રહી છે. હઝરત મસીહ અલૈ.એ તેમના આ ભ્રમને, જે

રીતે દૂર કર્યો, તેનું વિગતવાર વર્ણન ઇંજિલમાં આ પ્રમાણે કરવામાં આવ્યું છે :

"તેણે તેમને કહ્યું, તમે કેમ ગભરાઓ છો અને કયા કારણે તમારા દિલમાં શંકાઓ ઊભી થાય છે. મારા હાથ, મારા પગ જુઓ, હું જ છું, મને સ્પર્શ કરીને જુઓ, કેમ કે આત્માને માંસ અને હાડકાં નથી હોતા, જેમ કે મારામાં જુઓ છો, અને આમ કહીને તેમણે પોતાના હાથ અને પગ બતાવ્યા. જ્યારે અત્યંત ખુશીના કારણે તેમને વિશ્વાસ ન આવ્યો અને આશ્ચર્ય કરતા હતા, તો તેણે તેમને કહ્યું, અહીં તમારા પાસે કંઈક ખાવાનું છે. તેમણે તેને શેકેલી માછલીનો ટુકડો આપ્યો. તેણે લઈને તેમના રૂબરૂ ખાધો." (લૂકા, ૨૪-૨૯-૪૩)

આ જ અનુસંધાનમાં કુર્આનની એ મહાન સૂરઃને પણ વાંચી લેવી જોઈએ, જે ઈસાઈઓની અનેકેશ્વરવાદી અજ્ઞાનતાઓનું સૌથી પૂર્ણ અને સર્વગ્રાહી ખંડન છે, અર્થાત્ સૂરઃ ઇખ્લાસ :

قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ ۚ اَللّٰهُ الصَّمَدُ ۚ لَمْ يَلِدْ ۙ وَلَمْ يُوْلَدْ ۙ وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ۚ

"કહો, એ અલ્લાહ અદ્વિતીય છે. અલ્લાહ નિરપેક્ષ, નિસ્પૃહ છે. ન તે પિતા છે, ન તે પુત્ર છે. ન કોઈ તેના સમકક્ષ છે."

આ સૂરઃના એક-એક શબ્દનું સાચું મૂલ્ય સમજવા માટે ઉચિત રહેશે કે ઉપર નાઈસિયા (Nicaea)ની કાઉન્સિલે ક્રમબદ્ધ કરેલ મસીહી આસ્થા, જેની નોંધ અમે અગાઉ કરી ચૂક્યા છીએ, તેના શબ્દો પર વિચાર કરીને, એક વાર ફરી તેને વાંચી લો. તેની સરખામણી કરવાથી અંદાજ આવશે કે આ સૂરઃ આ અજ્ઞાનતાપૂર્ણ આસ્થાના એક-એક સત્ત્વ અને તત્ત્વને કેવી રીતે ધ્વસ્ત કરી રહી છે. આ જ કારણ છે કે એક સમયે ઈસાઈઓને આ સૂરઃથી એટલી ચીડ રહી છે કે જો તેઓ કોઈને પોતાના ધર્મમાં દાખલ કરતા હતા તો તેનાથી, અલ્લાહની પનાહ, એ ખુદા પર લ્યાનત અને ફિટકાર કરાવતા હતા, જેની વિશેષતાઓ અને લાક્ષણિકતાઓ આ સૂરઃમાં વર્ણવવામાં આવી છે.

અત્યાર સુધી 'અહબાર' અને 'રુહબાન' તથા હઝરત મસીહ અલૈ.ને રબ બનાવવાની વિગતોનું વર્ણન કરવામાં આવ્યું છે, પરંતુ કુર્આને એહલે કિતાબને શિર્કના બીજા કેટલાક પ્રકારો અંગે પણ અપરાધી ઠેરવ્યા છે. જેમ કે :

يٰۤاَيُّهَا الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ اٰمِنُوْا بِمَا نَزَّلْنَا مُصَدِّقًا لِّمَا مَعَكُمْ مِّنْ قَبْلِ اَنْ نَّطْمِسَ
وُجُوْهًا فَنَرُدَّهَا عَلٰۤى اَدْبَارِهَاۤ اَوْ نَلْعَنَهُمْ كَمَا لَعَنَّاۤ اَصْحٰبَ السَّبْتِ ؕ وَكَانَ اَمْرُ اللّٰهِ مَفْعُوْلًا ۝
اِنَّ اللّٰهَ لَا يَغْفِرُ اَنْ يُّشْرَكَ بِهٖ وَيَغْفِرُ مَا دُوْنَ ذٰلِكَ لِمَنْ يَّشَآءُ ۚ وَمَنْ يُّشْرِكْ بِاللّٰهِ فَقَدِ افْتَرٰۤى
اِثْمًا عَظِيْمًا ۝ اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ يُزَكُّوْنَ اَنْفُسَهُمْ ؕ بَلِ اللّٰهُ يُزَكِّيْ مَنْ يَّشَآءُ وَلَا يُظْلَمُوْنَ فَتِيْلًا ۝

اُنْظُرْ كَيْفَ يَفْتَرُوْنَ عَلَى اللّٰهِ الْكَذِبَ ۔ وَكَفٰى بِهٖٓ اِثْمًا مُّبِيْنًا ۝ اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ اُوْتُوْا
نَصِيْبًا مِّنَ الْكِتٰبِ يُؤْمِنُوْنَ بِالْجِبْتِ وَالطَّاغُوْتِ وَيَقُوْلُوْنَ لِلَّذِيْنَ كَفَرُوْا هٰٓؤُلَآءِ اَهْدٰى مِنَ
الَّذِيْنَ اٰمَنُوْا سَبِيْلًا ۝

''હે લોકો, જેમને ગ્રંથ મળ્યો છે ! ઈમાન લાવો એ વસ્તુ પર જે અમે ઉતારી છે, જે તે અનુસાર છે જે તમારા પાસે છે; એનાથી પહેલાં કે અમે ચહેરા બગાડી નાખીને, પછી પાછળ ફેરવી દઈએ, અથવા ફિટકાર કરી દઈએ જે રીતે સબ્ત (શનિવાર)વાળાઓ પર ફિટકાર કરી હતી, અને અલ્લાહની વાત અટળ છે. નિઃશંક અલ્લાહ એ વાતને માફ નહીં કરે કે તેનો ભાગીદાર ઠેરવવામાં આવે અને તે સિવાય જે કંઈ હશે તેને માફ કરી દેશે જેના માટે તે ચાહે; અને જે કોઈ અલ્લાહનો ભાગીદાર ઠેરવશે તો તેણે ખૂબ મોટો ગુનો કર્યો. તમે એ લોકોને ન જોયા જેઓ પોતાની પવિત્રતાનો દાવો કરે છે, બલ્કે અલ્લાહ પવિત્ર કરે છે જેને ચાહે, અને તેમના સાથે સહેજ પણ કમી કરવામાં નહીં આવે. જુઓ, કેવી રીતે અલ્લાહ પર જૂઠો આરોપ ઘડે છે અને ખુલ્લો ગુનો હોવા માટે આ પૂરતું છે. શું તમે એ લોકોને નથી જોયા જેમને ગ્રંથનો એક ભાગ મળ્યો, તેઓ ઈમાન લાવે છે જિબ્ત અને તાગૂત પર અને કાફિરો માટે કહે છે કે આ ઈમાનવાળાઓથી વધારે સાચા માર્ગ પર છે.'' (સૂરઃ નિસા, આ. ૪૭-૫૧)

આ આયતમાં એહલે કિતાબ માટે કુર્આન પર ઈમાન લાવવાના આમંત્રણની સાથે ધમકી પણ છે કે જો તેઓ ઈમાન નહીં લાવે તો એ વાતને પાત્ર બની જશે કે અલ્લાહ તેમના ચહેરા બગાડી નાખે અને જે રીતે 'સબ્ત'ની પ્રતિષ્ઠાને બરબાદ કરનારાઓ પર લ્યાનત કરવામાં આવી, એ જ રીતે તેમના પર પણ લ્યાનત કરી દેવામાં આવે. આંખ, કાન, દિમાગ આ તમામ વસ્તુઓ અલ્લાહતઆલાથી લાભાન્વિત થવા માટે આપવામાં આવી છે. જો કોઈ કોમ આ વસ્તુઓ હોવા છતાં આનાથી લાભ નથી ઉઠાવતો અને ન અલ્લાહની આયતો તેમને દેખાય છે, ન સંભળાય છે, તો તેઓ એ વાતના અધિકારી છે કે આ બક્ષિસોથી તેમને વંચિત કરી દેવામાં આવે. તે પછી ફરમાવ્યું કે અલ્લાહતઆલા શિર્કને કદાપિ માફ નહીં કરે, અલબત્ત તેના સિવાય જે કંઈ ગુનાઓ છે તેને, જેના માટે ચાહે, માફ કરી દેશે. પછી એહલે કિતાબના શિર્કના ત્રણ પ્રકાર બતાવ્યા : (૧) પોતાની પવિત્રતા અને શ્રેષ્ઠતાનો દાવો, (૨) જિબ્ત અને તાગૂત પર ઈમાન, અને (૩) શિર્કની હિમાયત. અહીં અમે આ ત્રણેયની સમજૂતી આપીશું, પરંતુ લંબાણથી બંચવા માટે સંક્ષેપને ધ્યાનમાં રાખીશું.

## ૩. પવિત્રતા અને શ્રેષ્ઠતાનો દાવો :

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ يُزَكُّوْنَ اَنْفُسَهُمْ (એ લોકોને નથી જોતાં જેઓ પોતાની પવિત્રતાનો

દાવો કરે છે)થી યહૂદીઓ અને ઈસાઈઓની એ માન્યતા તરફ ઈશારો છે, જેનો ઉલ્લેખ કુર્આન-શરીફમાં ઠેક-ઠેકાણે થયો છે. સૂરઃ માઇદામાં છે :

وَقَالَتِ الْيَهُوْدُ وَالنَّصٰرٰى نَحْنُ اَبْنٰٓؤُا اللّٰهِ وَاَحِبَّآؤُهٗ ؕ قُلْ فَلِمَ يُعَذِّبُكُمْ بِذُنُوْبِكُمْ ؕ
بَلْ اَنْتُمْ بَشَرٌ مِّمَّنْ خَلَقَ ؕ يَغْفِرُ لِمَنْ يَّشَآءُ وَيُعَذِّبُ مَنْ يَّشَآءُ ؕ

"અને યહૂદીઓ અને ઈસાઈઓ કહે છે, અમે અલ્લાહના પુત્ર અને તેના મિત્ર છીએ. તેમને પૂછો, પછી ખુદા તમને ગુનાઓના બદલામાં સજા કેમ આપે છે ? બલ્કે તમે પણ અલ્લાહના સર્જનોમાંથી સામાન્ય માનવીઓ જેવા જ છો. તે માફ કરી દેશે, જેને તે ચાહે અને સજા આપશે, જેને તે ચાહે." (આ. ૧૮)

સૂરઃ જુમ્આમાં છે :

قُلْ يٰۤاَيُّهَا الَّذِيْنَ هَادُوْۤا اِنْ زَعَمْتُمْ اَنَّكُمْ اَوْلِيَآءُ لِلّٰهِ مِنْ دُوْنِ النَّاسِ فَتَمَنَّوُا الْمَوْتَ
اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ۝

"કહી દો, હે લોકો જેઓ યહૂદી છો, જો તમારું માનવું છે કે બીજા બધા લોકોને છોડીને કેવળ તમે જ અલ્લાહના મિત્ર છો, તો મોતની તમન્ના કરો, જો તમે સાચા છો." (આ. ૬)

ઉપર મુશ્રિકોના વર્ણનમાં નિજની પૂજા અને અહંકાર વિષે અમે જે કંઈ લખી ચૂક્યા છીએ, તેના પર એક દૃષ્ટિપાત કરી લેવો લાભપ્રદ રહેશે. મુશ્રિકો અને એહલે કિતાબના હૃદયમાં સમાનતાનો ઉલ્લેખ કુર્આને ઘણી જગ્યાએ કર્યો છે. એ પણ સમાનતાનો એક પ્રકાર જ છે કે જે રીતે મુશ્રિકો ખાનએ-કાબાના કારણે લાંબા ગાળા સુધી જન-સાધારણમાં કેન્દ્ર-સ્થાને બની રહેવા તથા શાંતિ અને સમૃદ્ધિનું જીવન વિતાવતા રહેવાના કારણે એ ઘેલછામાં ગ્રસ્ત થઈ ગયા હતા કે આ જે કંઈ તેમને પ્રાપ્ત છે, તેમના અંગત વિશેષાધિકારની ઉપજ, તેમના વંશ અને પ્રતિષ્ઠાનું અનિવાર્ય પરિણામ તથા તેમના જ્ઞાન અને બુદ્ધિનો ચમત્કાર છે. તેઓ આ જ હાલતમાં રહ્યા છે અને આ જ હાલતમાં રહેશે. આ માનપાન, આ સૌભાગ્ય, આ શ્રેષ્ઠતા અને નેતૃત્વ તેમના માટે તેમના વડવાઓ અને પૂર્વજોએ છોડેલ વારસો છે, જે તેમનાથી છીનવાઈ શકતો નથી. તેમના બાપદાદા ઈબ્રાહીમ અને ઈસ્માઈલ અલૈ. પોતાની નેકીઓથી હંમેશા-હંમેશા માટે તેની કીંમત અદા કરી ચૂક્યા છે અને હવે તેમણે કંઈપણ કરવાની આવશ્યકતા રહેતી નથી. બરાબર આ જ પ્રમાણે એહલે કિતાબ પણ એક જમાનાની વારસામાં મળેલ દીન અને દુનિયાની મહાનતાના તખ્ત પર બિરાજમાન રહેવાને કારણે એ ઘેલછામાં આવી ગયા હતા કે કોમોનું નેતૃત્વ અને આગેવાની તેમનો પ્રાકૃતિક અને સ્વાભાવિક હોદ્દો છે, જેના પર તેઓ એટલા માટે બિરાજમાન કરવામાં આવ્યા છે કે તેઓ ખુદાના પ્રિયપાત્ર લોકો

છે. તેને પ્રિય અને વ્હાલા છે અને તેના પ્રિયપાત્ર અને ચૂંટેલા લોકોના સંતાનો છે.

તૌરાત વગેરેમાં જે પ્રતિજ્ઞાઓ અને ઉત્તરાધિકારીતાને જે ગુણો અને ચરિત્રની સાથે સાંકળવામાં આવેલ હતી, તે તમામ તેમણે પોતાની કોમ અને પોતાની નસલની સાથે વિશેષ કરી દીધી. આ ઘેલછામાં પડી ગયા પછી તેમનો બધો વિશ્વાસ એ વાત પર જ રહી ગયો કે તેઓ ઈબ્રાહીમ, ઈસ્હાક અને યાકૂબ અલૈ.ના સંતાનો છે અને તેમના વડવાઓની ઔલાદમાં હોવું જ ખુદાને ત્યાં નિકટતા અને તેની પકડથી મુક્તિ માટે પૂરતું છે. અમલ અને આજ્ઞાપાલનની સહેજ પણ આવશ્યકતા નથી. અહીંથી જ તેમના અંદર એ ખ્યાલ પણ પેદા થઈ ગયો કે જહન્નમની આગ અમને અમુક દિવસોથી વધારે વાર સ્પર્શશે નહીં. હંમેશ માટે જહન્નમ અમારા માટે નથી. અહીંથી એ ધૂન પણ તેમના અંદર પેદા થઈ ગઈ કે દુનિયાને દીન અને ઈમાનનો પ્રકાશ હવે કેવળ અમારા સંબંધથી જ મળી શકે છે, કોઈ બીજી કોમ તેનું માધ્યમ બની શકતી નથી. કોમ માત્ર અમારી જ કોમ છે, નબી માત્ર અમારો જ નબી છે અને માર્ગદર્શન કેવળ અમારું જ માર્ગદર્શન છે. જે અમારામાં છે તે સફળ છે, જે અમારાથી બહાર છે તે ગુમરાહ છે.

યહૂદીઓના આ અહંકારના કારણે મસીહ અલૈ.એ તેમને ફરમાવ્યું કે તમે ઈબ્રાહીમના સંતાનોમાંથી હોવાની વાત પર ઘમંડ ન કરો, ખુદા ઈબ્રાહીમ માટે જમીનના કણોથી ઔલાદ પેદા કરી શકે છે. કુર્આને તેમના આ બધા વિચારો સૂરઃ બકરહ વગેરેમાં નોંધ્યા છે અને તેને જૂઠી આશાઓ, ઉન્માદ અને પાગલપણું (નિરાધાર વિચારો), વાક્પટુતા અને અતિશયોક્તિભરી વાતો વગેરે શબ્દોથી સરખાવ્યા છે, અને તેમાંથી એક-એક ભ્રમનું ખંડન કર્યું છે. આ વિચારોના કારણે જ તેમને અલ્લાહના માર્ગદર્શનના અનુપાલનથી વંચિત ઠેરવવામાં આવ્યા, તેમને રસૂલો દરમ્યાન ભેદભાવ કરવાના અપરાધી ઠરાવ્યા; ત્યાં સુધી કે તેમને ઈસ્લામ, અલ્લાહની બંદગી અને નિષ્ઠા (અર્થાત્ તૌહીદ)થી પણ વંચિત કરી દીધા, અને તેમની દા'વત كُوْنُوْا هُوْدًا اَوْ نَصٰرٰى تَهْتَدُوْا (યહૂદી બની જાઓ અથવા ઈસાઈ, સન્માર્ગ પામશો - સૂરઃ બકરહ, આ.૧૩૫)ની જગ્યાએ 'ઉમ્મતે-વસ્ત' એટલે કે મુસલમાનોનો કલ્મો આ બતાવ્યો :

قُوْلُوْٓا اٰمَنَّا بِاللّٰهِ وَمَآ اُنْزِلَ اِلَيْنَا وَمَآ اُنْزِلَ اِلٰٓى اِبْرٰهٖمَ وَاِسْمٰعِيْلَ وَاِسْحٰقَ وَيَعْقُوْبَ
وَالْاَسْبَاطِ وَمَآ اُوْتِيَ مُوْسٰى وَعِيْسٰى وَمَآ اُوْتِيَ النَّبِيُّوْنَ مِنْ رَّبِّهِمْ ۚ لَا نُفَرِّقُ بَيْنَ اَحَدٍ
مِّنْهُمْ ۖ وَنَحْنُ لَهٗ مُسْلِمُوْنَ ﴿١٣٦﴾ فَاِنْ اٰمَنُوْا بِمِثْلِ مَآ اٰمَنْتُمْ بِهٖ فَقَدِ اهْتَدَوْا ۚ وَاِنْ تَوَلَّوْا فَاِنَّمَا
هُمْ فِيْ شِقَاقٍ ۚ فَسَيَكْفِيْكَهُمُ اللّٰهُ ۚ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿١٣٧﴾ صِبْغَةَ اللّٰهِ ۚ وَمَنْ اَحْسَنُ
مِنَ اللّٰهِ صِبْغَةً ۖ وَّنَحْنُ لَهٗ عٰبِدُوْنَ ﴿١٣٨﴾ قُلْ اَتُحَآجُّوْنَنَا فِي اللّٰهِ وَهُوَ رَبُّنَا وَرَبُّكُمْ ۚ
وَلَنَآ اَعْمَالُنَا وَلَكُمْ اَعْمَالُكُمْ ۚ وَنَحْنُ لَهٗ مُخْلِصُوْنَ ﴿١٣٩﴾

''કહો, અમે ઈમાન લાવ્યા અલ્લાહ પર અને એ વસ્તુ પર જે અમારા તરફ ઉતારવામાં આવી અને જે ઇબ્રાહીમ, ઇસ્માઈલ, ઇસ્હાક, યાકૂબ અને તેમના સંતાનો પર ઉતારવામાં આવી, અને જે મૂસા અને ઈસાને આપવામાં આવી અને જે તેમના રબ તરફથી પયગંબરોને મળી. અમે તેમનામાંથી કોઈના વચ્ચે કોઈ ફરક નથી કરતા અને અમે તેના જ આજ્ઞાંકિત છીએ. બસ, જો તેઓ ઈમાન લાવે જે રીતે તમે ઈમાન લાવ્યા છો, તો તેઓ સન્માર્ગ પર છે અને જો તેઓ વિરોધ કરે છે તો તેઓ વિવાદમાં પડેલા છે અને તમારા તરફથી અલ્લાહ તેમના માટે પૂરતો છે અને તે સાંભળવાવાળો અને જાણવાવાળો છે. આ અલ્લાહનો રંગ છે, અને અલ્લાહના રંગથી કોણ ઉત્તમ છે અને અમે તેની જ બંદગી કરવાવાળા છીએ. કહો, શું તમે અલ્લાહ વિશે અમારાથી વાદવિવાદ કરો છો, જો કે તે જ અમારો રબ છે અને તે જ તમારો રબ પણ છે, અને અમારા માટે અમારા કર્મો છે અને તમારા માટે તમારા કર્મો છે. અમે તેના માટે નિષ્ઠાવાન છીએ.''

(સૂરઃ બકરહ, આ.૧૩૬-૧૩૯)

આ આયતમાં :

نَحْنُ لَهٗ مُسْلِمُوْنَ – અમે તેના જ આજ્ઞાંકિત છીએ.

نَحْنُ لَهٗ عٰبِدُوْنَ – અમે તેની જ બંદગી કરવાવાળા છીએ.

نَحْنُ لَهٗ مُخْلِصُوْنَ – અમે તેના જ નિષ્ઠાવાન છીએ.

ના શબ્દો વિશેષરૂપે ધ્યાન આપવા લાયક છે. આ ત્રણેયમાં એહલે કિતાબ પર વ્યંગ છે કે ન તો તમે મુસ્લિમ છો, ન ખુદાની બંદગી કરનારા છો, ન એકેશ્વરવાદી છો. જે ખુદાનો આજ્ઞાંકિત, ખુદાનો બંદો અને દાસ તથા કેવળ એક અલ્લાહને માનવાવાળો હશે, તે પોતાને અલ્લાહના રંગમાં રંગશે. યહૂદીયત કે ઇસાઈયતના રંગથી કેમ દૂષિત કરશે ? તે અલ્લાહના માર્ગદર્શનનું અનુસરણ કરશે, ચાહે તે કોઈપણ રૂપ-સ્વરૂપ અને જે ભાષામાં પણ આવે; અને તે સૌ પયગંબરો પર ઈમાન લાવશે, ચાહે તે ગમે તે જાતિમાં જન્મ્યા હોય. તે એવું નહીં કરે કે કોઈને માને અને કોઈનો ઇન્કાર કરી દે. આ તમામ વાતો નિષ્ઠા અને તૌહીદના વિરુદ્ધ છે. આ તમે ખુદાની બંદગી નથી કરી રહ્યા, બલ્કે પોત-પોતાની કોમની, પોત-પોતાના પયગંબરની પૂજા કરી રહ્યા છો.

આ આયત એ મુસમાનો માટે વિશેષ રૂપે ધ્યાન આપવા યોગ્ય છે, જેઓ જુદા-જુદા ઇમામોના પક્ષમાં જકડાયેલાં છે અને પોતાના જ જૂથના ઇમામ કે આલિમોના અંદર જ હક્ક-વ-હિદાયત (સત્ય અને માર્ગદર્શન)ને બાધ્ય સમજે છે. તેમણે વિચારવું જોઈએ કે જો કોઈ એક નબી કે પયગંબરની કોઈ એક જ જમાઅત (સમૂહ) પર હઠાગ્રહી થઈ જવું અને બીજાઓનો ઇન્કાર કરવું જાયઝ (ઉચિત) નથી અને આ નિષ્ઠા અને

તૌહદીના વિરુદ્ધ છે; તો હક્ક (સત્ય)ને કોઈ એક ઇમામ કે આલિમની એક જ જમાઅતના અંદર સીમિત કરી દેવું ખુદાપરસ્તી (ઈશનિષ્ઠા), માર્ગદર્શનના અનુપાલન અને રસૂલુલ્લાહ સલ્લ.ની સુન્નત અને તૌહીદની રૂહથી કેવી રીતે સુસંગત હોઈ શકે છે ?

## ૪. જિબ્ત અને તાગૂત પર ઈમાન :

'જિબ્ત'થી તાત્પર્ય જાદુટોણાં, તાવીજ-દોરા અને માદળિયાં, જંતર-મંતર, શુકન-અપશુકન અને જ્યોતિષ વગેરે છે.

બાઇબલ હિસ્ટ્રી અને યહૂદીઓના ઇતિહાસના અભ્યાસથી જાણકારી મળે છે કે યહૂદીઓએ કાલ્ડિયન (પ્રાચીન મેસોપોટેમિઆ અને બેબિલોનની એક પ્રાચીન જાતિ) લોકોની બધી પ્રેતવિદ્યાઓ શીખી લીધી હતી. આ વાતો દરેક યુગમાં ધર્મને માનનારાઓ માટે હંમેશા અજમાયશ તથા લોભ-લાલચનું પ્રેરક રહી છે.ધર્મની સીધી-સરળ, બલ્કે કડવી-કઠિન શિક્ષાઓ, જ્યારે નિરસ લાગવા માંડે છે અને મન રસાસ્વાદની શોધમાં હોય છે, ત્યારે આ વાતો પ્રચલિત થઈ જાય છે. આ વસ્તુઓ ધર્મના અસલ આત્માના મૃત્યુની નિશાની છે. જે દિવસે આ ઉપદ્રવો કોમમાં-સમાજમાં જાહેર થવાના શરૂ થયા, એ જ દિવસ ધર્મની પવિત્ર અને શુદ્ધ શિક્ષાઓના પતનનો પ્રથમ દિવસ હોય છે. જે લોકો આ વસ્તુઓમાં મગ્ન હોય છે, અલ્લાહના ગ્રંથથી તેમનો સંબંધ તૂટવો અનિવાર્ય છે. આ બંનેના સ્રોત જુદા છે - એકનું મૂળ અને ઉદ્‌ગમ શૈતાન છે અને અને બીજાનો સ્રોત રહમાન છે. જે લોકો શૈતાનથી સંબંધ બાંધી લે છે, તેમના માટે અનિવાર્ય છે કે તેઓ અલ્લાહથી કપાઈ જાય અને પયગંબરોની તાલીમ અને અલ્લાહના ગ્રંથને પીઠ પાછળ નાખી દે. યહૂદીઓની હાલત આ જ થઈ. સૂરઃ બકરહમાં તેમની આ જ જિબ્તપરસ્તીનો ઉલ્લેખ છે :

وَلَمَّا جَآءَهُمْ رَسُولٌ مِّنْ عِندِ ٱللَّهِ مُصَدِّقٌ لِّمَا مَعَهُمْ نَبَذَ فَرِيقٌ مِّنَ ٱلَّذِينَ
أُوتُوا۟ ٱلْكِتَٰبَ كِتَٰبَ ٱللَّهِ وَرَآءَ ظُهُورِهِمْ كَأَنَّهُمْ لَا يَعْلَمُونَ ۝ وَٱتَّبَعُوا۟ مَا تَتْلُوا۟
ٱلشَّيَٰطِينُ عَلَىٰ مُلْكِ سُلَيْمَٰنَ ۖ وَمَا كَفَرَ سُلَيْمَٰنُ وَلَٰكِنَّ ٱلشَّيَٰطِينَ كَفَرُوا۟ يُعَلِّمُونَ ٱلنَّاسَ
ٱلسِّحْرَ وَمَآ أُنزِلَ عَلَى ٱلْمَلَكَيْنِ بِبَابِلَ هَٰرُوتَ وَمَٰرُوتَ ۚ

''અને જ્યારે તેમના પાસે અલ્લાહ તરફથી કોઈ પયગંબર તે ગ્રંથની પુષ્ટિ કરતો આવ્યો જે તેમના પાસે છે, તો તે લોકોમાંથી એક જૂથે, જેમને ગ્રંથ મળ્યો, અલ્લાહના ગ્રંથને એવી રીતે પીઠ પાછળ નાખી દીધો, જાણે તેઓ જ્ઞાન ધરાવતા જ નથી, અને અનુપાલન કર્યું તે વસ્તુનું જે સુલેમાન અલૈ.ના કાળમાં શૈતાનો પઢતા હતા અને સુલેમાન અલૈ.એ કુફ્ર ન કર્યું, બલ્કે શૈતાનોએ કુફ્ર કર્યું. તેઓ લોકોને જાદુ શીખવાડતા

હતા, અને એ વસ્તુનું અનુસરણ કર્યું, જે બેબિલોનમાં બે ફરીશ્તાઓ, હારૂત અને મારૂત ઉપર ઉતારવામાં આવી હતી." (આ. ૧૦૧-૧૦૨)

'તાગૂત' શબ્દ સત્તા, સ્વામીત્વ અને પ્રભાવને જોતાં 'તગા'ના મૂળથી નીકળેલ છે, જેનો અર્થ 'હદ ઓળંગી જવું કે હદથી આગળ વધી જવું' કે 'સીમોલ્લંઘન' થાય છે. જે વસ્તુ ઉચિત અને નિર્ધારિત સીમાથી આગળ વધી જાય તેના માટે અરબી ભાષામાં કહીશું - طغی જેમ કે : طغی الماء - પાણી હદથી આગળ વધી ગયું. સમૂદની કોમ, જે આપત્તિથી વિનષ્ટ થઈ તેના માટે કુર્આનમાં طاغیہ નો શબ્દ વપરાયો છે, જેનો અર્થ 'હદથી આગળ વધી જનારી આફત' થાય છે. આનાથી જ આ શબ્દ બંદગી અને દાસત્વની હદથી નીકળી જવા માટે પ્રયુક્ત થયો અને જે વસ્તુ બંદગીની સીમાથી નીકળી જાય તેને 'તાગૂત' કહેવા લાગ્યા. પછી એ વસ્તુઓ પણ તેના હેઠળ આવી ગઈ, જે બંદગીની હદથી નીકળી જવાનું કારણ, સાધન કે માધ્યમ હોય. ભાષાશાસ્ત્રીઓ આટલા માટે જ તેની સમજૂતી આ પ્રમાણે કરે છે :

الطاغوت عبادة عن كل متعد و كل معبود من دون الله

"તાગૂતથી તાત્પર્ય દરેક તે વસ્તુ છે જે હદથી બહાર નીકળી જાય અને પ્રત્યેક તે મા'બૂદ (ઉપાસ્ય, પૂજ્ય) છે જેની અલ્લાહ સિવાય પૂજા કે બંદગી કરવામાં આવે."

કુર્આને આ શબ્દને વિભિન્ન જગ્યાએ પ્રયુક્ત કર્યો છે અને દરેક જગ્યાએ તેના વિરુદ્ધ કે સામેની વસ્તુનો ઉલ્લેખ કરીને તેના જુદા-જુદા અર્થઘટનો પર પ્રકાશ પાડ્યો છે. જેમ કે, સૂરઃ બકરહમાં છે : فَمَنْ يَكْفُرْ بِالطَّاغُوتِ وَيُؤْمِنْ بِاللَّهِ (હવે જે કોઈ તાગૂતનો ઈન્કાર કરીને અલ્લાહ પર ઈમાન લાવ્યો... - આ. ૨૫૬). સ્પષ્ટ છે કે અહીં તાગૂતથી અભિપ્રેત અલ્લાહ સિવાય શેષ બધું જ છે. સૂરઃ નહ્‌લમાં છે : أَنِ اعْبُدُوا اللَّهَ وَاجْتَنِبُوا الطَّاغُوتَ (અલ્લાહની બંદગી કરો અને તાગૂતની બંદગીથી દૂર રહો. - આ.૩૬). સૂરઃ નિસામાં છે : الَّذِينَ آمَنُوا يُقَاتِلُونَ فِي سَبِيلِ اللَّهِ وَالَّذِينَ كَفَرُوا يُقَاتِلُونَ فِي سَبِيلِ الطَّاغُوتِ (જે લોકો ઈમાનવાળા છે તેઓ અલ્લાહના માર્ગમાં લડે છે, અને જે લોકોએ ઇન્કાર કર્યો છે તેઓ તાગૂતના માર્ગમાં લડે છે. - આ.૭૬), તેના પછી ફરમાવ્યું : فَقَاتِلُوا أَوْلِيَاءَ الشَّيْطَانِ (તેથી શૈતાનના સાથીઓ સાથે લડો. - આ.૭૬); આનાથી નક્કી થઈ ગયું કે તાગૂતથી તાત્પર્ય શૈતાન છે, અને શૈતાનથી તાત્પર્ય માનવોમાંથી શૈતાનો અને જિન્નોમાંથી શૈતાનો બંને છે, અને કુર્આનમાં ગૈર-ઇલાહી દા'વત-વ-ઇતાઅત (અલ્લાહ સિવાય બીજાઓ તરફ આમંત્રણ અને તેમનું અનુપાલન) માટે આ એક સર્વગ્રાહી-સર્વમાન્ય અર્થઘટન છે. એ જ પ્રમાણે એક બીજી જગ્યાએ આ શબ્દને અલ્લાહની કિતાબ અને સુન્નતે રસૂલના વિરોધ માટે વાપરવામાં આવ્યો છે :

أَلَمْ تَرَ إِلَى الَّذِينَ يَزْعُمُونَ أَنَّهُمْ آمَنُوا بِمَا أُنزِلَ إِلَيْكَ وَمَا أُنزِلَ مِن قَبْلِكَ يُرِيدُونَ
أَن يَتَحَاكَمُوا إِلَى الطَّاغُوتِ وَقَدْ أُمِرُوا أَن يَكْفُرُوا بِهِ ۖ وَيُرِيدُ الشَّيْطَانُ أَن يُضِلَّهُمْ
ضَلَالًا بَعِيدًا ۝ وَإِذَا قِيلَ لَهُمْ تَعَالَوْا إِلَىٰ مَا أَنزَلَ اللَّهُ وَإِلَى الرَّسُولِ رَأَيْتَ الْمُنَافِقِينَ
يَصُدُّونَ عَنكَ صُدُودًا ۝

"તમે જોયા નહીં એ લોકોને જેઓ દાવો તો કરે છે કે અમે ઈમાન લાવ્યા છીએ તે ગ્રંથ પર જે તમારા તરફ અવતરિત કરવામાં આવ્યો છે અને તે ગ્રંથો પર જે તમારા અગાઉ અવતરિત કરવામાં આવ્યા હતા; પરંતુ તેમની ઈચ્છા એ છે કે પોતાના મામલાઓના ફેંસલા માટે તાગૂત પાસે જાય, જો કે તેમને તાગૂતનો ઇન્કાર કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો - શૈતાન તેમને ભટકાવીને સીધા માર્ગથી દૂર લઈ જવા માગે છે, અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે આવો, તે વસ્તુ તરફ જે અલ્લાહે ઉતારી છે અને આવો રસૂલ તરફ, તો આ મુનાફિકોને તમે જુઓ છો કે તેઓ તમારા તરફ આવતા કતરાય છે." (સૂરઃ નિસા, આ. ૬૦-૬૧)

આ આયતમાં يَتَحَاكَمُوا إِلَى الطَّاغُوتِ ના વિરોધમાં કે સામે تَعَالَوْا إِلَىٰ مَا أَنزَلَ اللَّهُ وَإِلَى الرَّسُولِ કહીને સ્પષ્ટ કરી દીધું કે તાગૂત કિતાબે-ઇલાહી (અલ્લાહના ગ્રંથ) અને સુન્નતે રસૂલના વિરોધમાં સર્વગ્રાહી-સર્વમાન્ય અર્થઘટન છે.

આ સમજૂતીથી માલૂમ થાય છે કે જે અલ્લાહની બંદગી અને અનુસરણથી નીકળી જાય અથવા નીકળી જવાનું કારણ કે માધ્યમ હોય, તે તમામ તાગૂતના હુકમમાં દાખલ છે. બસ, શૈતાન, જાદૂગર, જ્યોતિષી, મૂર્તિઓ અને પ્રતિમાઓ, ફિરઓન અને નમરૂદ અલ્લાહના માર્ગદર્શનથી હટાવવાવાળા-દૂર કરવાવાળા લીડર અને આગેવાનો ગેરઈલાહી સરકારો-શાસન, ગેરઈલાહી અદાલતો, ગેરઈલાહી શિક્ષણધામો અને ગેરઈલાહી ખાનકાહો બધું જ તેના હેઠળ આવે છે; અને એહલે કિતાબ શિર્કના આ પ્રકારમાં પણ ગ્રસ્ત હતા :

مَن لَّعَنَهُ اللَّهُ وَغَضِبَ عَلَيْهِ وَجَعَلَ مِنْهُمُ الْقِرَدَةَ وَالْخَنَازِيرَ وَعَبَدَ الطَّاغُوتَ ۚ
أُولَٰئِكَ شَرٌّ مَّكَانًا وَأَضَلُّ عَن سَوَاءِ السَّبِيلِ ۝

"...જેમના ઉપર અલ્લાહની ફિટકાર પડી, જેમના ઉપર તેનો પ્રકોપ ઊતર્યો, જેમનામાંથી વાનરો અને ડુક્કર બનાવવામાં આવ્યા, જેમણે તાગૂતની બંદગી કરી, તેમનો દરજ્જો હજુ વધુ ખરાબ છે અને તેઓ સીધા માર્ગથી ભટકીને ઘણે દૂર નીકળી ગયેલા છે." (સૂરઃ માઈદા, આ. ૬૦)

## ૫. શિર્કની હિમાયત :

શિર્કની હિમાયત એ એહલે કિતાબનું ત્રીજું શિર્ક છે. શિર્કની હિમાયત, ચાહે ગમે તે પ્રકારની હોય, શિર્ક છે.

અલ્લાહત્આલાએ એહલે કિતાબને પોતાનો ગ્રંથ પ્રદાન કર્યો હતો. તેમનાથી પોતાની શરીઅતની પાબંદીનું વચન લીધું હતું. તેમના ઉપર આગામી આવનારાં પયગંબરોની હિમાયત અને મદદ તથા લોકોને તેમનો પરિચય કરાવવાની જવાબદારી નાખી હતી. યહૂદીઓથી કહેવામાં આવ્યું હતું કે, ''હું તેમના માટે તેમના ભાઈઓમાંથી એક નબી તારા જેવો ઉઠાવીશ, અને પોતાનીં વાણી તેના મોઢામાં નાખીશ, અને હું જે કંઈ કહીશ તે તેમને બતાવશે.'' (The book of Deuteronomy). હઝરત મસીહ અલૈ. પોતાના સાથીઓને સ્પષ્ટ ફરમાવી ગયા હતા કે ''મારે તમને ઘણી બધી વાતો કહેવી હતી, પણ હમણાં તમે તેને નભાવી શકશો નહીં. પરંતુ જ્યારે તે સત્ય-રૂહ આવશે, તો તમામ સત્યની તરફ તમારું માર્ગદર્શન કરશે.'' (Gospel of John) યહૂદીઓને આ નબીના ઉદયમાન થવાની પ્રતીક્ષા પણ હતી, અને તેઓ પોતાના ત્યાંની ભવિષ્યવાણીઓ અનુસાર વિશ્વાસ પણ ધરાવતા હતા કે આ નબી તેમના સૌભાગ્યનું વિજય-દ્વાર હશે, અને તેમને કાફિરો પર વિજય અપાવશે : وَكَانُوا مِن قَبْلُ يَسْتَفْتِحُونَ عَلَى الَّذِينَ كَفَرُوا (તેના આગમન પહેલાં તેઓ પોતે કાફિરો વિરુદ્ધ વિજયની પ્રાર્થનાઓ કરતા હતા. - સૂરઃ બકરહ, આ.૮૯), અને ઇસાઈઓએ તો જાણે પોતાની આંખો જ બિછાવી રાખી હતી. હઝરત મસીહ અલૈ.એ ઇંજિલમાં જે લોકોક્તિઓ વર્ણવી છે, જો તેની સમજૂતી કરી દેવામાં આવે તો ખ્યાલ આવશે કે ઇંજિલની કહેવતોનો મોટો ભાગ અંતિમ નબીના વૃત્તાંત સિવાય બીજું કંઈ છે જ નહીં. આ પરિસ્થિતિમાં સ્પષ્ટ છે કે એહલે કિતાબનું ખરું કર્તવ્ય એ હતું કે જ્યારે અંતિમ નબી જાહેર થઈ જાય, તો પોતાના પૂર્વ જ્ઞાનના પ્રકાશમાં તેની જાંચ-પરખ કરતા; જો તેમને પોતાની ભવિષ્યવાણીઓ અનુસાર જોતા તો તેના પર ઈમાન લાવતા, લોકોમાં તેમની ઓળખ કરાવતા, તેમની હિમાયત અને મદદ કરતા અને પછી તેના લાવેલા દીનની સ્થાપનાના માર્ગમાં પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરી દેતા. પરંતુ આ લોકોએ તો એવું જ કર્યું, જે મસીહ અલૈ.એ કુમારિકાઓવાળા દષ્ટાંતમાં વર્ણવ્યું છે કે આખી રાત તો તે પોતાની મશાલો સળગાવી રાખીને દુલ્હાની પ્રતીક્ષા કરતી રહી, પણ જ્યારે દુલ્હાનો આવવાનો સમય થયો, તો તેમની મશાલો ઓલવાઈ ગઈ, તેમની કુપ્પીઓનું તેલ સમાપ્ત થઈ ગયું અને તે સ્વયં પણ સૂઈ ગઈ. સદીઓ સુધી તો આ લોકો પ્રતીક્ષા કરતા રહ્યા, પણ જ્યારે તેમનું પ્રાગટ્ય થયું અને તે લોકોએ તેમને ઓળખી પણ લીધા, તો ઈમાનના બદલે તેમના ઇન્કારમાં બધાથી આગળ વધી ગયા; અને કેવળ તેના પર અટકી ન ગયા, બલ્કે ઈર્ષ્યા અને દ્વેષના જોશમાં ખુલ્લંખુલ્લા

તે મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ)ની હિમાયતમાં ઊભા થઈ ગયા, જેઓ આ દા'વત (આમંત્રણ)ના વિરોધમાં એડીચોટીનું જોર લગાવી રહ્યા હતા, જાહેરમાં તેમની શિક્ષાઓની હાંસી ઉડાવી, તેમના કામને રોકવા માટે યુદ્ધો કર્યાં અને તેમના વેરના જોશમાં એ હદ સુધી ઊભા થઈ ગયા કે મુશ્રિકોના દીનને તેમની દા'વત પર પ્રાથમિકતા આપવા લાગ્યા તથા કાફિરોને તેમના અનુયાયીઓથી વધારે સત્યનિષ્ઠ અને માર્ગદર્શનયુક્ત બતાવવા લાગ્યા :

وَيَقُولُونَ لِلَّذِينَ كَفَرُوا هَٰؤُلَاءِ أَهْدَىٰ مِنَ الَّذِينَ آمَنُوا سَبِيلًا (કાફિરો વિશે કહે છે કે ઈમાન લાવનારાઓથી તો આ જ વધારે સાચા રસ્તા પર છે. - સૂરઃ નિસા, આ. ૫૧) જ્યાં શિર્ક સાથે આવી દોસ્તી હોય ત્યાં તૌહીદથી લગાવ અને પ્રેમની ક્યાંથી જગ્યા રહે ?

તેથી અલ્લાહતઆલાએ તેમના પર ફિટકાર કરી દીધી : أُولَٰئِكَ الَّذِينَ لَعَنَهُمُ اللَّهُ ۖ وَمَن يَلْعَنِ اللَّهُ فَلَن تَجِدَ لَهُ نَصِيرًا। (આવા જ લોકો ઉપર અલ્લાહે ફિટકાર કરી છે અને જેના ઉપર અલ્લાહ ફિટકાર કરી દે, પછી તમે તેનો કોઈ મદદગાર અને સહાયક નહીં જુઓ. - સૂરઃ નિસા, આ. ૫૨)



# મુનાફિકો (દંભીઓ)નું શિર્ક

જયાં સુધી બાહ્ય આસ્થાઓ અને અમલ-આચરણનો સંબંધ છે, તો મુનાફિકો પૂરેપૂરા મુસલમાન હતા. ઈમાનના જેટલા ભાગો છે તે સૌને તેઓ સ્વીકારતા હતા. આંહઝરત સલ્લ. અને બીજા તમામ પયગંબરોની રિસાલત (ઈશદૂતત્વ) પણ તેમને સ્વીકાર્ય હતી. કલ્મએ શહાદત પણ તેઓ પઢતા હતા. ઈસ્લામે બતાવેલ રીત અનુસાર મસ્જિદોમાં નમાઝ પણ અદા કરતા હતા. ઝકાત પણ આપી દેતા હતા. ખાનએ કાબાની હજ્જ પણ કરી આવતા હતા. ગઝવાત (યુદ્ધો)માં પણ ભાગ લેતા હતા. બલ્કે કુર્આનથી એ પણ જાણકારી મળે છે કે જયાં સુધી મૌખિક ઇઝહારનો પ્રશ્ન છે, જિહાદની ઉત્કંઠા અન્ય સાચા મુસલમાનોથી વધારે પ્રગટ કરતા હતા અને રિસાલત પર ઈમાનના બાહ્ય આડંબરની તો સ્થિતિ એ હતી કે આંહઝરત સલ્લ.ની પાસે આવતા અને સોગંદો ખાઈ-ખાઈને વિશ્વાસ અપાવતા કે અમે આપને અલ્લાહના રસૂલ માનીએ છીએ. આમ છતાં આ તમામ વાતોમાંથી તેમની એક વાત પણ કુર્આને સ્વીકારી નહીં, બલ્કે તેમને ઈમાનથી વંચિત, રિસાલતનો ઇન્કાર કરનારા, શૈતાનના સાથીઓ, જહન્નમના સૌથી નીચલા સ્તરને પાત્ર અને સાફ-સાફ શબ્દોમાં શિર્કના ગુનેગાર ઠરાવ્યા.

તમામ આયતોને આવરી લેવું આ નાના પુસ્તકમાં મુશ્કેલ છે, પરંતુ તેમના શિર્કના અનુસંધાનમાં કેટલીક આયતોની અમે અહીં નોંધ કરીને તેના પર સંક્ષેપમાં ચર્ચા કરીશું. કુર્આને મુનાફિકોને تحاکم الی الطاغوت (પોતાના મામલાઓનો ફેંસલો કરાવવા તાગૂત પાસે જવા)ના અપરાધી ઠેરવ્યા છે, અને تحاکم الی الطاغوت ને શિર્ક કહ્યું છે.

**تحاکم الی الطاغوت (તહાકુમુ ઈલત્-તાગૂત) :**

સૂરઃ નિસામાં છે :

أَلَمْ تَرَ إِلَى الَّذِينَ يَزْعُمُونَ أَنَّهُمْ آمَنُوا بِمَا أُنْزِلَ إِلَيْكَ وَمَا أُنْزِلَ مِنْ قَبْلِكَ يُرِيدُونَ
أَنْ يَتَحَاكَمُوا إِلَى الطَّاغُوتِ وَقَدْ أُمِرُوا أَنْ يَكْفُرُوا بِهِ ۖ وَيُرِيدُ الشَّيْطَانُ أَنْ يُضِلَّهُمْ
ضَلَالًا بَعِيدًا ۝ وَإِذَا قِيلَ لَهُمْ تَعَالَوْا إِلَىٰ مَا أَنْزَلَ اللَّهُ وَإِلَى الرَّسُولِ رَأَيْتَ الْمُنَافِقِينَ
يَصُدُّونَ عَنْكَ صُدُودًا ۝

‘‘શું તમે જોયા નહીં, જેમનો દાવો છે કે તેઓ એ વસ્તુ પર ઈમાન લાવ્યા છે જે તમારા તરફ અવતરિત કરવામાં આવી છે અને જે તમારા અગાઉ અવતરિત કરવામાં આવી હતી. તેઓ ઇચ્છે છે કે પોતાના મામલાઓને ફેંસલા માટે તાગૂત પાસે લઈ જાય, જો કે તેમને હુકમ આપવામાં આવ્યો છે કે તાગૂતનો ઇન્કાર કરે, શૈતાન ચાહે છે કે તેમને બિલકુલ ગુમરાહ કરી દે; અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે તે વસ્તુ તરફ આવો જે અલ્લાહે ઉતારી છે અને રસૂલની તરફ આવો, તો તમે જુઓ છો આ મુનાફિકોને, કે તેઓ તમારી ઉપેક્ષા કરે છે.’’ (આ. ૬૦-૬૧)

આનાથી ઉપરની આયતમાં મુસલમાનોને આદેશ આપવામાં આવ્યો હતો કે અલ્લાહ, રસૂલ અને પોતાના જૂથના ‘ઊલૂલ અમ્ર’ (સત્તાધિકારીઓ કે અમીર)નું અનુસરણ કરો, અને જો કોઈ હુકમમાં મતભેદ ઊભો થઈ જાય તો અલ્લાહ અને તેના રસૂલ તરફ લઈ જાઓ. ત્યારબાદ મુનાફિકોના વર્ણનમાં ફરમાવ્યું છે કે આ લોકો અલ્લાહ અને તેના રસૂલ પર ઈમાન લાવવાના દાવેદાર હોવા છતાં ઇચ્છે છે કે પોતાના મામલાઓનો ફેંસલો તાગૂતથી કરાવડાવે, અલ્લાહ અને તેના રસૂલની અદાલતમાં ન જાય.

ઉપર અમે ‘તાગૂત’ શબ્દના અર્થ પર ચર્ચા કરી ચૂક્યા છીએ. આ આયતમાં તાગૂતના વિરોધમાં : تَعَالَوْا إِلَىٰ مَا أَنزَلَ اللَّهُ وَإِلَى الرَّسُولِ ‘‘આવો, એ વસ્તુ તરફ જે અલ્લાહે ઉતારી છે અને રસૂલની તરફ’’ ના શબ્દો પ્રયુક્ત થયા છે, જેનાથી એ વાત સ્પષ્ટ થાય છે કે તાગૂતથી તાત્પર્ય તે સત્તાધિકારીઓ છે, જેમના ફેંસલાઓ અને નિર્ણયો અલ્લાહની કિતાબ અને રસૂલના ફેંસલાઓના વિરુદ્ધ હોય છે અને આયતના પૂર્વાપર સંબંધથી સ્પષ્ટ છે કે અહીં આનાથી તાત્પર્ય એહલે કિતાબના સત્તાધિકારીઓ અને તેમની અદાલતો છે. આ તે કાળની સ્થિતિનું વર્ણન છે, જ્યારે મદીનામાં ખરેખર દારુલ-ઇસ્લામ (ઇસ્લામી રાજ્ય) સ્થપાઈ ચૂક્યું હતું, અને મુસલમાનોના તમામ મામલાઓ, દંડ અને સજાનો કાનૂન સુદ્ધાં સ્વયં આંહઝરત સલ્લ.ની અદાલતમાં રજૂ થઈને નક્કી થવા અને લાગુ થવા લાગ્યા હતા. પરંતુ તેના સાથે એક સમાંતર સરકાર યહૂદીઓની અગાઉથી સ્થાપિત હતી અને તે વખતે પણ મોજૂદ હતી. આ વ્યવસ્થાને કારણે એક ગૂંચ એ ઊભી થઈ રહી હતી કે મુનાફિકો પોતાના ઘણાંબધા વિવાદી મામલાઓને આ યહૂદીઓની અદાલતોમાં રજૂ કરતા હતા. આવું કરવા પાછળ બે મોટા કારણો હતા : એક એ કે યહૂદીઓના સત્તાધિકારીઓને લાંચ આપીને તેમનાથી ફેંસલાઓ પોતાની તરફેણમાં કરવા ખૂબ આસાન હતું અને આંહઝરત સલ્લ.ની અદાલતમાં આ વસ્તુની કોઈ સંભાવના નહોતી.

બીજું એ કે મુનાફિકોને એ આશંકા રહેતી હતી કે હમણાં મદીનાનું ઇસ્લામી રાજ્ય આરંભિક તબક્કામાં છે, અમુક અંશે કુરૈશની તાકાત તેણે તોડી નાખી છે, પરંતુ

યહૂદીઓના સંગઠિત જૂથથી હજુ તેમની પ્રત્યક્ષ ટક્કર નથી થઈ. શક્ય છે કે કાલે આ ટકરાવ થઈ જાય અને યહૂદીઓનો વિજય થાય, તો થોડોઘણો લગાવ, જે આજે તેમના સાથે રહેશે, તે કાલે કામ લાગશે, નહિં તો યહૂદીઓ મુસલમાનો અને ઈસ્લામની સાથે અમારો પણ નાશ કરી નાખશે. આ વિકૃત વિચારના કારણે આ લોકો પોતાના મામલાઓ મોટાભાગે તેમની જ અદાલતોમાં લઈ જતા. અલબત્ત, જો કોઈ મામલો એવો હોય, જેમાં તેઓ એમ સમજતા કે ઈસ્લામી અદાલતમાં ફેંસલો કરાવવો લાભપ્રદ રહેશે તો ખૂબ જ આજ્ઞાંકિત બનીને આંહઝરત સલ્લ.ની અદાલતમાં ઉપસ્થિત થતા.

બીજી તરફ યહૂદીઓ એ ધૂર્તતા આચરતા હતા કે દંડ અને સજાના મહત્ત્વના મામલાઓમાં, જેમાં તેઓ કોઈ અંગત કે રાજકીય હિતના કારણે પોતાની શરીઅત અનુસાર ફેંસલો કરવા ન ઈચ્છે, તો મામલાના પક્ષકારોને તેઓ એ સલાહ આપતા કે તેને આંહઝરત સલ્લ.ની અદાલતમાં લઈ જાય અને તેના સાથે તેમને તેઓ એ સૂચના પણ આપી દેતા કે જો મુહમ્મદ (સલ્લ.) આ ફેંસલો કરે તો માની લે અને જો કોઈ બીજો ફેંસલો કરે તો અમારા પાસે પાછા આવે. આ પ્રકારના મામલાઓ, સામાન્યતઃ ધનવાન યહૂદીઓના હોતા, જેમના પાસેથી મોટી-મોટી લાંચ લઈને યહૂદીઓના આલિમો (ધાર્મિક વિદ્વાનો) શરીઅતના અમલીકરણથી બચવાનો આ ઉપાય કરતા હતા કે જો આંહઝરત સલ્લ.ની અદાલતમાં ફેંસલો અપેક્ષા મુજબ હોય તો હેતુ સિદ્ધ અને તેના જવાબદાર આંહઝરત સલ્લ. હોય, અને જો ફેંસલો અપેક્ષાથી વિરુદ્ધ હોય તો તેને છોડીને સ્વયં પોતાની અદાલતમાં પોતાની ઈચ્છાનુસાર ફેંસલો કરતા.

ઉપરોલ્લેખિત આયત અને તેના જેવી બીજી આયતોને બરાબર સમજવા માટે અવતરણની આ પશ્ચાદભૂમિ દૃષ્ટિ સમક્ષ રાખવી જરૂરી છે.

આ મુનાફિકો વિશે ફરમાવવામાં આવ્યું છે કે يَتَحَاكَمُوا إِلَى الطَّاغُوتِ અર્થાત્ બિનઈસ્લામી અદાલતોમાં પોતાનો મામલો લઈ જવો અને પછી કુર્આન અને અલ્લાહ પર ઈમાનનો દાવો કરવો એ બંને એક-બીજાથી વિરોધી વાતો છે. અલ્લાહ પર ઈમાનથી પહેલા કુફ્ર બિત્-તાગૂત (તાગૂતનો ઈન્કાર) આવશ્યક છે, અને ઈલ્લલ્લાહ (સિવાય અલ્લાહ)ના સ્વીકારથી પહેલાં લા-ઈલાહ (કોઈ ઈલાહ - ઉપાસ્ય - પૂજ્ય નથી) અનિવાર્ય છે - فَمَنْ يَكْفُرْ بِالطَّاغُوتِ وَيُؤْمِنْ بِاللَّهِ[1]. બીજી જગ્યાએ છે اعْبُدُوا اللَّهَ وَاجْتَنِبُوا الطَّاغُوتَ[2]. અલ્લાહ પર ઈમાન અને તાગૂત પર ઈમાન બંને એકી સાથે જમા નથી થઈ શકતા. યહૂદીઓની અદાલતોમાં પોતાના મામલાઓ લઈ જતા હોવ તો તમારા ઈમાન بِمَا أَنْزَلَ اللَّهُ નો દાવો કેવળ એક ભ્રમ છે. જે અલ્લાહે ઉતાર્યું છે તેના પર ઈમાન (بِمَا أَنْزَلَ اللَّهُ)નો અનિવાર્ય

(૧) હવે જે કોઈ તાગૂતથી કુફ્ર (ઈન્કાર) કરે અને અલ્લાહ પર ઈમાન લાવે. - સૂરઃ બકરહ, આ.૨૫૬
(૨) અલ્લાહની બંદગી કરો અને તાગૂતથી બચો. - સૂરઃ નહ્લ, આ. ૩૬

તકાદો એ છે કે તમામ મામલાઓમાં અલ્લાહનું જ આજ્ઞાપાલન કરવામાં આવે, અને તેની રીત એ છે કે અંબિયા (પયગંબરો)ના માર્ગનું અનુસરણ કરવામાં આવે. જો આવું નથી તો ન અલ્લાહ પર ઈમાન કહેવાશે, ન مَآ أَنزَلَ ٱللَّهُ પર ઈમાન, ન રસૂલ પર ઈમાન. રસૂલ કેવળ એટલા માટે નથી હોતો કે આસ્થાની હદ સુધી એ સ્વીકારી લેવામાં આવે કે તે રસૂલ છે, બલ્કે તે અનુસરણ માટે હોય છે અને અલ્લાહના અનુસરણનો માર્ગ તેના અનુસરણમાં થઈને જ નીકળે છે. તેથી પછીની આયતમાં ફરમાવ્યું :

فَكَيْفَ إِذَآ أَصَٰبَتْهُم مُّصِيبَةٌۢ بِمَا قَدَّمَتْ أَيْدِيهِمْ ثُمَّ جَآءُوكَ يَحْلِفُونَ بِٱللَّهِ
إِنْ أَرَدْنَآ إِلَّآ إِحْسَٰنًا وَتَوْفِيقًا ۝ أُو۟لَٰٓئِكَ ٱلَّذِينَ يَعْلَمُ ٱللَّهُ مَا فِى قُلُوبِهِمْ فَأَعْرِضْ
عَنْهُمْ وَعِظْهُمْ وَقُل لَّهُمْ فِىٓ أَنفُسِهِمْ قَوْلًۢا بَلِيغًا ۝ وَمَآ أَرْسَلْنَا مِن رَّسُولٍ إِلَّا
لِيُطَاعَ بِإِذْنِ ٱللَّهِ ۚ وَلَوْ أَنَّهُمْ إِذ ظَّلَمُوٓا۟ أَنفُسَهُمْ جَآءُوكَ فَٱسْتَغْفَرُوا۟ ٱللَّهَ وَٱسْتَغْفَرَ
لَهُمُ ٱلرَّسُولُ لَوَجَدُوا۟ ٱللَّهَ تَوَّابًا رَّحِيمًا ۝ فَلَا وَرَبِّكَ لَا يُؤْمِنُونَ حَتَّىٰ يُحَكِّمُوكَ
فِيمَا شَجَرَ بَيْنَهُمْ ثُمَّ لَا يَجِدُوا۟ فِىٓ أَنفُسِهِمْ حَرَجًا مِّمَّا قَضَيْتَ وَيُسَلِّمُوا۟ تَسْلِيمًا ۝

''હવે શું થશે જયારે તેમના પર તેમના પોતાના હાથોએ આણેલી કોઈ મુસીબત આવે ? પછી તેઓ આવશે તમારા પાસે કે અલ્લાહના સોગંદ ! અમે તો ભલાઈ અને સુમેળ ઈચ્છતા હતા. બસ, તેમનાથી મોઢું ફેરવી લો, તેમને ધુત્કારો અને તેમને તેમના વિશે એ વાત કહો કે જે તેમના દિલમાં ઊતરે. અમે નથી મોકલ્યો કોઈ રસૂલ, પણ એટલા માટે કે અલ્લાહના હુકમથી તેનું અનુસરણ કરવામાં આવે, અને જો તેઓ, જયારે કે તેમણે પોતાના ઉપર અત્યાચાર કર્યો છે, તમારા પાસે આવતા, અલ્લાહથી માફી માગતા અને રસૂલ તેમના માટે માફીની દુઆ કરતો તો તેઓ અલ્લાહને તૌબા કબૂલ કરવાવાળો અને દયા કરવાવાળો જોતા. બસ નહીં, તારા રબના સોગંદ ! તેઓ મોમિન નથી, જ્યાં સુધી તેઓ એ મામલાઓમાં જે તેમના વચ્ચે ઊભા થાય, તમને જ નિર્ણાયક ન માની લે. પછી પોતાના હૃદયોમાં તારા ફેંસલાના કારણે કોઈ તંગી પણ ન અનુભવે અને સંપૂર્ણ અનુસરણ ન કરે.'' (સૂર: નિસા, આ. ૬૨-૬૫)

ઉપરની આયતમાં وَمَآ أَرْسَلْنَا مِن رَّسُولٍ إِلَّا لِيُطَاعَ بِإِذْنِ ٱللَّهِ (અને અમે નથી મોકલ્યો કોઈ રસૂલ, પણ એટલા માટે કે અલ્લાહના હુકમથી તેનું અનુસરણ કરવામાં આવે) વિશેષ રૂપે વિચાર કરવા યોગ્ય છે. આ મુનાફિકોના એ ભ્રમનું ખંડન છે કે તેઓ تحاكم الى الطاغوت ના છતાં પોતાને મોમિન બિલ્લાહ (અલ્લાહ પર ઈમાન રાખનારા) અને મોમિન બિર્-રસૂલ (રસૂલ પર ઈમાન રાખનારા) સમજે છે. રસૂલ કેવળ એટલા

માટે નથી આવ્યા કરતા કે જબાનથી તેની રિસાલત (ઈશદૂતત્વ)નો ઈકરાર કરી લેવામાં આવે અથવા દિલમાં એમ માની લેવામાં આવે કે તે અલ્લાહનો રસૂલ છે; બલ્કે તે એટલા માટે આવે છે કે તેનું અનુસરણ કરવામાં આવે, દરેક મામલામાં તેને નિર્ણાયક માનવામાં આવે, તેના આદેશોનું કોઈપણ પ્રકારના અણગમા અને વાંધાવચકા વગર અને ઢચુપચુ થયા વિના પાલન કરવામાં આવે, પોતાની જાતને સંપૂર્ણપણે તેના હવાલે કરી દેવામાં આવે અને જે લોકો તેના બતાવેલા માર્ગથી અલગ છે તેમનાથી બંડ કરવામાં આવે. તેથી આ આયતમાં સોગંદ ખાઈને ફરમાવવામાં આવ્યું છે કે જ્યાં સુધી આ લોકો પોતાના તમામ મામલાઓમાં રસૂલની સત્તાનો સ્વીકાર ન કરી લે, તેના ફેંસલાઓને હૃદયની પૂરેપૂરી ખુશી સાથે ન માની લે અને પોતાના જીવનના બધા પાસાઓમાં તેણે કરેલ આદેશ અને મનાઈના તાબે ન થઈ જાય, ત્યાં સુધી તેઓ મોમિન બિલ્લાહ નથી, બલ્કે મોમિન બિત્-તાગૂત છે.

ઉપર અમે જે વાતો બતાવી છે, સંભવ છે તેના વિશે કોઈને સંદેહ હોય કે આયતનો ઊતરાણકાળ (પશ્ચાદભૂમિ) નિર્ધારિત કરવામાં અમે માત્ર પોતાના વિચારોથી કામ લીધું છે, તેમના સંતોષ માટે અમે તેમને સૂરઃ માઈદાની આ. ૪૧-૫૪ નો સંદર્ભ આપીએ છીએ. જે લોકો આ આયતો પર ચિંતન-મનન કરશે, તેમને આ તમામ વાતોનો સ્રોત સ્વયં કુર્આન-મજીદમાં જ જોવા મળી જશે, જે અમે બતાવી છે. આ આયતનો અર્થ સંક્ષેપમાં અમે અમારા શબ્દોમાં અહીં પણ વર્ણવી દઈએ છીએ, જેથી મૂંઝવણ દૂર થઈ શકે :

> ''સૌપ્રથમ રસૂલને સાંત્વના આપવામાં આવી છે કે મુનાફિકો અને યહૂદીઓ તમારાથી મામલાઓનો ફેંસલો કરાવ્યા પછી તેની ઉપેક્ષા કરે છે તો તેનાથી દુઃખી ન થવું જોઈએ. આ યહૂદીઓ પોતાના જે મામલાઓ ક્યારેક તમારી પાસે લાવે છે, તો તે ઝઘડાનો નિપટારો કરવા અને મુકદ્દમાનો ફેંસલો કરાવવા માટે નથી લાવતા, બલ્કે તેઓ તો જૂઠના ખરીદનારા અને યહૂદીઓના સરદારોના એજન્ટ છે. તેઓ પોતે સામે નથી આવતા, બલ્કે પાછળ બેસીને આ કઠપૂતળીઓને નચાવે છે અને અલ્લાહના દીનમાં હેરફેર કરે છે અને આપના પાસે તેમને એવું શિખવાડીને મોકલે છે કે જો તમારા મામલાનો આ ફેંસલો થાય તો પાછા આવી જજો. આવા લોકોની હાલત પર રંજ અને સંતાપ કરવો વ્યર્થ છે. અલ્લાહતઆલાને મંજૂર નથી કે તેમના હૃદયોને પવિત્ર કરે, નહિં તો તૌરાતની સૂચના અનુસાર આ લોકો તમારા પર ઈમાન લાવતા અને કુફ્રના બદલે ઈમાન અને અલ્લાહના આજ્ઞાપાલનમાં અગ્રેસર રહેતા. તેમના માટે દુનિયામાં બદનામી

અને અપયશ છે અને આખિરતમાં મોટો અઝાબ છે. આ લોકો જૂઠને માનવાવાળા અને લાંચ-રુશ્વત ખાનારા છે. જો આપની પાસે તેઓ પોતાનો મામલો લાવે, તો આપને અધિકાર છે કે તેમના મામલામાં તમે પડો કે ન પડો. અલબત્ત, જો પડો તો અનિવાર્ય છે કે અલ્લાહની શરીઅત અનુસાર ફેંસલો કરો."

"તે પછી, અમુક આયતોમાં યહૂદીઓની ભર્ત્સના કરી છે કે આ કેવા લોકો છે કે આપને નિર્ણાયક બનાવે છે, પછી આપના ફેંસલાથી ફરી જાય છે; જો કે તેમના પાસે તૌરાત છે, જેમાં અલ્લાહનો કાનૂન લખેલો છે, અને તેમને ખબર છે કે આપનો ફેંસલો અલ્લાહના કાનૂનના વિરુદ્ધ નથી. પછી પૂર્વ પયગંબરો અને આલિમો અને સુધારકોની એ રીત બતાવી કે તેઓ આ કિતાબ અનુસાર તમામ મામલાઓના ફેંસલાઓ કરતા હતા. ત્યારબાદ ફરમાવ્યું કે તેમને એ સૂચના આપવામાં આવી હતી કે દીનના મામલામાં કોઈપણ પ્રકારની આળપંપાળ અને મિથ્યાચાર તથા અપ્રમાણિકતાને ઘૂસવા દેવામાં ન આવે, અને શરીઅતને રોજી-રોટીનું સાધન ન બનાવે; બલ્કે હંમેશા અલ્લાહની કિતાબ અનુસાર ફેંસલો કરશે, અને જો આની અવજ્ઞા કરશે તો કાફિર હશો. તે પછી, તૌરાતના 'કિસાસ' (Retaliation, બદલા કે વળતર)ના કાનૂનનો હવાલો આપ્યો છે; કેમ કે યહૂદીઓનો અસલી પાખંડ અને છળ સજા અને કિસાસ વગેરે મામલાઓમાં જ હતો. તેના પછી, ઇંજિલવાળાઓનો ઉલ્લેખ કર્યો છે કે તેમને પણ સૂચના આપવામાં આવી હતી કે અલ્લાહની શરીઅત અનુસાર ફેંસલો કરશે, અને જો તેમણે આની અવજ્ઞા કરી તો ફાસિક (અવજ્ઞાકારી) ઠરશે."

"પછી કુર્આનનો ઉલ્લેખ કર્યો કે આ ગ્રંથ તૌરાત અને ઇંજિલની ભવિષ્યવાણીઓ અનુસાર અને તેમાંના ફેરફારો અને ફેરબદલ અને ભેળસેળને સુધારવાવાળો છે. બસ, તમારું કર્તવ્ય છે કે જો તેમના કોઈ મામલામાં ફેંસલો કરવો હોય તો આના અનુસાર જ કરો અને તેમની બિદઅતો (ધર્મમાં નવી વાતો)નો, જે તેમણે પોતાના ગ્રંથોમાં ભેળવી રાખી છે, કદાપિ અનુસરણ ન કરો. તેમના ઈમાન અને માર્ગદર્શનનો પ્રશ્ન તમને નહીં કરવામાં આવે. તેમની પોતાની જે રીત છે તેઓ તેના પર જ અક્કડ થઈ ગયા છે અને તેના મોહમાં એવા આંધળા થઈ ગયા છે કે આપનું આજ્ઞાપાલન નહીં કરે. જો અલ્લાહ ઇચ્છતો તો તેમને સન્માર્ગ

પર લાવી દેતો, પરંતુ બળજબરી કરવી તેની સુન્નત (રીત)ના વિરુદ્ધ છે. તેણે અધિકાર આપ્યો છે અને જેને જે કંઈ પ્રદાન કર્યું છે તેમાં તેની પરીક્ષા કરી છે કે કોણ નેકી (સદાચાર) અને અનુસરણના માર્ગ પર આગળ વધે છે અને કોણ અજ્ઞાનતાની અનુચિત માન્યતાની મૂર્ખતામાં પડીને પોતાની રીત અને જૂથને જ ઉપાસ્ય અને પૂજ્ય બનાવી લે છે.''

''તે પછી મુસલમાનો તરફ ધ્યાન આપ્યું છે. સંબોધન, જો કે આમ છે, પણ લક્ષ્ય મુનાફિકો છે, જેઓ યહૂદીઓથી સાંઠગાંઠ રાખતા હતા અને પોતાના મામલાઓ તેમની અદાલતોમાં લઈ જતા હતા. તેમને યહૂદીઓ અને ઈસાઈઓથી સંબંધ-વિચ્છેદનો આદેશ આપવામાં આવ્યો છે અને ફરમાવ્યું કે જે લોકો તેમને પોતાના મદદગાર અને સહાયક બનાવશે, તેમનો સમાવેશ તેમનામાં જ થશે. પછી ચોખ્ખા શબ્દોમાં મુનાફિકોનો ઉલ્લેખ કર્યો કે તેમને આશંકા છે કે જો યહૂદીઓ અને મુસલમાનો વચ્ચે ટક્કર થાય અને યહૂદીઓ જીતી જાય, તો તેઓ વચ્ચે પિસાઈ જશે. તેથી તેઓ પોતાના મામલાઓ તેમની અદાલતોમાં લઈ જાય છે, જેથી તેમના પક્ષમાં સમજવામાં આવે. પછી ફરમાવ્યું કે હે મુસલમાનો ! જે તમારામાંથી પોતાના દીનથી ફરી જશે, તો અલ્લાહને તેમની કોઈ પરવા નથી. અલ્લાહ તેમના પછી એવા લોકોને લાવશે, જેમનાથી તે પ્રેમ કરશે અને તેઓ તેનાથી પ્રેમ કરશે. તેઓ મોમિનો માટે નમ્ર, મૃદુ અને સહિષ્ણું હશે અને કાફિરો માટે સખત હશે. અલ્લાહના માર્ગમાં જિહાદ કરશે અને કોઈ નિંદા કરનારની પરવા નહીં કરે.''

આ તમામ વિગત અમે કેવળ યહૂદીઓના તત્કાલીન રાજકારણ અને તેમના સાથે મુનાફિકોના સંબંધોના સ્વરૂપને સમજાવવા માટે વર્ણવી છે કે تَحَاكُمْ إِلَى الطَّاغُوتِ ની સાચી કલ્પના આંખો સામે આવી શકે અને એ સ્પષ્ટ થઈ શકે કે આનાથી મુનાફિકોની સામે કયા લાભો હતા જે તેઓ મેળવવા માગતા હતા. પછી એ પણ ખબર પડી શકે કે કેવી રીતે આ એક જ વસ્તુ દીનની તમામ વાતોના સ્વીકાર અને કબૂલાતને ધ્વસ્ત કરવા અને બધી ઈબાદતો અને અમલને સૂકવી નાખનારી છે; ત્યાં સુધી કે કુર્આને ખૂબ જ સ્પષ્ટ શબ્દોમાં તેને દીનથી ફરી જવું ઠરાવ્યું છે અને એલાન કર્યું છે કે અલ્લાહને આવા નરમ, મનના રોગી અને આવા કાયર અને સ્વાર્થી લોકોની જરૂર નથી, જેઓ યહૂદીઓના હાથમાં કઠપૂતળીઓની જેમ નાચે. તેને તો કેવળ એવા લોકોથી પ્રેમ છે, જેઓ પોતાના ચરિત્રમાં પહાડની જેમ અટલ તથા પોતાના ઈરાદા અને નિર્ધારમાં લોખંડની જેમ મજબૂત હોય; જેઓ ઈસ્લામમાં સ્વાર્થ અને સમાધાન તથા તકવાદિતા અને ગરજના બૂતને

તોડીને દાખલ થયા હોય અને કોઈપણ પ્રકારના વિભાજન વિના પોતાનું સમગ્ર જીવન અલ્લાહના હવાલે કરી દે (ادخلوا فی اسلم کافۃ[1]). જે લોકો કેવળ લાભોની હદ સુધી અલ્લાહના પરસ્તાર રહેવા માગે છે, તેઓ પોતાના માટે જે દીન ચાહે, પસંદ કરી લે; અલ્લાહ અને તેના દીનને તેમની આવશ્યકતા નથી : وَمِنَ النَّاسِ مَنْ يَّعْبُدُ اللّٰهَ عَلٰى حَرْفٍ ۚ فَاِنْ اَصَابَهٗ خَيْرُ ۨاطْمَاَنَّ بِهٖ ۚ وَاِنْ اَصَابَتْهُ فِتْنَةُ ۨانْقَلَبَ عَلٰى وَجْهِهٖ[2]

સ્પષ્ટીકરણ અને સમજૂતી માટે સૂરઃ નૂરની આ આયતો પણ નજર સામે રાખો :

وَيَقُوْلُوْنَ اٰمَنَّا بِاللّٰهِ وَبِالرَّسُوْلِ وَاَطَعْنَا ثُمَّ يَتَوَلّٰى فَرِيْقٌ مِّنْهُمْ مِّنْۢ بَعْدِ ذٰلِكَ ۗ وَمَآ اُولٰٓئِكَ بِالْمُؤْمِنِيْنَ ۝ وَاِذَا دُعُوْٓا اِلَى اللّٰهِ وَرَسُوْلِهٖ لِيَحْكُمَ بَيْنَهُمْ اِذَا فَرِيْقٌ مِّنْهُمْ مُّعْرِضُوْنَ ۝ وَاِنْ يَّكُنْ لَّهُمُ الْحَقُّ يَاْتُوْٓا اِلَيْهِ مُذْعِنِيْنَ ۝ اَفِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ اَمِ ارْتَابُوْٓا اَمْ يَخَافُوْنَ اَنْ يَّحِيْفَ اللّٰهُ عَلَيْهِمْ وَرَسُوْلُهٗ ۭ بَلْ اُولٰٓئِكَ هُمُ الظّٰلِمُوْنَ ۝ اِنَّمَا كَانَ قَوْلَ الْمُؤْمِنِيْنَ اِذَا دُعُوْٓا اِلَى اللّٰهِ وَرَسُوْلِهٖ لِيَحْكُمَ بَيْنَهُمْ اَنْ يَّقُوْلُوْا سَمِعْنَا وَاَطَعْنَا ۭ وَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ۝ وَمَنْ يُّطِعِ اللّٰهَ وَرَسُوْلَهٗ وَيَخْشَ اللّٰهَ وَيَتَّقْهِ فَاُولٰٓئِكَ هُمُ الْفَاۗىِٕزُوْنَ ۝ وَاَقْسَمُوْا بِاللّٰهِ جَهْدَ اَيْمَانِهِمْ لَىِٕنْ اَمَرْتَهُمْ لَيَخْرُجُنَّ ۭ قُلْ لَّا تُقْسِمُوْا ۚ طَاعَةٌ مَّعْرُوْفَةٌ ۭ اِنَّ اللّٰهَ خَبِيْرٌۢ بِمَا تَعْمَلُوْنَ ۝ قُلْ اَطِيْعُوا اللّٰهَ وَاَطِيْعُوا الرَّسُوْلَ ۚ فَاِنْ تَوَلَّوْا فَاِنَّمَا عَلَيْهِ مَا حُمِّلَ وَعَلَيْكُمْ مَّا حُمِّلْتُمْ ۭ وَاِنْ تُطِيْعُوْهُ تَهْتَدُوْا ۭ وَمَا عَلَى الرَّسُوْلِ اِلَّا الْبَلٰغُ الْمُبِيْنُ ۝ وَعَدَ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا مِنْكُمْ وَعَمِلُوا الصّٰلِحٰتِ لَيَسْتَخْلِفَنَّهُمْ فِي الْاَرْضِ كَمَا اسْتَخْلَفَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۠ وَلَيُمَكِّنَنَّ لَهُمْ دِيْنَهُمُ الَّذِي ارْتَضٰى لَهُمْ وَلَيُبَدِّلَنَّهُمْ مِّنْۢ بَعْدِ خَوْفِهِمْ اَمْنًا ۭ يَعْبُدُوْنَنِيْ لَا يُشْرِكُوْنَ بِيْ شَـيْـــًٔا ۭ وَمَنْ كَفَرَ بَعْدَ ذٰلِكَ فَاُولٰٓئِكَ هُمُ الْفٰسِقُوْنَ ۝

"અને તેઓ કહે છે કે અમે અલ્લાહ પર ઈમાન લાવ્યા અને રસૂલ પર, અને અમે આજ્ઞાપાલન કર્યું. પછી એક પક્ષકાર આ વચન પછી ફરી જાય છે અને આ લોકો મોમિન નથી અને જ્યારે અલ્લાહ અને તેના રસૂલની તરફ બોલાવવામાં આવે છે, જેથી તેમના વચ્ચેના મામલાઓનો

૧. દીનમાં પૂરેપૂરા દાખલ થઈ જાઓ. (સૂરઃ બકરહ, આ. ૨૦૮)
૨. અને લોકોમાં અમુક એવા છે, જેઓ અલ્લાહની બંદગી કિનારે ઊભા રહીને કરે છે. જો તેમને ભલાઈ પહોંચે છે તો સંતુષ્ટ રહે છે અને જો કોઈ અજમાયશ આવે છે તો ઊલટા પાછા ફરી જાય છે. (સૂરઃ હજ્જ, આ. ૧૧)

ફેંસલો કરી લે, તો તેમનામાંથી એક પક્ષકાર તરત જ મોઢું ફેરવી લે છે અને જો હક્ક તેમને મળવાનો હોય તો ખૂબ અભિરુચિ અને શોખથી આવે છે. તેમના હૃદયોમાં રોગ છે અથવા તેઓ શંકામાં પડેલા છે અથવા ડરે છે કે અલ્લાહ અને તેનો રસૂલ તેમના મામલામાં અન્યાય કરશે; બલ્કે આ જ લોકો પોતાના પર અત્યાચાર કરનારા છે. ઈમાનવાળાઓનું વચન તો, જ્યારે અલ્લાહ અને તેના રસૂલ તરફ બોલાવવામાં આવે છે તો એ હોય છે કે અમે સાંભળ્યું અને માની લીધું, અને આ જ લોકો સફળતા પ્રાપ્ત કરવાવાળા છે, અને જો અલ્લાહ અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરે અને અલ્લાહથી ડરતા રહે અને બચે તો એ જ લોકો સફળ છે; અને અલ્લાહની પાકી સોગંદો ખાય છે કે જો તમે તેમને જિહાદનો હુકમ કરો તો તેઓ જરૂર નીકળશે. કહી દો, સોગંદો ન ખાવ અને નિયમ મુજબ આજ્ઞાપાલન અપેક્ષિત છે, અલ્લાહ તમારા દરેક કાર્યની ખબર રાખનારો છે. કહી દો, અલ્લાહ અને રસૂલનું આજ્ઞાપાલન કરો. બસ, જો તેઓ ઉપેક્ષા કરે તો તેના પર (પયગંબર પર) તેની (વાત પહોંચાડી દેવાની) જવાબદારી છે અને તમારા પર તમારી જવાબદારી છે (અર્થાત્ ઈમાન અને આજ્ઞાપાલનની); અને જો તમે આજ્ઞાપાલન કરશો તો માર્ગ પામશો અને રસૂલ પર કેવળ સ્પષ્ટપણે પહોંચાડી દેવાની જવાબદારી છે. તમારામાંથી જે લોકો ઈમાન લાવ્યા અને ભલા કાર્યો કર્યા, તેમનાથી અલ્લાહનું વચન છે કે તેમને જમીનમાં ખલીફા બનાવશે, જે રીતે તેમના પુરોગામીઓને ખલીફા બનાવ્યા હતા અને તેમના માટે જે પસંદ કરેલ છે તેને મજબૂત કરશે અને તેમની ભયની હાલતને શાંતિથી બદલી નાખશે; તેઓ મારી બંદગી કરશે અને કોઈને મારો ભાગીદાર નહીં બનાવે અને જે આના પછી કુફ્ર કરશે તો એ જ લોકો ફાસિક (અવજ્ઞાકારી) ઠરશે.''

જે લોકોએ ઈમાનનો મતલબ માત્ર કેટલીક વસ્તુઓ પર સૈદ્ધાંતિક ઈમાન સમજી લીધો છે, તેમણે આ આયત પર ચિંતન-મનન કરવું જોઈએ. મુનાફિકો તે બધી વસ્તુઓ ઈમાન રાખવાનો દાવો કરતા હતા, પરંતુ કુર્આને તેમની સંમતિ અને કબૂલાતનો સ્વીકાર ન કર્યો, બલ્કે ચોખ્ખા શબ્દોમાં ફરમાવ્યું કે આ લોકો મોમિન નથી. એ ઈમાન અને ઈસ્લામ જ કેવો કે, પોતાના કેટલાક મામલાઓમાં અલ્લાહ અને રસૂલની સત્તાનો સ્વીકાર નથી કરતા ! જ્યારે પોતાને ફાયદો થાય છે તો રસૂલની પાસે દોડતા આવતા આવે છે, પણ જ્યારે આશંકા હોય છે કે રસૂલના ફેંસલામાં તેમનું દુન્યવી નુકસાન છે તો

યહૂદીઓની અદાલતમાં પોતાનો મામલો લઈ જાય છે કે તેમની રુશ્વતખોરી અને આળપંપાળ અને છળકપટથી ફાયદો ઉઠાવી લે. તેમના હૃદયોમાં નિફાકનો રોગ છે. તેઓ ઈસ્લામના પ્રભુત્વ અંગે દ્વિધામાં છે. તેમને અલ્લાહ અને રસૂલના ન્યાય પર ભરોસો નથી. પછી સ્પષ્ટ શબ્દોમાં ફરમાવ્યું કે મોમિન કેવળ તે લોકો છે, જેઓ પોતાના તમામ મામલાઓ અલ્લાહ અને રસૂલની અદાલતમાં રજૂ કરે, અને અહીંથી જે ફેંસલો થાય તેને કોઈપણ પ્રકારના અણગમા અને સંકોચ વગર સ્વીકારી લે. છેલ્લી આયતના શબ્દો વિશેષ રૂપે ધ્યાન આપવા યોગ્ય છે. સાચા મુસલમાનોને ખુશખબર આપવામાં આવી છે કે મુનાફિકો ઈસ્લામના વર્ચસ્વ અંગે ભલે સંદેહ કરતા હોય, પણ અલ્લાહતઆલા તેમનાથી વિપરીત, ઈમાનવાળાઓને પ્રભુત્વ આપશે, સત્ય-દીનની બોલબાલા કરશે તેમજ યહૂદીઓ અને મુશ્રિકોના કારણે હાલ જે ભય અને આશંકાની સ્થિતિ છે, તેને શાંતિ અને સુખ-ચેનથી બદલી નાખશે, અને અમારા આ નિખાલસ બંદાઓ માત્ર અમારી જ બંદગી કરશે, કોઈને અમારા ભાગીદાર નહીં ઠરાવે. આ મુનાફિકો પર કટાક્ષ છે કે આ લોકો ગૈરુલ્લાહ (અલ્લાહ સિવાય)ની બંદગી કરે છે અને અલ્લાહનો ભાગીદાર ઠરાવે છે. સ્પષ્ટ છે કે આ કટાક્ષ કેવળ એટલા માટે છે કે તેઓ પોતાના મામલાઓ યહૂદીઓની અદાલતોમાં લઈ જતા હતા. જે લોકો ઈબાદતના અર્થમાં આજ્ઞાપાલનને સામેલ નથી સમજતા અને વિચારે છે કે જો નમાઝો પઢવામાં આવે છે અને રોઝાઓ રાખવામાં આવે છે, તો આજ્ઞાપાલન ચાહે કોઈપણ તાગૂતનું થઈ રહ્યું હોય, તેનાથી ખુદાની ઈબાદતમાં કોઈ ફરક નથી પડતો; તેમણે આ આયત પર વિચાર કરવો જોઈએ. જો ગૈરુલ્લાહના આજ્ઞાપાલનથી અલ્લાહની ઈબાદતમાં કોઈ ફરક નથી પડતો, તો છેવટે આ મુનાફિકોનો શું ગુનો હતો કે તેમને મુશ્રિક અને ગૈરુલ્લાહની બંદગી કરવાવાળા ઠેરવવામાં આવ્યા છે ?

આ પ્રશ્ન ખૂબ મહત્ત્વનો છે, અને કુર્આનથી બેદરકારીના કારણે લોકો આ વિશે એવી ગેરસમજોમાં ગ્રસ્ત થઈ ગયા છે , જે મૂળથી દીનનો પાયો જ ધ્વસ્ત કરી રહી છે, તેથી વધુ સ્પષ્ટતા માટે એક બીજી આયત અમે પ્રસ્તુત કરી રહ્યા છીએ. સૂરઃ નિસામાં ફરમાવ્યું છે :

وَمَنْ يُّشَاقِقِ الرَّسُوْلَ مِنْۢ بَعْدِ مَا تَبَيَّنَ لَهُ الْهُدٰى وَيَتَّبِعْ غَيْرَ سَبِيْلِ الْمُؤْمِنِيْنَ
نُوَلِّهٖ مَا تَوَلّٰى وَنُصْلِهٖ جَهَنَّمَ ؕ وَسَآءَتْ مَصِيْرًا ۝ اِنَّ اللّٰهَ لَا يَغْفِرُ اَنْ يُّشْرَكَ بِهٖ وَيَغْفِرُ
مَا دُوْنَ ذٰلِكَ لِمَنْ يَّشَآءُ ؕ وَمَنْ يُّشْرِكْ بِاللّٰهِ فَقَدْ ضَلَّ ضَلٰلًاۢ بَعِيْدًا ۝

''અને જે વ્યક્તિ રસૂલનો વિરોધ કરે, તે પછી કે તેના પર અલ્લાહનું માર્ગદર્શન સ્પષ્ટ થઈ ગયું છે અને મુસલમાનોના માર્ગ સિવાય બીજા કોઈ માગનું અનુસરણ કરે,

તો અમે તેને એ જ વસ્તુ તરફ ફેરવી દઈશું જેના તરફ તેણે ધ્યાન આપ્યું અને તેને જહન્નમમાં દાખલ કરીશું જે ખૂબ જ ખરાબ ઠેકાણું છે. નિઃશંક, અલ્લાહ માફ નથી કરતો એ વાતને કે તેનો કોઈ ભાગીદાર ઠરાવવામાં આવે, અને જે કંઈ તેના સિવાય છે, તેને જેના માટે ઇચ્છશે માફ કરી દેશે, અને જે અલ્લાહનો ભાગીદાર બનાવશે તે ખૂબ દૂર ભટકી ગયો." (આ. ૧૧૫-૧૧૬)

આ આયતથી એ વાત સ્પષ્ટ થાય છે કે રસૂલે બતાવેલ રીતનો વિરોધ કરવો અને મોમિનોના માર્ગ છોડીને બીજો માર્ગ અપનાવવો શિર્ક છે, અને તેની સજા જહન્નમ છે અને જહન્નમ સૌથી ખરાબ ઠેકાણું છે. એક બાબત પર એ પાસાથી તો ચર્ચા થઈ શકે છે કે આ અલ્લાહ અને રસૂલથી સાબિત છે કે નહીં ? પરંતુ જો આનું અલ્લાહ અને રસૂલની વાત હોવી નક્કી છે, તો તેના પર ગુસપુસ કરવી, તેને ડહાપણ અને વિવેકથી વિરુદ્ધ ઠરાવવું અને તેને આજના યુગના ચલણથી વિપરીત સમજવું અને તેને છોડીને પોતાના મનથી કે બીજાઓના અનુકરણમાં કોઈ બીજો રસ્તો અપનાવી લેવો શિર્ક છે, અને અલ્લાહ શિર્કને માફ નહીં કરે.

إِنَّ اللَّهَ لَا يَغْفِرُ (ઉપર) વાળી આયત એક જ સૂરઃમાં બે વખત આવી છે. એક જગ્યાએ એહલે કિતાબના શિર્કના વર્ણનમાં છે, જેનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે અને બીજી જગ્યા મુનાફિકોના શિર્કના વર્ણનના સંદર્ભમાં છે. એક દૃષ્ટિવાન વ્યક્તિ જો આ બંને જગ્યાઓ પર વિચાર કરે તો તેને ખૂબ સરળતાથી તેમાં સમાન વાત મળી જશે. એહલે કિતાબના સંદર્ભમાં જ્યાં આ આયત આવી છે, ત્યાં તેમના ત્રણ પ્રકારના શિર્કનું વર્ણન કરવામાં આવ્યું છે. એક એ કે તેઓ અલ્લાહની સૂચના ઉપર પોતાની કોમની સૂચનાને પ્રાથમિકતા આપે છે, બીજું એ કે તેઓ અલ્લાહના ગ્રંથ ઉપર જિબ્ત અને તાગૂતના અનુસરણને પ્રાથમિકતા આપે છે, અને ત્રીજું એ કે ઈમાનવાળાઓની રીત ઉપર મક્કાવાસી (કુરૈશીઓ)ની રીતને પ્રાથમિકતા આપે છે. અહીં આ આયતથી ઉપરની આયતમાં એ પ્રસ્તાવના છે કે - لَا خَيْرَ فِي كَثِيرٍ مِنْ نَجْوَاهُمْ إِلَّا مَنْ أَمَرَ بِصَدَقَةٍ أَوْ مَعْرُوفٍ أَوْ إِصْلَاحٍ بَيْنَ النَّاسِ અર્થાત્, આ મુનાફિકો પયગંબર વિશે, આપના આદેશો અને આપની શિક્ષાઓ વિરુદ્ધ જે ગુસપુસ કરે છે તેમાં કોઈ ભલાઈ નથી. ભલાઈ કેવળ એ વાતચીતમાં છે, જે સદકા (દાન)ને પ્રોત્સાહન આપવા, ભલાઈના હુકમ અને લોકોની સુધારણા માટે હોય; બાકી તો જે લોકો અલ્લાહ અને તેના રસૂલના હુકમ ઉપર પોતાના મત અને અભિપ્રાયને પ્રાથમિકતા આપે છે, તો તેઓ પોતાની ખુદાઈના દાવેદાર છે અને જો કોઈ બીજાના મત અને રીતને પ્રાથમિકતા આપે છે તો તેમને ઉપાસ્ય ઠેરવે છે અને આ બંને રીતે તેઓ મુશ્રિક (અનેકેશ્વરવાદી) છે, એકેશ્વરવાદી નથી હોઈ શકતા.

# અગાઉના પ્રકરણોનો સાર

આ તમામ લાંબી ચર્ચાઓ અને વિસ્તૃત વર્ણનનો હેતુ એ દર્શાવવાનો હતો કે 'લા-ઈલાહ'નો ઈન્કાર અને 'ઈલ્લલ્લાહ'નો સ્વીકાર મૌખિક રીતે અદા કરવું તો ખૂબ સહજ, સરળ અને સંક્ષિપ્ત છે; પરંતુ તેના તકાદાઓ અને અનિવાર્યતાઓનું પ્રાગટ્ય જ્યારે અમલી જિંદગીમાં થાય છે, તો માનવીના જીવનનું કોઈ પાસું તેના વર્તુળની બહાર રહેતું નથી.

આ વાસ્તવિકતા અગાઉના પ્રકરણોમાં એક ક્રમબદ્ધ વિષયની સાથે સ્પષ્ટ થઈ ગઈ છે. મક્કાવાસીઓ ખુદાની હસ્તી તથા તેના તમામ મૂળભૂત ગુણો અને લક્ષણોથી પરિચિત હતા, પરંતુ કુર્આને તેમની આ કબૂલાતને કોઈ મહત્ત્વ ન આપ્યું. એહલે કિતાબે (યહૂદીઓ અને ઈસાઈઓએ)તેમનાથી ખૂબ આગળ વધીને, ન માત્ર તૌહીદનો, બલ્કે તેના ગ્રંથોનો, તેના ફરિશ્તાઓનો અને તેના રસૂલોનો પણ સ્વીકાર કર્યો; પરંતુ કુર્આનની તુલામાં તેમનો આ સ્વીકાર પણ તદ્દન બેવજન સાબિત થયો. સૌથી અંતમાં, મુનાફિકો આવ્યા, અને તેમણે વિચાર્યું કે તૌહીદના તકાદાઓ અને અનિવાર્યતાઓમાંથી કોઈ વાત એવી રહી ગઈ નથી, જે તેમણે પૂરી ન કરી દીધી હોય અને શિર્કની ગંદકીઓનો કોઈ ધબ્બો એવો રહી ગયો નથી, જેને તેમણે ધોઈ ન નાખ્યો હોય; પરંતુ કુર્આને તેના અંદરથી પણ દોષ અને ત્રુટિ કાઢીને તેમના સામે મૂકી દીધી, અને દરેક જૂથને સચેત કરી દીધા કે તમારામાંથી કોઈપણ ખુદાનો નિખાલસ અને નિષ્ઠાવાન એકેશ્વરવાદી નથી. દરેકે પોતાની બંદગીમાં બીજાઓને ભાગીદાર બનાવી રાખ્યા છે અને અલ્લાહની નજરમાં તે બંદગીનું કોઈ મૂલ્ય નથી, જેમાં શિર્કની ભેળસેળ હોય.

હવે ત્રણેય જૂથોની ચાર્જશીટ પર એક નજર નાખો :

- બની ઈસ્માઈલને કહેવામાં આવ્યું :

તમે ફરિશ્તાઓને બંદા અને દાસથી પર સમજો છો. તેમને ખુદાની પુત્રીઓ ઠેરવો છો. તેમની પૂજા કરો છો. આ પૂજાને ખુદાની નિકટતાનું માધ્યમ સમજો છો. ધનદોલત અને સંતાનો તથા દુનિયાની ખુશહાલી અને સૂમદ્ધિને તેમની બરકતનું પરિણામ

ઠેરવો છો. ખુદાના ત્યાં તેમની ભલામણને મુક્તિનું કારણ સમજો છો. તેમને ખુદાની જેમ પ્રેમ કરો છો. તેમને પરોક્ષ અને અદશ્યના જ્ઞાતા માનો છો.

એ જ રીતે જિન્નાતને ખુદાની બરાબર સમજો છો. તેમને ખુદાઈ (ઈશ્વરત્વ)ના અર્થમાં નફા-નુકસાનના અધિકારી સમજો છો. તેમની પ્રસન્નતા માટે પોતાના સંતાનોની હત્યા કરો છો. તેમની પહોંચ ફરીશ્તાઓ સુધી માનો છો. તેમને પરોક્ષ જ્ઞાનનું માધ્યમ માનો છો. તેમની બંદગી કરો છો. તેમનાથી દિવ્યાનુભૂતિ અને કુદરતી પ્રેરણા પ્રાપ્ત કરવા માટે ધ્યાન ધરો છો. તારાઓને અને નક્ષત્રોને સૃષ્ટિના પ્રબંધમાં પોતાની રીતે કારગર માનો છો. વરસાદને નક્ષત્રોની કૃપા સમજો છો. પોતાની તમામ વ્યવસાયિક દોડધામને શિઅરા (એક દેવી)ની બરકત સમજો છો.

તમે પોતાના ઉપાસ્યોની એક સભા બનાવી છે. તેમાં ખુદાની હેસિયત બસ એક મહાદેવની છે, જેનો સંબંધ કેવળ તેની રાજધાની આકાશથી છે. જમીનમાં તેના રાજયનો એક દૂર-સુદૂરનો એક ભાગ છે, જેની વ્યવસ્થા તે પોતાના અધિકારીઓને સુપ્રત કરીને સ્વયં તેનાથી દૂર થઈ ગયો છે. તમે આ ઉપાસ્યોની ઇબાદત કરો છો. તમે તેમના માટે મંદિરો અને સ્થાનકો બનાવ્યા છે. તમે તેની હજ્જ-યાત્રા માટે સફર કરો છો. તેમના માટે કુરબાનીઓ કરો છો. માનતાઓ માનો છો અને નૈવેધ ચઢાવો છો. તેમના નામ પર પશુઓ છોડો છો. તેમના અનુસંધાનમાં ઘણીબધી વસ્તુઓ હલાલ-હરામ કરી લો છો. તેમની હજૂરમાં હાજરી આપીને શુકનના તીરોથી તેમની મરજી જાણો છો. તેમના નામની સોગંદો ખાવ છો.

તમે પોતાના બુઝુર્ગો (મહાપુરુષો)ની કબરો અને તેમના અવશેષોને ઉપાસનાગૃહ બનાવી લીધા છે. તમે તેમને ભલામણ માટે મધ્યસ્થિ અને તેમની ઇબાદતને ખુદાની નિકટતા પ્રાપ્ત કરવાનું માધ્યમ સમજો છો. તેમની પ્રથાઓ અને રસમોને દીન અને શરીઅત ઠેરવો છો.

તદુપરાંત, તમે સ્વયં પણ ઇલાહ (ઉપાસ્ય) બની બેઠા છો. તમે અલ્લાહના માર્ગદર્શનની જગ્યાએ પોતાના નફ્સ (મન)ની ઇચ્છાઓ કે બીજાઓના કાનૂનનું અનુપાલન કરો છો. તમે બાપદાદાઓની પ્રથાઓ અને રીતરસમોને શરીઅત બનાવી રાખી છે અને એ રીતે સમાજ અને પરિવાર અને બિરાદરીને ઇલાહ બનાવી બેસો છો. પોતાના મનથી કાનૂન અને શરીઅત બનાવો છો. તમારા પિતા ઇબ્રાહીમ અને ઇસ્માઈલ અલૈ. દ્વારા અલ્લાહતઆલાએ જે દીન તમને આપ્યો હતો, તેમાં પોતાની બિદઅતો (નવી વાતો) ભેળવી દીધી છે. તમે પોતે કાનૂન અને શરીઅત બનાવનાર બની ગયા છો. તમે અલ્લાહે પ્રદાન કરેલ કૃપાઓને અંગત વિશેષાધિકારની ઉપજ અને પોતાના

જ્ઞાન અને હુન્નરનું પરિણામ સમજો છો. તમને પોતાની શ્રેષ્ઠતાનું ઘમંડ છે. તમને ઈબ્રાહીમ અલૈ.ની ઓલાદ હોવાનું અભિમાન છે. તમે સમજો છો કે તમારું દરેક કામ શરીઅતથી પ્રમાણિત ન હોય તો પણ અલ્લાહનું કામ છે. આ તમામ વાતો શિર્ક છે. ખુદાપરસ્તી (ઈશનિષ્ઠા)ના દાવાની સાથે આ વાતોનો કોઈ મેળ નથી.

● એહલે કિતાબને કુર્આને કહ્યું :

તમારો તૌહીદ અને ખુદાપરસ્તીનો દાવો ખોટો છે. તમે પોતાના આલિમો (ધાર્મિક વિદ્વાનો) અને સંન્યાસીઓને કાનૂન-ઘડતર અને શરીઅતમાં ફેરફાર અને સુધારા-વધારાનો અધિકાર આપો છો. તેઓ જે કંઈ ફરમાવી દે, તે તમારા માટે સર્વસત્તાધીશના આદેશો છે. તેઓ જમીન પર જે કંઈ બાંધે તે આકાશ પર બાંધવામાં આવે છે અને જમીન પર જે કંઈ ખોલે તે આકાશમાં ખોલવામાં આવે છે. તમે કિતાબ (ઈશગ્રંથ) અને પયગંબરની રીતમાં ઈજ્તિહાદ[૧]ની જગ્યા કાહિનો (જ્યોતિષીઓ)ના કથનોને આપી દીધી છે. યહૂદીઓ ઉઝૈરને ખુદાનો પુત્ર કહે છે. ઈસાઈઓ મસીહને ખુદાનો પુત્ર કહે છે. તેમને ખુદાનો અવતાર ઠેરવે છે. ઉલૂહિયત (ઈશ્વરત્વ, સ્વામીત્વ)ને ત્રણ ભાગોમાં વહેંચી નાખે છે અને ખુદાને ત્રણમાંનો ત્રીજો ગણે છે.

તદુપરાંત, તમે પોતાની શ્રેષ્ઠતાના દાવેદાર છો. તમને ઈબ્રાહીમ અલૈ.ના વંશ હોવાનો ઘમંડ છે. તમે આ નિસબતને ખુદાના સામીપ્ય અને તેના પ્રિય હોવા માટે પૂરતી માનો છો, અને ખુદાના આજ્ઞાપાલનથી નીકળીને તાગૂત બની જાઓ છો. તમે અલ્લાહના ગ્રંથના વાહક હોવા છતાં જબ્બારાની બંદગી અપનાવી અને તાગૂતી વ્યવસ્થા, કાં તો પોતે કાયમ કરી અથવા અત્યાચારીઓએ કાયમ કરેલ તાગૂતી વ્યવસ્થાને કબૂલ કરી. તમે પોતાને પવિત્ર અને ચૂંટેલા સમજો છો અને સમજો છો કે જે કંઈ તમારાથી થઈ જાય તે બધું પવિત્ર અને શુદ્ધ તથા અલ્લાહ અને દીનનું કામ બની જાય છે; તેનું ખુદાના આદેશો અનુસાર હોવું આવશ્યક નથી. તમે અલ્લાહના પયગંબરોમાં ભેદભાવ કરી રાખ્યો છે. એક જૂથને માનો છો અને બીજા સમૂહનો ઈન્કાર કરો છો. અલ્લાહના માર્ગદર્શનની જગ્યાએ પોતાના માર્ગદર્શન, પોતાની રીત, પોતાના પયગંબરો અને પોતાની કોમને માર્ગદર્શનનું કેન્દ્ર ઠેરવો છો. દાવો એ કરો છો કે તમારા માટે હંમેશ માટે જહન્નમ નથી. ગમે તે કરો, થોડીઘણી સજા ભોગવીને અલ્લાહની નિકટતાના સ્થાન પર બિરાજમાન થઈ જશો. તમે જાદુટોણાં, તાવીજ-દોરા અને માદળિયાં, જંતર-મંતર, શુકન-અપશુકન અને જ્યોતિષ અને કાલ્ડિયન પ્રેતવિદ્યાઓ પર ઈમાન રાખો છો. તમે એ નેતાઓ અને જ્યોતિષીઓ પર ઈમાન રાખો છો, જેમની વાતો અલ્લાહના

૧. મૂળ ધાર્મિક સ્રોતમાં આદેશ સ્પષ્ટ ન હોય તો બુદ્ધિ અને વિવેકશીલતાથી મૂળ ધાર્મિકતા સચવાય કે જળવાઈ રહે તેવો ઉચિત માર્ગ કાઢવો.

માર્ગદર્શનથી જુદી છે અને જેઓ શૈતાનના અનુયાયી અને સ્વયં તાગૂત છે. તમે શિર્કના મદદગાર છો અને મુશ્રિકોની રીતને ઈમાનવાળાઓની રીત ઉપર પ્રાથમિકતા આપો છો. આ તમામ વાતો તૌહીદ અને નિષ્ઠાથી વિપરીત છે.

● મુનાફિકોને કુર્આને કહ્યું :

તમારો તૌહીદનો દાવો પણ ખોટો છે. તમે تَحَاكُمْ إِلَى الطَّاغُوْتِ ના અપરાધી છો. તમે પોતાના મામલાઓ તેમની અદાલતોમાં લઈ જાઓ છો, જેઓ અલ્લાહ અને તેના રસૂલના માર્ગદર્શનથી વિરુદ્ધ છે. તમે રસૂલને કાં તો સૈદ્ધાંતિક રૂપે અનુસરણને લાયક નથી માનતા અથવા વ્યવહારૂ રૂપે અથવા બંને રીતે; જો કે અલ્લાહના આજ્ઞાપાલન વગર રસૂલનું આજ્ઞાપાલન સંભવ નથી અને અલ્લાહની ઈબાદતનો દાવો તેના અનુસરણ વિના જૂઠો છે. તૌહીદની અનિવાર્ય શરત એ છે કે પોતાની જાતને સંપૂર્ણપણે રસૂલના હવાલે કરી દો. તેનું પૂરેપૂરું આજ્ઞાપાલન કરો. પોતાના બધા મામલાઓમાં તેના સમક્ષ જ રજૂ કરો અને તેના ફેંસલાઓને કોઈપણ પ્રકારના અણગમા અને સંકોચ વગર માનો. તમે અલ્લાહ અને તેના રસૂલની શિક્ષાઓની આલોચના કરો છો અથવા પોતાના હૃદયોમાં તેના પર વાંધાઓ છુપાવી રાખો છો, અને તેના વિશે શંકા-કુશંકા અને દ્વિધા રાખો છો. અલ્લાહ અને રસૂલે ઈમાનવાળાઓ માટે જે રીત નક્કી કરી છે, તેનાથી ફરી જાઓ છો. રસૂલનું આજ્ઞાપાલન કેવળ પોતાના દુન્યવી લાભો માટે જ કરવા માગો છો. તમે પોતાના દુન્યવી સ્વાર્થ અને પોતાની અંગત અભિરુચિઓ અને પોતાના લોહીના સંબંધો અને મૈત્રીના સંબંધોને અલ્લાહ અને રસૂલ અને તેના દીનથી વધારે પ્રિય રાખો છો. આ તમામ વાતો શિર્ક છે અને અલ્લાહતઆલા શિર્કને કદાપિ માફ નહીં કરે.



# વર્તમાન જગતનું વિહંગાવલોકન

હવે આપણા પાસે એ પ્રકાશ છે, જેને લઈને જગતના નિરીક્ષણ માટે નીકળી શકીએ છીએ અને જોઈ શકીએ છીએ કે જગતની વર્તમાન કોમો, વિશેષતઃ 'સુસભ્ય' કોમોની શિર્ક અને મૂર્તિપૂજાના સંદર્ભમાં શું હાલત છે? જો કે આ પુસ્તકના દરેક પ્રકરણમાં હેતુપૂર્ણ સંક્ષેપનો લિહાજ છે, તેથી અમે સૌપ્રથમ તો કેવળ ઉપરછલ્લા ઈશારાઓને જ પર્યાપ્ત માનીશું; બીજું એ કે પ્રત્યેક ધર્મના અનુયાયીઓની માત્ર વર્તમાન સ્થિતિને સામે રાખીશું, તેનાથી ધર્મોની અસલ હકીકતની ચર્ચા નહીં કરીએ; ત્રીજું એ કે કેવળ એ કોમોની ચર્ચા કરીશું જે સાંસ્કૃતિક હેસિયતે થોડુંઘણું પણ મહત્ત્વ ધરાવે છે, નહિં તો આ વૃત્તાંત એટલું લાંબુ થઈ જશે કે તેને સમેટવું મુશ્કેલ બની જશે.

ચર્ચાની સરળતા માટે આપણે પહેલા પૂર્વના દૂરવર્તી પ્રદેશોની કોમો અને બૌદ્ધ ધર્મના અનુયાયીઓની સમીક્ષા કરીશું, પછી ભારતને જોઈશું, તે પછી એક તરફ પશ્ચિમી યુરોપ અને અમેરિકાનું અને બીજી તરફ રશિયાનું વિશ્લેષણ કરીશું; જેથી અંદાજ આવી શકે કે આધુનિક સભ્યતાના આ પરદાઓમાં શિર્કના કેવાં ઘૃણાસ્પદ અને વિકૃત સ્વરૂપો છુપાયેલ છે તથા જ્ઞાન અને સંશોધનના દાવેદારોના એ દાવા છતાં કે હવે શિર્ક દુનિયામાંથી લુપ્ત થઈ ગયું છે, તે કેવી આશ્ચર્યજનક વ્યાપકતા અને પ્રભાવની સાથે સમગ્ર ધરતી પર છવાઈ ગયું છે.

## પૂર્વના દૂરવર્તી પ્રદેશો

પૂર્વના દૂરવર્તી પ્રદેશોની કોમોનો મોટો ભાગ સામાન્ય રીતે ચાર ધર્મોનો અનુયાયી છે : શિન્ટો ધર્મ (Shintoism), તાઓ ધર્મ (Taoism), કન્ફ્યુશિયસ ધર્મ અને બૌદ્ધ ધર્મ.

જાપાનનો મૂળ ધર્મ શિન્ટો ધર્મ છે. આમ તો જાપાનને પાંચસો ધર્મોની ધરતી કહેવામાં આવે છે, પણ તેનો સૌથી પ્રાચીન અને અત્યંત આધુનિક ધર્મ શિન્ટો ધર્મ છે. છઠ્ઠી સદીના અંતમાં, કોરિયાના માર્ગે બૌદ્ધ ધર્મ પણ ત્યાં દાખલ થઈ ગયો હતો અને

નવમી સદીમાં તે શિન્ટો ધર્મને આખેઆખો ગળી ગયો હતો, પરંતુ સત્તરમી સદીમાં જાપાનમાં રાષ્ટ્રવાદનું જબરજસ્ત આંદોલન ઉભર્યું, તેણે દેશના આ પ્રાચીન ધર્મને ફરીથી જીવંત કરી દીધો અને ત્યારબાદ હવે આ જ જાપાનનો સરકારી અને રાષ્ટ્રીય ધર્મ છે.

આ ધર્મનો ખાસ સિદ્ધાંત પ્રકૃતિ અને પૂર્વજોની પૂજા છે. તેમાં આશરે એંશી (૮૦) લાખ દેવી-દેવતાઓ છે, પરંતુ તેમાં સૌથી વિશેષ સૂર્યની દેવી (Amaterasu-Omikami) છે, જેનો પૌત્ર (Jimmu Tenno) જાપાનીઓના ખ્યાલ મુજબ જાપાનનો પ્રથમ શાસક હતો. તેનાથી જ જાપાનનું રાજસિંહાસન ક્રમશઃ એક પછી બીજાને મળતું ગયું અને આજે તે મિકાડો (Mikado)ને મળ્યું છે. આ જ સૂર્યની દેવીના વંશજો એક હજાર વર્ષથી જાપાન પર રાજ કરી રહ્યા છે. જો કે આ ધર્મમાં સમુદ્રની દેવી, નદીઓની દેવી, પહાડોની દેવી, અગ્નિની દેવી; ટૂંકમાં અહીં અનેક દેવીઓને માનવામાં આવે છે અને કોમના બહાદૂર સૈનિકો અને શાહી પરિવારના વફાદાર સેવકોની પણ પૂજા કરવામાં આવે છે. પરંતુ શિન્ટો ધર્મનો મૂળ સિદ્ધાંત શાહી પરિવારની સૌથી પહેલી બુઝર્ગ દેવી અને તેના રિશ્તેદારો અને તેના સંતાનોની પૂજા કરવાનો છે.

ચીનનો મોટો ભાગ તાઓ ધર્મ, કન્ફ્યુશિયસ ધર્મ અને બૌદ્ધ ધર્મનો અનુયાયી છે. પ્રાચીન કાળથી પૂર્વજો, ભૂતપ્રેત અને શૈતાનો, દેવીઓ અને દેવતાઓની પૂજા આ ધર્મોની મૂળ ખાસિયત રહી છે. પ્રથમોલ્લેખિત બંને ધર્મો પૂર્વજોની પૂજા અને પ્રકૃતિની પૂજાના સિદ્ધાંતમાં માનતા હતા. બૌદ્ધ ધર્મ, જો કે મૂળભૂત રીતે પૂર્વજોની પૂજાનો હિમાયતી નથી, પણ ચીનમાં પહોંચીને ત્યાંના પ્રાચીન ધર્મએ તેને પણ પોતાના રંગમાં રંગી લીધો અને હવે આ ત્રણેય ધર્મો ચીનમાં પૂર્વજોની ઉપાસના, પ્રકૃતિની પૂજા અને શૈતાનોની બંદગીના ધર્મો છે. જાદૂ, જંતર-મંતર, તાવીજ અને દોરા અને માદળિયાં, શુકન-અપશુકન વગેરે તેમની સમાન લાક્ષણિકતાઓ છે; અને તેમના અનુયાયીઓની અંધશ્રદ્ધા અને વહેમો અને નિરર્થક વાતોની દાસ્તાનો એટલી લાંબી છે કે વાચક વાંચી-વાંચીને થાકી જાય છે.

તાઓ ધર્મનો સ્થાપક લાઓત્ઝુ (Lao-tzu) છે. તેની મૂળ ફિલસૂફી નૈષ્કર્મ્ય કે નિષ્કર્મણ્યતા (Non-doing)ની છે. તેનો ધાર્મિક ગ્રંથ મોરોક્કન બાઈબલથી અડધી સાઈઝનો હશે. પરંતુ આ ધર્મના અનુયાયીઓએ પાછળથી તેના અંદર અંધશ્રદ્ધાઓનો જે ઉમેરો કર્યો છે, તેની વિગત દળદાર ખંડોમાં પણ સમાવી શકાતી નથી. તાઓ ફકીરો ઈસ્વી સન પૂર્વે એકસોથી પૂર્વી સમુદ્રોમાં પરીઓના એક એવા ટાપુની શોધમાં સક્રિય છે, જ્યાં શાશ્વત જીવન આપતું જન્નતી વૃક્ષ છે. તેમણે આખા આકાશને દેવીઓ અને દેવતાઓથી અને સમગ્ર ધરતીને જાદુગરો અને નજરબંદી કરનારાઓથી ભરી દીધી છે. તેમની માન્યતા એ છે કે માનવી જો પોતાની ભાવનાઓના નકાર અને અનંત જીવનનું

રહસ્ય પામી જાય તો આકાશી દેવતાઓના સમૂહમાં સામેલ થઈ જાય છે. તેમની આકાશી દેવીઓમાં 'આકાશની રાણી' કે 'પવિત્ર માતા'નો સૌથી વધારે મહિમા અને મહત્ત્વ છે. આ જ સમુદ્રની દેવી તથા મોજાઓ અને તોફાનોની રાણી છે. દરેક ચીની દરિયાખેડુ, દરેક માછીમાર, દરેક જહાજચાલક અને દરેક સમુદ્રી પ્રવાસીની આ સંરક્ષક છે. જ્યારે સમુદ્રમાં કોઈ મુસીબત આવે છે તો તેની મદદ માગવામાં આવે છે અને તે તરત જ આકાશોમાં પ્રગટ થઈને મોટા-મોટા તોફાનોને પોતાની તલવારથી દૂર કરી દે છે.

સમુદ્રના અંધકારમાં ગૂમ થઈ ગયેલ જહાજચાલકોના રાહદર્શન માટે તે લાલ રંગનું ફાનસ લઈને પ્રગટ થાય છે.

કન્ફ્યુશિયસ ધર્મનો સ્થાપક કન્ફ્યુશિયસ છે. ચીનનો મૂળ ધર્મ પૂર્વજોની ઉપાસના છે અને કન્ફ્યુશિયસ ધર્મની હકીકત આનાથી વધારે કંઈ નથી કે તે પૂર્વજોની ઉપાસના માટે એક પ્રમાણિત કબૂલાતનામું છે. પૂર્વજોની પૂજા એ ચીની પ્રાચીન કથાઓની કરોડરજ્જુ છે. તેમના ત્યાં સૌથી વધારે મહિમા અને મહત્ત્વ મૃતાત્માઓને પ્રાપ્ત છે. ચીનની ખરી ખુદાઈ તેમના હાથમાં જ છે. આમ તો ચીનાઓ પોતાના બધા જ દેવતાઓને કુરબાનીઓ અને નૈવેધ ચડાવે છે, પણ સૌથી વધારે હૃદયપૂર્વક તેઓ પોતાના બાપદાદાઓની ઈબાદત કરે છે.

ચીની આસ્થા મુજબ મૃતાત્માઓ જમીન પર બાકી રહે છે અને તેમની માન્યતા એ છે કે જો તેમને ખવડાવવા-પીવડાવવામાં ન આવે, તેમને રાજી રાખવામાં ન આવે અને તેમની પૂજા કરવામાં ન આવે તો તેઓ નારાજ થઈ જાય છે અને તેમની નારાજગી ઘણીબધી આફતો નોંતરે છે. તેમની આસ્થાનુસાર જે વ્યક્તિની આત્માનો તેમના સંતાનો તરફથી આદરમાન અને પૂજા કરવામાં નથી આવતી, તે આત્મા એક અનંત કઠણાઈમાં સપડાઈ જાય છે.

ચીનમાં માણસની વ્યક્તિગત હેસિયત કંઈ જ નથી. દરેક માણસ પોતાના પૂર્વજોના એ લાંબા સિલસિલાની સાથે સંલગ્ન સમજવામાં આવે છે, જે સૃષ્ટિના આરંભથી લઈને સ્વયં તેના અસ્તિત્વ સુધી ફેલાયેલો છે. પ્રત્યેક જીવંત ચીનાની હસ્તી સમગ્રપણે મૃતાત્માઓની દયા પર નિર્ભર છે. જો મૃત લોકોનું સન્માન, તમામ ઘૃણિત અને વ્યર્થ રસમો અનુસાર કરવામાં સામાન્ય ભૂલ પણ થઈ જાય તો બસ કયામત તૂટી પડે છે.

એક હજાર વર્ષ વિતી ગયા છે. ચીનાઓના પૂર્વજો પાષાણ યુગના ગમાર અને જંગલી જીવનથી નીકળીને આધુનિક જમાનાના સભ્ય જીવનમાં દાખલ થઈ ચૂક્યા છે. પચ્ચીસ શાહી ખાનદાનો દેશ પર શાસન કરી ચૂક્યા છે. ભયાનક યુદ્ધો અને મહાન

ક્રાંતિઓએ દેશની ધરતી અને આકાશને બદલી નાખ્યા છે. પરંતુ ચીનની પૂર્વજ-ઉપાસના પ્રથમ દિવસથી આજ પર્યંત અવિરત ચાલુ છે, એમાં જરા પણ ફેરફાર નથી થયો.

કન્ફ્યુશિયસે ઘણાં નૈતિક મૂલ્યોની પણ તાલીમ આપી છે. પરંતુ તેની તમામ શિક્ષાઓનો આધાર પૂર્વજોની બંદગી પર છે. તે કહે છે કે, ''આપણે આપણા પૂર્વજો માટે, તેમને અત્ર-તત્ર-સર્વત્ર સમજીને, સર્વવ્યાપી અને સર્વદૃષ્ટા સમજીને કુરબાનીઓ આપવી જોઈએ. આપણે આત્માઓની એવી રીતે પૂજા કરવી જોઈએ, જાણે તેઓ આપણા અંદર મોજૂદ છે.''

જો કે તેણે ક્યાંય પોતાની શિક્ષાઓમાં પોતે ખુદા છે તેવો દાવો કર્યો નથી, પણ દેશના સાર્વત્રિક ધર્મ અને પોતાની ઉલ્લેખનીય શિક્ષાઓના કારણે મર્યા પછી તે સ્વયં પણ લાઓત્ઝુની જેમ દેવતા બની ગયો અને આજે ચીનમાં એક મોટા દેવતાની હેસિયતે તેની પણ પૂજા કરવામાં આવે છે.

બૌદ્ધ ધર્મનું જન્મ-સ્થળ ભારતની ધરતી છે, પણ બ્રાહ્મણોએ તેને આ દેશમાંથી એવી રીતે કાઢ્યો કે પછી તેણે આ તરફ રુખ કરવાનું સાહસ કર્યું નથી. અહીંથી દેશનિકાલ થયા પછી તેને ભારતના પૂર્વી ટાપુ બર્મા તથા ચીન, જાપાન, તિબેટ વગેરેમાં શરણ મળ્યું અને હવે જાપાન સિવાય, જ્યાં સત્તરમી સદીના રાષ્ટ્રવાદી આંદોલનથી તેણે હાર ખમવી પડી, લગભગ દરેક જગ્યાએ પ્રભાવી હેસિયતે મોજૂદ છે અને ચીન અને તિબેટ વગેરેમાં તેને અનુસરનારા લોકોની મોટી સંખ્યા જોવા મળે છે.

ગૌતમ બુદ્ધ વિશે સામાન્ય મત એવો છે કે તેઓ ખુદામાં માનતા નહોતા, પણ આ વાત સાચી લાગતી નથી. દુનિયાનો પ્રાચીન ઇતિહાસ આપણને અનેકેશ્વરવાદીઓથી ભરેલો લાગે છે, પરંતુ ઈશ્વરનો ઇન્કાર કરનારાઓની કોઈ નિશાની જોવા મળતી નથી. ઈશ્વરનો ઇન્કાર કરવાવાળાં કેટલાક મંદબુદ્ધિ મળે છે તો માત્ર વર્તમાન યુગમાં મળે છે, તો પછી ગૌતમ બુદ્ધ જેવા દાર્શનિક વિશે કેવી રીતે કલ્પના કરી શકાય કે તેઓ ઈશ્વરના ઇન્કાર કરનાર હશે ? અમે ગૌતમ બુદ્ધના કાળના ઇતિહાસ અને તેમના ધર્મનો જે થોડોઘણો અભ્યાસ કર્યો છે, તેનાથી અમે એ પરિણામ પર પહોંચ્યા છીએ કે તેઓ 'વહદતુલ-વુજૂદ' (અદ્વૈતવાદ કે બ્રહ્મવાદ, જીવાત્મા અને પરમાત્મા એક જ છે અથવા જગતનું મૂળ તત્ત્વ એક જ છે તેવો મત)માં માનતા હતા. ગૌતમ બુદ્ધ પહેલાં ભારતમાં ઉપનિષદો દ્વારા અદ્વૈતવાદની માન્યતા સારી રીતે ફેલાઈ ચૂકી હતી.

અદ્વૈતવાદને માનવાવાળા વ્યક્તિ માટે ઈશ્વરના ઇન્કાર કે સ્વીકારનો કોઈ પ્રશ્ન જ ઊભો થતો નથી. તેના નજીક તો 'અના' (હું, સ્વ, જીવ, અહમ, ઈગો) સિવાય

સમગ્ર સૃષ્ટિમાં વહેમ અને ફરેબ છે. યોગીનું કામ એ છે કે તે જીવન અને મૃત્યુના ચક્કર અને માયાજાળથી મુક્ત થઈને સૃષ્ટિના આત્મામાં કે પછી બીજા શબ્દોમાં 'સ્વ'માં ભળી જાય. ગૌતમ બુદ્ધના કાળથી પહેલાં હિંદુ યોગીઓની તપસ્યાઓનો જે ઇતિહાસ આપણને જોવા મળે છે, તે બધો જ વાસ્તવમાં આ જ આસ્થા અને ધારણાનું પ્રાગટ્ય છે. તેઓ વિવિધ પ્રકારની ભયાનક તપસ્યાઓ દ્વારા માયાજાળથી નીકળવા અને સૃષ્ટિના આત્મામાં સમાઈ જવાની કોશિશમાં લાગેલા હતા. જ્યારે ગૌતમ બુદ્ધની આંખો ખુલી અને મુક્તિ માટે તેમના હૃદયમાં ઉત્કંઠા ઉદ્દ્ભવી, તો તેમના સામે પણ આ જ ફિલસૂફી આવી અને તેમણે પણ બ્રાહ્મણોની જ રીત પર જીવન અને મૃત્યુના સંઘર્ષ અને ઇચ્છાઓની જંજાળથી નીકળવા માટે ખૂબ જ પ્રાણઘાતક તપસ્યાઓ શરૂ કરી. પરંતુ અમુક જ દિવસોના અનુભવ પછી તેમના પર એ હકીકત ખુલી ગઈ કે માયાના આવરણમાંથી નીકળવા માટે આ ભયાનક તપસ્યાઓ બિનજરૂરી છે. ખરી વાત તો મનનું ઇચ્છાઓથી પવિત્ર થઈ જવું તેમજ આત્મા અને હૃદયનું ભાવનાઓના પ્રેમથી મુક્ત થઈ જવું છે. તેથી જ્યાં સુધી કષ્ટદાયક તપસ્યાઓનો સંબંધ છે, તેમણે બ્રાહ્મણોની રીતની સુધારણા કરી અને મનની શુદ્ધિ અને વિકાસ તથા બ્રહ્મચર્યની પ્રાપ્તિ માટે એવા નીતિ-નિયમો બનાવ્યા, જેમાં બાહ્ય ત્યાગથી અંતરના ત્યાગ પર ભાર મૂકવામાં આવ્યો હતો.

અદ્વૈતવાદનો અંતિમ રાગ 'અનલ્લાહ' (હું ઈશ્વર છું) અને 'અનલહક્ક' (હું સત્ય છું) છે. તેથી આ જ વસ્તુએ પ્રત્યેક હિંદુ યોગીને બંદા અને દાસના બદલે તાગૂત બનાવી દીધો. ગૌતમ બુદ્ધની કોશિશ પણ આ જ હેતુસર હતી. તેથી તેઓ પણ પોતાના વિચારાનુસાર માયાનો વેશ ઊતારીને સૃષ્ટિના આત્મામાં સમાઈ ગયા.

તેમના મૃત્યુ પછી તેમના અનુયાયીઓએ તેમને ખુદા બનાવી દીધા અને તેમના જન્મ વિશે અનેકાનેક નિરાધાર વાતો ફેલાવીને તેમને એક એવા અવતારની હેસિયતે રજૂ કર્યા, જે જગતને નવું જીવન બક્ષવા આવ્યા હતા. હવે ચીન, જાપાન, તિબેટ, બર્મા વગેરેમાં તેમની પૂજા ખુદાની હેસિયતે થાય છે. તેમના શાનદાર મંદિરો અને ભવ્ય મૂર્તિઓ જોનારાઓને અચરજમાં મૂકી દે છે. ચીનમાં તેમના પૂજારીઓ દરેક પ્રકારના ભૂતપ્રેત અને દેવતાઓની પૂજામાં લિપ્ત છે. મૂર્તિ, પ્રતિમા વગેરેમાં તો તેનાથી પણ વધારે ખરાબ સ્થિતિ છે. તિબેટના સૌથી મોટા ધાર્મિક નેતા (દલાઈ લામા)ને સ્વયં ગૌતમ બુદ્ધના અવતાર માનવામાં આવે છે અને તેઓ પણ એ જ રીતે ખુદાઈ કરે છે, જેવી રીતે ગૌતમ બુદ્ધ. ત્યાંના દલાઈ લામા જ્યારે મૃત્યુ પામે છે તો દરેક ગર્ભવતી મહિલા એક નવો ખુદા જણવાની ખેવનાથી અભિભૂત હોય છે અને આવા સમયે જે બાળકો જન્મે છે, પાસા ફેંકવાની એક ખાસ રીત દ્વારા તેમાંથી એક નવા ખુદાની પસંદગી કરવામાં આવે છે.

## ભારત

ભારતની ધરતી પર ડગ માંડતા જીવ ગભરાય છે. અહીંનું એક-એક કણ દેવતા છે. કીડીથી લઈને હાથી સુધી અને કણથી લઈને સૂર્ય સુધી તમામ અહીં પૂજ્ય અને પવિત્ર છે - નદી, પહાડ, વૃક્ષ, પથ્થર, પશુ-પક્ષી, બિલાડી, ઉંદર; ત્યાં સુધી કે કેટલાક ઉલ્લેખ ન કરી શકાય તેવા માનવ-અંગો સુદ્ધાંના ઉપાસકો અહીં મળી જશે.

વેદોમાં આપણા સામે સૌથી પહેલા 'હજાર આંખોવાળા' ઇન્દ્ર આવે છે, જેમણે પોતાના અમલી નમૂનાથી પોતાને પૂજનારાઓને 'મદમસ્તી' અને નશાખોરીની શિક્ષા આપી. તેમના પછી બ્રહ્મા, વિષ્ણુ અને શીવની ત્રિમૂર્તિ નજરમાં આવે છે. પ્રથમોલ્લેખિત સૃષ્ટા છે, બીજા સંરક્ષક છે અને ત્રીજા મારનાર અને જીવન આપનાર છે.

બ્રહ્મા પોતાના દરેક ૧૦૦૦ યુગોના કાળ પછી દુનિયાને નષ્ટ કરીને નવેસરથી અસ્તિત્વ પ્રદાન કરે છે. તેમનું મંદિર આજે પણ રાજપૂતાનામાં લોકોનું શ્રદ્ધાસ્થાન છે.

વિષ્ણુ, જયારે દુનિયા પર આપત્તિ આવે છે, તો જગતવાસીઓની મુક્તિ માટે ઊતરે છે. આ હેતુસર તેઓ વારંવાર અવતારના રૂપમાં જન્મ લે છે. તેમના દસ અવતાર હિંદુ પૌરાણિક કથાઓમાં મશહૂર છે. શ્રીકૃષ્ણને પણ વિષ્ણુના અવતાર માનવામાં આવે છે અને તેમના જીવનને જે રંગમાં પ્રસ્તુત કરવામાં આવ્યું છે અને તેનાથી જે ધાર્મિક પ્રણાલિકાઓ હિંદુ જાતિમાં પ્રસરી છે, તેનું વર્ણન કરવામાં પણ શરમ અનુભવાય છે.

શીવ, વિષ્ણુના પ્રતિસ્પર્ધી છે. તેઓ એકી સાથે બે વિરોધી સ્વભાવ ધરાવે છે. તેઓ નિર્માણ અને વિધ્વંસ બનેનું સામર્થ્ય ધરાવે છે. તેમના અંદર સ્ત્રી અને પુરુષ બંનેની ખાસિયતો એકત્ર છે.

તેમના પછી આપણા સામે પતંજલીનું દર્શન કે હિંદુ અધ્યાત્મવાદ આવે છે. તેનું મૂળ 'વહદતુલ-વુજૂદ' (અદ્વૈતવાદ કે બ્રહ્મવાદ) છે. આ ફિલોસૉફીમાં કેવળ 'આત્મા' (કે સ્વ કે જીવ કે ઈગો)નું જ અસ્તિત્વ છે. તેના સિવાય બધું જ વહેમ, ભ્રમ અને ફરેબ છે. તેનો આશય એ છે કે કિરણ સૂર્ય બની જાય, બુંદ સમુદ્ર બની જાય અને બંદો ખુદા બની જાય. તેનો માર્ગ એ છે કે કઠોર તપસ્યા દ્વારા આત્માને જડદ્રવ્ય (ભૌતિક દેહ, મૂળ પદાર્થ જેનાથી શરીર બને છે)થી અલગ કે અસંબંદ્ધ કરી દેવામાં આવે. આ હેતુ માટે હિંદુ યોગીઓ અને સંન્યાસીઓએ જે રીતો અપનાવે છે તેની વિગતો સાંભળીને કાળજું મોઢે આવી જાય છે, અને આના માટે વ્યવહારૂ રૂપે તેમણે જે કરી દેખાડ્યું છે તેની કલ્પના માત્રથી શરીરના રૂવાં ઊભા થઈ જાય છે. પરંતુ જે માનવી પોતાના મામૂલી હેતુઓ માટે જાનની બાજી લગાવી દેતો હોય છે, તે ખુદા કે ભગવાન બનવા માટે જે કંઈ પણ

કરી નાખે તે ઓછું છે. તેથી એ વાતનો સ્વીકાર કરવો પડે છે કે હિંદુ યોગીઓ અને સંન્યાસીઓએ જે પ્રકારની તપસ્યાઓ કરી છે, તેના ઉદાહરણો દુનિયામાં મુશ્કેલીથી મળશે; પરંતુ આ બધું જ ઈશ્વરની ઉપાસના કે ખુદાની બંદગી માટે કરવામાં નથી આવ્યું, બલ્કે ખુદા કે ભગવાન બનવા માટે કરવામાં આવ્યું.

દેવતાઓ પછી હિંદુ કથાઓમાં દેવીઓનો વારો આવે છે અને તેમની સંખ્યા પણ કંઈ ઓછી નથી. તે બધાની ખાસિયતોની વિગતમાં પડવું તો વ્યર્થ હશે, અલબત્ત લક્ષ્મી, દુર્ગા, ભૈરવી અને કાળીમાતાના નામ અમે યાદ દેવડાવી દઈએ છીએ. વિશેષતઃ તેમાંથી છેલ્લે જેનો ઉલ્લેખ કર્યો છે તેમનું હિંદુઓ માટે ખૂબ મહત્ત્વ છે. કોલેરા વગેરે જેવા રોગો તેમના જ પ્રકોપનું પ્રાગટ્ય છે.

હિંદુઓમાં જેટલા પ્રમાણમાં ફિરકાઓ છે તે કાં તો આ દેવીઓ અને દેવતાઓના ઉપાસકો છે, અથવા ગીતા અને પતંજલીના દર્શનથી પ્રભાવિત છે. કેટલાક ફિરકાઓ જે અમુક અંશે અલગ દૃષ્ટિગોચર થાય છે, તેમનો મતભેદ કેવળ બાહ્ય છે, હકીકત અને સારતત્ત્વની રીતે કોઈ ફરક નથી. માત્ર બે ફિરકાઓ કંઈક અંશે અપવાદ છે. એક આર્યસમાજ અને બીજો શીખ. આ બંને ઈસ્લામથી પ્રભાવિત છે અને તૌહીદના ભાવાર્થથી કંઈક અંશે નજીક ભાસે છે. પરંતુ ઈસ્લામથી તેમની નિકટતા સુરક્ષાત્મક ભાવના હેઠળ ઉત્પન્ન થઈ છે. તેને લઈને આ નિકટતા છતાં ઈસ્લામથી તેઓ દૂર જ રહ્યા છે. આ ફિરકાઓના પ્રસ્થાપકોને એ આશંકા થઈ કે મુસલમાનોનો સામનો મૂર્તિપૂજા પર કાયમ રહીને મુશ્કેલ છે, તેથી તેમણે મૂર્તિઓ વગેરેની પૂજા ત્યજીને કંઈક અંશે એક એવી સુધારણા અપનાવી લીધી, જેના પછી તેઓ પોતાના ખ્યાલથી સમયની માંગ અને સમજદારીથી નજીક આવી ગયા અને પોતાની રીતે એ વાતને યોગ્ય માનવા લાગ્યા કે હવે તેઓ મુસલમાનોનો સામનો કરી શકે છે. આ જ કારણ છે કે આ બંને ફિરકાઓને મુસલમાનોથી જે વેર શરૂઆતથી રહ્યું છે, તે કોઈ બીજા ફિરકાને નથી. જો કે તેમના મુસલમાનોના મૂળ તત્ત્વથી નજીક હોવાને કારણે તેમનાથી પ્રેમ હોવો જોઈએ. જે હોય તે, આ સુધારણા તેમણે ગમે તે ભાવના સાથે અપનાવી હોય, એક મહત્ત્વની સુધારણા છે અને તેના કારણે તેઓ ઈસ્લામની પાયાની શિક્ષાથી નજીક આવી ગયા છે. હવે તેમને તૌહીદ અને તેના તકાદાઓની શિક્ષા આપવી સરળ છે, શરત એ છે કે તેમના સામે સત્ય એ માર્ગેથી આવે, જે તેનો વાસ્તવમાં અસલી માર્ગ છે.

ધર્મપ્રધાન ભૂમિ ભારતની હાલત આ છે. પ્રજા અને વિશિષ્ટ લોકો સૌ આ જ પ્રકારની અનેકેશ્વરવાદી અંધશ્રદ્ધાઓ અને ભ્રમણાઓમાં જકડાયેલા છે. અહીંના સારા દિમાગો પર ગીતાના અદ્વૈતવાદનો કબજો છે, જે પોતે જ એક અજમાયશ અને ઉપદ્રવ

છે. આર્યસમાજીઓ અને શીખોનું ચરમબિંદુ એ છે કે તેઓ મૂર્તિપૂજાનો ઇન્કાર કરનારાં છે, પણ અમારી અગાઉની ચર્ચા મુજબ તેના પર જેમની નજર છે, તેઓ જાણે છે કે સાચી તૌહીદ સુધી પહોંચવા માટે હજુ તેમણે ઘણા તબક્કાઓ પસાર કરવાના બાકી છે.

જે રીતે ભારત પર મુસલમાનોના પ્રભુત્વની અસરોથી શીખો અને આર્ય-સમાજીઓ વજૂદમાં આવ્યા છે, તે જ રીતે અંગ્રેજોના વર્ચસ્વ અને પશ્ચિમના આધુનિક વિચારો અને દષ્ટિકોણોના પ્રભાવથી એક નવો વર્ગ વજૂદમાં આવ્યો છે, જે કંઈક અંશે વધુ પ્રગતિશીલ છે. તેણે મોટાભાગે પ્રાચીન હિંદુ પૌરાણિક કથાઓની અંધશ્રદ્ધાઓ અને ભ્રમણાઓથી પોતાના દિમાગને મુક્ત કરી નાખ્યું છે. પરંતુ તેઓ એક બીજી વિચારધારા તૈયાર કરી રહ્યા છે, જેનો સામાન તેમણે પશ્ચિમથી લીધો છે. તેમાં પુરાણા દેવતાઓ અને દેવીઓની જગ્યાએ નવા દેવી-દેવતા છે. તેમાં માણસ પોતે પોતાનો ખુદા છે. પોતાના માટે પોતે જ કાનૂન બનાવે છે. પોતે જ પોતાના ઉપર શાસન કરે છે અને અલ્લાહની જમીન પર પોતાની બાદશાહીનો ડંકો વગાડે છે. તેનું નામ ડેમોક્રેસી છે.

## પશ્ચિમી યુરોપ અને અમેરિકા

પશ્ચિમી યુરોપ અને અમેરિકાનો મૂળ ધર્મ ખ્રિસ્તી છે. ઈસાઈયત (ખ્રિસ્તી ધર્મ)ના બગાડનો આરંભિક ઇતિહાસ અમે અગાઉના પૃષ્ઠોમાં વર્ણવી ચૂક્યા છીએ કે નાઈસિયા (Nicaea)ની કાઉન્સિલ પછી ત્રિત્વ (ત્રણ ખુદા)ની માન્યતા નિયમિતપણે સ્ટેટનો ધર્મ બન્યો અને યુરોપ અને ચર્ચની ખુદાઈનો યુગ શરૂ થયો.ઉપરાંત, એ પણ સ્પષ્ટ કરી ચૂક્યા છીએ કે ઉલ્લેખિત કાઉન્સિલ પછી આરયુસ (Presbyter Arius) અને તેનો પક્ષ, જે હઝરત મસીહ અલૈ.ના સાચા ખલીફા પીટર (મસીહ અલૈ.ના ચૂંટેલા બાર શિષ્યોમાંનો પહેલો શિષ્ય, Shimon, Cephas)ની માન્યતાઓનો વારસદાર અને સાચી ઈસાઈયતનો વાહક હતો, તે ખૂબ જ લઘુમતીમાં આવી ગયો, બલ્કે સખત પીડિત અને પ્રકોપિત બની ગયો;[૧] અને પોપ પૉલની પ્રચ્છન્ન અને રહસ્યમય આધ્યાત્મિકતા અને ફેરફારોના આધારે ચર્ચની પ્રણાલિકાઓ અને આસ્થાઓની ઇમારત ઊભી થઈ.

હવે એક દષ્ટિપાત વચ્ચેની સદીઓથી લઈને સુધારણા (Reformation) ના યુગના ઇતિહાસ પર કરી લઈએ.

આ દરમ્યાન બે વાતો આપણને સ્પષ્ટ નજરે પડે છે. એક ખ્રિસ્તી ચર્ચનું એકત્વ

૧. આ જ પાર્ટીના બાકી રહી ગયેલા લોકો હતા, જેઓ આંહઝરત સલ્લ.ના ઉદય પછી આપ પર ઈમાન લાવ્યા અને આ જ લોકોની કુર્આને ઘણી જગ્યાએ પ્રશંસા કરી છે, ન કે પૉલના અનુકર્તાઓની જેઓ હંમેશા તૌહીદ-દુશ્મનીમાં અગ્રેસર રહ્યા છે.

અને વિશિષ્ટતા, અને બીજી તેની સાર્વત્રિક સત્તા. મધ્ય યુગમાં ચર્ચની સત્તા એવી વર્ચસ્વશાળી અને સાર્વત્રિક થઈ ગઈ હતી કે તમામ નાના-મોટા રાજ્યો તેના હાથમાં તદ્દન એક નિ:સહાય અને નિષ્પ્રાણ હથિયાર બનીને રહી ગયા હતા. તેના સામે પવિત્ર રોમન શહેનશાહીની જાહોજલાલી પણ મંદ પડી ગઈ હતી. પરંતુ ચર્ચે આ સત્તાધિકારનો બિલકુલ દુરુપયોગ કર્યો. આ સત્તાના નશામાં તેણે તે ક્રુઝેડ્સ (ખ્રિસ્તી ધર્મયુદ્ધો) શરૂ કરી દીધા, જેણે બસો વર્ષથી વધારે સમય સુધી આખા યુરોપને ઊથલપાથલ કરી નાખ્યું. આ દરમ્યાન ચર્ચના ખુદાવંદોએ જે અત્યાચારો કર્યા, જે રીતે અલ્લાહના બંદાઓનું અંધાધૂંધ લોહી વહાવ્યું, યુદ્ધના કેફમાં જે રીતે નાના-નાના બાળકોને રહેંસી નાખ્યા, જે રીતે તત્કાલીન તમામ રચનાત્મક કાબેલિયતો અને સાધનોનો વિનાશ નોંતર્યો; તેનાથી ચર્ચના વિરુદ્ધ યુરોપવાસીઓના મગજમાં તેની પ્રતિક્રિયા ઊભી થઈ. યુદ્ધની અસફળતાઓ અને વિનાશે વિચારકો અને ચિંતકોના દિમાગોમાં એક આવેગ ઊભો કરી દીધો. દરેક વ્યક્તિને એ અહેસાસ થવા લાગ્યો કે ચર્ચના સ્વામીઓની સત્તા જગતનો વિનાશ છે. વિદ્યા અને સંશોધનના ચાહકોને એવું લાગવા માંડ્યું કે ચર્ચ મન અને વિચારો પર ભૂતની જેમ વળગી ગયું છે અને જ્યાં સુધી આ ભૂત દૂર નહીં થાય ત્યાં સુધી વિચાર અને દૃષ્ટિના તમામ માર્ગો ધૂંધળા જ રહેશે. રાજકીય નેતાઓ એવું વિચારવા લાગ્યા કે સરકારો અને શાસન પર ચર્ચની સત્તા બુદ્ધિ અને તર્કની તદ્દન વિરુદ્ધ તથા અપ્રાકૃતિક છે. રાજકારણને ધર્મથી બિલકુલ અલગ હોવું જોઈએ. યુરોપની વિભિન્ન કોમો એવું અનુભવવા લાગી કે રોમન કેથોલિક ચર્ચ દુનિયા પર રોમન સત્તાનું એક બહાનું છે, તેને સમાપ્ત કરી નાખવી જોઈએ. ત્યાં સુધી કે સ્વયં ચર્ચના અંદર એક જૂથ એવું ઊભું થઈ ગયું, જેણે એવું અનુભવવાનું શરૂ કરી દીધું કે આપણે મસીહના જીવનથી હટીને દુનિયાદારીની તમામ શૈતાનીયતોમાં ગ્રસ્ત થઈ ગયા છીએ અને આપણો ઉદ્દેશ્ય હવે કેવળ ધનદોલતના અંબાર ઊભા કરવા અને પોતાની મહાનતા અને દબદબાનો દેખાડો કરવા તથા દુનિયાને તબાહ કરવાનો રહી ગયો છે. આપણે ગરીબીનું જીવન, જનસેવા, સંન્યાસ, મસીહના અનુસરણ તરફ પાછા ફરવું જોઈએ.

આ બધી વસ્તુઓએ મળીને યુરોપમાં એ ઊથલપાથલનો યુગ પદા કરી દીધો, જેને આપણે સંક્રાન્તિ (Renaissance)ના નામથી જાણીએ છીએ. બેકન (બ્રિટન) વગેરે જેવા વિદ્વાનો, નિકોલો મેકિયાવેલ્લી (ઇટાલી), હ્યુગો ગ્રોટિઅસ (નેધરલેન્ડ, પૂર્વ હોલેન્ડ) વગેરે જેવા રાજકીય વિશેષજ્ઞો અને જિઓર્ડાનો બ્રુનો (ઇટાલી) જેવા સ્વતંત્ર વિચારસરણી ધરાવનારા ચિંતકો આ જ ઊથલપાથલના યુગની ઉપજ છે. ચર્ચે આ લોકોના વિરોધોનો ધાર્મિક અપરાધોના નિર્ણય કરનાર અદાલતો (Inquisitions) દ્વારા જે જવાબ આપ્યો અને ધાર્મિક અને રાજકીય સુધારણાના પ્રચારકો તથા જ્ઞાન-વિજ્ઞાન અને સંશોધનના

ધ્વજવાહકોને એવી-એવી ખતરનાક સજાઓ આપી કે તેની કલ્પના માત્રથી શરીરના રૂવાં ઊભા થઈ જાય છે. પરંતુ આ સજાઓએ ચર્ચના વિરોધ અને પાદરીઓની જોહુકમીઓ (Popishness, Papacy)ને સમાપ્ત કરવાની માગણીને વધારે મજબૂત કરી નાખી. વિભિન્ન કોમોમાં પોતાના કોમી હિતોના રક્ષણની ભાવના વધુને વધુ તીવ્ર બનતી ગઈ. વિદ્વાનોની સંશોધન અને અન્વેષણની ઉત્કંઠા અને જોશ ખૂબ જ વધતા ગયા અને દર્શને તો જાણે એકરૂપ થઈને ચર્ચની અંધશ્રદ્ધાઓને જડમૂળથી ઉખેડી નાખવાનો નિર્ધાર કરી લીધો હતો. સ્વયં ચર્ચના વર્તુળના અંદર સુધારણા અને પરિવર્તનની માગણી ક્રમશઃ એટલી મજબૂત થતી જઈ રહી હતી કે સોળમી સદી શરૂ થતાંમાં તો જહોન વાઇક્લિફ (ઇંગ્લેન્ડ) અને માર્ટિન લ્યૂથર (જર્મની) જેવા જબરજસ્ત સુધારકો પેદા થઈ ગયા, અને તેમણે સંગઠિત ખ્રિસ્તી ચર્ચને ફાડી નાખીને બે ભાગમાં વહેંચી નાખ્યું, અને વિધિસર પ્રોટેસ્ટન્ટ ફિરકાનો પાયો નાખી દીધો, જેની મૂળ વિચારધારા એ હતી કે મસીહ અને ખુદા વચ્ચે કોઈ મધ્યસ્થિ કે માધ્યમની આવશ્યકતા નથી. ઇંજિલને સમજવા અને ધાર્મિક રીતરસમો અદા કરવાનો અધિકાર એક સામાન્ય માણસને પણ એ જ રીતે પ્રાપ્ત છે, જે રીતે રોમના મુખ્ય પાદરીને છે.

કોમી સરકારોની શરૂઆત તો તેરમી સદીમાં જ થઈ ગઈ હતી. સોળમી અને સત્તરમી સદી સુધી પહોંચતા-પહોંચતા રાષ્ટ્રવાદ (Nationalism), સંમિશ્ર રાષ્ટ્રવાદ (Composite Nationalism), ધર્મ અને રાજકારણનું વિભાજન અને વિચ્છેદ તથા ધાર્મિક સહિષ્ણુતાનું મહત્ત્વ એટલું વધી ગયું કે ચર્ચને, ચાહે કેથોલિક હોય કે પ્રોટેસ્ટન્ટ, પોતાનું તમામ કામકાજ સમેટી લેવું પડ્યું. જ્ઞાન-વિજ્ઞાન અને શિક્ષણ, રાજનીતિ અને વેપાર-વાણિજ્ય અને અર્થતંત્રના તમામ ક્ષેત્રો ચર્ચની પકડમાંથી એકદમ આઝાદ થઈ ગયા અને તેમની જગ્યાએ અઢારમી અને ઓગણિસમી સદીની એ રાજકીય સંસ્થાઓ અસ્તિત્વમાં આવી ગઈ, જેમાં ધર્મ કેવળ ખાનગી અને અંગત જીવનની એક પ્રવૃત્તિ બનીને રહી ગઈ અને સામૂહિક જીવન પર અહબાર (ખ્રિસ્તી ધાર્મિક વિદ્વાનો) અને સંન્યાસીઓની ખુદાઈની જગ્યાએ પ્રજા અને પાર્લામેન્ટોની ખુદાઈ શરૂ થઈ ગઈ.

આ વિગતથી એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે ઇસાઈઓને નિર્મળ અને શુદ્ધ ખુદાપરસ્તીનું સૌભાગ્ય ક્યારેય પ્રાપ્ત થયું નથી. પોપ પૉલે તેમને મસીહ, મરયમ, મુખ્ય જ્યોતિષી અને તાગૂતની ઉપાસનામાં જકડ્યા, અને રોમન કેથોલિક ચર્ચની એનેકેશ્વરવાદી નિરર્થક વાતો અને બકવાસના દરવાજા ખોલ્યા; તો માર્ટિન લ્યૂથરના સુધારાઓએ ચર્ચને સામૂહિક જીવનથી બેદખલ કરીને તેનું સ્થાન પ્રજા, પાર્લામેન્ટોના સભ્યો, બાદશાહો અને પ્રોટેસ્ટન્ટોને બક્ષી દીધું, અને આ રીતે ખાનગી અને જાહેર જીવનના અલગ-અલગ વિભાગો બનાવી દીધા.

ضَرَبَ اللّٰهُ مَثَلًا رَّجُلًا فِيۡهِ شُرَكَآءُ مُتَشٰكِسُوۡنَ وَرَجُلًا سَلَمًا لِّرَجُلٍؕ
هَلۡ يَسۡتَوِيٰنِ مَثَلًاؕ اَلۡحَمۡدُ لِلّٰهِ‌ۚ بَلۡ اَكۡثَرُهُمۡ لَا يَعۡلَمُوۡنَ۝

''એક માણસ તો એ છે જેના માલિક થવામાં ઘણાં દુષ્ટ-ચરિત્ર માલિકો ભાગીદાર છે જેઓ તેને પોત-પોતાના તરફ ખેંચે છે અને બીજો માણસ સંપૂર્ણપણે એક જ માલિકનો ગુલામ છે. શું આ બંનેની સ્થિતિ સમાન હોઈ શકે છે ? અલહમ્દુલિલ્લાહ! પરંતુ ઘણાંખરા લોકો જાણતા નથી.'' (સૂરઃ ઝુમર, આ. ૨૯)

પરંતુ જે લોકો અધમ અને હલકટ પ્રકૃતિવાળા હતા, તેમણે પોતાના નફ્સ (અંતરાત્મા)ની કોઈ કદર ન કરી અને ખુદાની ખિલાફત (પ્રતિનિધિત્વ)નું સ્થાન પ્રાપ્ત કરીને પોતાના તુચ્છ સેવકો અને પોતાના જ જેવા માનવીઓને પોતાના રબ (પ્રભુ-પાલનહાર) બનાવ્યા, અને પોતાના નફ્સનો એવો અનાદર કર્યો, જેનાથી વધારે બીજો કોઈ અનાદર નથી હોઈ શકતો. وَمَنۡ يُّهِنِ اللّٰهُ فَمَا لَهٗ مِنۡ مُّكۡرِمٍ[1] અને وَمَنۡ يُّشۡرِكۡ بِاللّٰهِ فَكَاَنَّمَا خَرَّ مِنَ السَّمَآءِ.....[2] હું આ જ અધમતા અને નીચતા તરફ સંકેત કરી રહ્યો છું.

— અમીન હસન ઈસ્લાહી

---

૧. અને જેને અલ્લાહ અપમાનિત અને તિરસ્કૃત કરી દે, પછી તેને પ્રતિષ્ઠા આપનાર કોઈ નથી. - સૂરઃ હજ્જ, આ. ૧૮

૨. એકાગ્રચિત્ત થઈને અલ્લાહના બંદા બનો, તેના સાથે કોઈને ભાગીદાર ન બનાવો, અને જે કોઈ અલ્લાહ સાથે કોઈને ભાગીદાર બનાવે, જાણે તે આકાશમાંથી પડી ગયો, હવે કાં તો પક્ષીઓ તેને ઉપાડીને લઈ જશે અથવા હવા તેને એવી જગ્યાએ લઈ જઈને ફેંકી દેશે જ્યાં તેના ફુરચેફુરચા ઊડી જશે. (સૂરઃ હજ્જ, આ.૩૧)

શિર્કથી અલ્લાહના હક્કોનું જે રીતે હનન થાય છે, આ તેનું સંક્ષિપ્ત વર્ણન હતું. હવે એ વાત પર વિચાર કરો કે શિર્ક આપણા પોતાના નફ્સ (અંતરાત્મા, મન) ઉપર પણ ખૂબ મોટો અત્યાચાર છે અને એ સંદર્ભમાં પણ તે અધમતા અને હલકટપણું અને પથભ્રષ્ટતા જ છે.

ઉપરની ચર્ચાથી ખ્યાલ આવી ગયો છે કે અલ્લાહતઆલાએ માનવીને જે ઈજ્જત અને પ્રતિષ્ઠા બક્ષી છે અને તેને જે શક્તિઓ અને ક્ષમતાઓ અને કાબેલિયતો પ્રદાન કરી છે, તે જો બે અશક્ત અને કમજોર સ્થિતિઓ અર્થાત્ બાળપણ અને ઘડપણની લાચારીઓના વચ્ચે ઘેરાયેલ ન હોત તો તેના માટે ફિરઔન જેવો દાવો (હું રબ છું) પણ અનુચિત ન હોત. તેની પ્રકૃતિની ઉચ્ચતા અને તમામ સૃષ્ટિ પર તેની શ્રેષ્ઠતા અને સન્માનનો તકાદો જ એ હતો કે તે કોઈ બીજાની બંદગી કરવાને બદલે સ્વયં મા'બૂદ (ઉપાસ્ય) બનવાનો ઈચ્છુક હોત, પરંતુ આ તમામ મહાનતાઓ છતાં જ્યારે તે જુએ છે કે ન હું પોતે પોતાને આ દુનિયામાં લાવ્યો છું, ન અહીં પોતાને કાયમ રાખવા સમર્થ છું અને ન મેં આકાશ અને ધરતી અને તેના વચ્ચે કોઈ વસ્તુ બનાવી છે, ન એક માખી બનાવવાનું સામર્થ્ય પણ મને પ્રાપ્ત છે; તો તે કમજોર અને લાચાર, પશ્ચાતાપ અને આભાર અને કૃતજ્ઞતા તથા આજીજીની સાથે એક અદૃશ્ય હસ્તીની સામે પોતાની જાતને સમર્પિત કરી દે છે અને આવું તે એટલા માટે કરે છે કે આવું કરવા માટે પોતાને મજબૂર જુએ છે. તેના વગર ન તો તેની બુદ્ધિ સંતુષ્ટ થાય છે, ન તેના દિલને ચેન મળે છે, ન તો આ સૃષ્ટિનો કોયડો જ ઉકલે છે. આ કર્યા પછી, જ્યાં સુધી તેની પોતાની જાત સાથે સંબંધ છે, તેના દિલમાં બધી પરેશાનીઓ અને બુદ્ધિની ઉલઝનો દૂર થાય છે, અને સૃષ્ટિના રહસ્યને ઉકેલવા માટે તે છેડો મળી જાય છે જેનાથી તમામ ગૂંચો ઉકલી જાય છે. ત્યારબાદ જો કોઈ વ્યક્તિ એમ કહે છે કે એક સિવાય કંઈ બીજું પણ છે, જેના આગળ માથું ઝુકાવવું છે, તો તે વાત સાબિત કરવાનો બોજ એ વ્યક્તિના શિરે છે. તે તો એમ કહીને અલગ થઈ જશે કે નફ્સ (મન)ની ઉચ્ચતાએ આ એકના આગળ ઝૂકી જવું એટલા માટે ચલાવી લીધું કે તેના વગર શરણ નહોતું અને આ વિશે અમે અને તમે બંને સંમત છીએ; શેષ આના સિવાય જેમનો ઉલ્લેખ તમે કરો છો, તેમની દલીલ તમે પોતે લાવો, મને કારણ વિના ઘણાંબધા ખુદા બનાવવાનો શોખ નથી. મારા માટે તો એક જ ખુદા અને મૌલા (સંરક્ષક અને સહાયક) છે. જ્યારે કોઈ ગુલામ એ પસંદ નથી કરતો કે અનેક માલિકો અને સ્વામીઓની ગુલામીનો ગલપટ્ટો પોતાની ગરદનમાં નાખે તો હું આ અપમાન, તિરસ્કાર અને અધમતા કેમ સહન કરું કે અનેક માલિકોનો બંદો બનું ! – ءَاَرْبَابٌ مُّتَفَرِّقُوْنَ خَيْرٌ اَمِ اللّٰهُ الْوَاحِدُ الْقَهَّارُ (ઘણાં જુદા-જુદા રબ સારા કે તે એક અલ્લાહ, જે સૌના ઉપર વર્ચસ્વશાળી છે ? – સૂરઃ યૂસુફ, આ.૩૯)

આ સમસ્ત સંસાર શીલતા, પતિપરાયણતા, સુશીલતા અને સદાચાર તથા પ્રેમ અને લગાવ અને વફાદારીથી દેદીપ્યમાન થયો. તે એવા બંદાને કેવી રીતે માફ કરી શકે છે, જેણે ગૈર (પરાયા)ની બંદગીનો ધબ્બો પોતાના દામન પર લગાવી લીધો છે. તેથી ફરમાવવામાં આવ્યું કે - الْعَزِيزُ الْجَبَّارُ الْمُتَكَبِّرُ ۚ سُبْحَانَ اللَّهِ عَمَّا يُشْرِكُونَ (તે પ્રભુત્વશાળી, પોતાનો હુકમ બળપૂર્વક લાગુ કરનાર અને વાસ્તવિક સ્વાભિમાની છે. પવિત્ર છે તે વસ્તુઓથી જેમને આ લોકો તેના ભાગીદાર ઠરાવે છે. - સૂરઃ હશ્ર, આ. ૨૩) આ આયતના 'અસ્માઉલ હુસ્ના' (અલ્લાહના સુંદર નામો)માંથી વિશેષ રૂપે 'મુતકબ્બિર' પર વિચાર કરવો જોઈએ અને પછી એ વાત જોવી જોઈએ કે તેના સાથે કેવા પ્રકારના ભાગીદારો અને સમકક્ષોથી પોતાના પવિત્ર અને સર્વોચ્ચ હોવાનું વર્ણવવામાં આવેલ છે. આનાથી એ સ્પષ્ટ થાય છે કે જે 'મુતકબ્બિર' અને 'ગયૂર' છે અને જેના સિવાય કોઈના માટે પણ સર્વોપરિતા શોભાસ્પદ નથી તેનું સ્વાભિમાન અને સર્વોપરિતા ક્યારેય કોઈપણ શિર્ક (ભાગીદારી)ને સહન કરી શકતી નથી.

વ્યભિચાર અને શિર્કની આ તુલનાના કારણે શિર્કને ઠેક-ઠેકાણે 'રિજ્સ' (અપવિત્રતા, અશુદ્ધતા, નાપાકી) શબ્દથી પણ સરખાવવામાં આવેલ છે અને મુશ્રિકોને 'નજસ' (નાપાક, અપવિત્ર, અશુદ્ધ) પણ કહેવામાં આવ્યા છે અને અલ્લાહતઆલાએ આ વિશ્વાસઘાતીઓ-બેવફાઓથી, જેઓ આ નાપાકીથી લિપ્ત છે, પોતાના હરમ (કાબતુલ્લાહ)ને પાક (પવિત્ર) રાખવાનો હુકમ આપ્યો છે કે તે ખુદા પોતાના હરમમાં બેવફાઓ અને વિશ્વાસઘાતીઓની ઉપસ્થિતિ સહન કરી શકતો નથી, અને એ ઇલાહી કાનૂન નિર્ધારિત છે કે જે જમાઅત (મુસ્લિમોનો સમૂહ) આ નાપાકીમાં લિપ્ત થઈ જાય છે, તે અલ્લાહતઆલાના પ્રકોપ અને ક્રોધના નિશાન પર આવી જાય છે; ત્યાં સુધી કે જે લોકો શિર્કની ખરી વાસ્તવિકતાથી વાકેફ છે, તેઓ અગાઉથી એ કોમનો ફેંસલો કરી નાખે છે જે શિર્કના જીવાણુંઓને અપનાવી લે છે. તેથી કુર્આનથી જાણવા મળે છે કે કોઈ કોમ પર આ નાપાકી અને ખુદાનો પ્રકોપ બંને એકી સાથે અવતરે છે :

قَالَ قَدْ وَقَعَ عَلَيْكُم مِّن رَّبِّكُمْ رِجْسٌ وَغَضَبٌ ۖ أَتُجَادِلُونَنِي فِي أَسْمَاءٍ
سَمَّيْتُمُوهَا أَنتُمْ وَآبَاؤُكُم مَّا نَزَّلَ اللَّهُ بِهَا مِن سُلْطَانٍ ۚ فَانتَظِرُوا إِنِّي
مَعَكُم مِّنَ الْمُنتَظِرِينَ

''કહ્યું : તમારા પર તમારા રબ તરફથી નાપાકી અને પ્રકોપ અવતરી ચૂક્યો છે, શું તમે મારાથી કેટલાક નામો વિશે ઝઘડો છો, જે તમે અને તમારા બાપદાદાઓએ ઠરાવી લીધા છે અને જેની કોઈ દલીલ અલ્લાહે નથી ઊતારી ? તો તમે પણ રાહ જુઓ અને હું પણ રાહ જોઉં છું.'' (સૂરઃ આ'રાફ, આ.૭૧)

તુલના તો અપનાવવામાં નથી આવી, પણ તેના ભાવાર્થને અત્યંત ખૂબીપૂર્વક લેવામાં આવ્યો છે. તે જોતાં કેટલેક સ્થળે કુર્આનમાં મુશ્રિક પુરુષ અને વ્યભિચારી પુરુષ તથા વ્યભિચારિણી સ્ત્રી અને મુશ્રિક સ્ત્રીને એક સાથે બતાવવામાં આવ્યા છે. જેમ કે સૂરઃ નૂરમાં ફરમાવવામાં આવ્યું છે - اَلزَّانِيْ لَا يَنْكِحُ اِلَّا زَانِيَةً اَوْ مُشْرِكَةً ۫ وَّالزَّانِيَةُ لَا يَنْكِحُهَآ اِلَّا زَانٍ اَوْ مُشْرِكٌ ۚ وَحُرِّمَ ذٰلِكَ عَلَى الْمُؤْمِنِيْنَ (વ્યભિચારી પુરુષ નિકાહ ન કરે પરંતુ વ્યભિચારિણી સ્ત્રી સાથે અથવા મુશ્રિક સ્ત્રી સાથે, અને વ્યભિચારિણી સ્ત્રી સાથે નિકાહ ન કરે પરંતુ વ્યભિચારી પુરુષ અથવા મુશ્રિક પુરુષ; અને મોમિનો પર આ હરામ છે. - આ. ૩) બે વસ્તુઓનું એકી સાથે જમા થઈ જવું કોઈ સોબત કે સંબંધ વગર નથી હોતું. આ મૂળ વાતને સામે રાખીને માણસ જયારે વિચાર કરે છે તો ખ્યાલ આવે છે કે મુશ્રિક અને વ્યભિચારિણી સ્ત્રીમાં ખૂબ જ ઊંડી નૈતિક સમાનતા છે. વ્યભિચારિણી સ્ત્રી પોતાના લગ્ન-સંબંધની ડોર એક પુરુષને સોંપે છે, તેને પોતાની ઇજ્જત-આબરૂ અને શીલનો માલિક બનાવે છે, તેનાથી ભરણ-પોષણ અને તમામ હક્કો મેળવે છે, અને પછી આ જ હક્ક અને આ શીલમાં એક પરાયા પુરુષને ભાગીદાર બનાવે છે. બરાબર આ જ સ્થિતિ મુશ્રિક (અનેકેશ્વરવાદી)ની છે. તે ખુદાથી રુબુબિયત (પ્રભુત્વ, સ્વામીત્વ, અલ્લાહ જ રબ છે)નો કરાર કરે છે. بَلٰى કહીને તેના સાથે પોતાના જીવન અંગે વચનથી બંધાય છે. રહે છે તેના ઘરમાં, ખાવાનું તેનું ખાય છે, પાણી પણ તેનું પીવે છે, તેણે આપેલા કપડાં પહેરે છે અને તેના પાસે જે કંઈ પણ છે બધું જ અલ્લાહત્આલાએ જ આપેલું છે; પરંતુ તેમ છતાં તે બંદગી બીજાની કરે છે, બીજાની મહોબ્બતનો દમ ભરે છે. આવી નૈતિક હાલત કોઈ વ્યભિચારિણી સ્ત્રીની જ હોઈ શકે છે, અથવા તો પછી એક મુશ્રિકની. ધરતી પર આ જ બે બેવફાઈઓ એવી છે, જે એક-બીજા માટે ઉદાહરણરૂપ બની શકે છે. તેથી આ જ કારણ છે કે મુશ્રિકોને કુર્આને 'ખાઈન' (ખરાબ દાનતવાળાં, અપ્રમાણિક) પણ કહ્યા છે અને 'ખિયાનત' (ખરાબ દાનત, અપ્રમાણિકતા) એ સ્ત્રીની બેવફાઈ અને વચનભંગ માટે અરબી ભાષાનો એક પ્રચલિત શબ્દ છે.

અહીંથી એ મુદ્દો પણ ઉકેલાઈ ગયો કે કુર્આન-મજીદમાં કેમ વારંવાર એ વાત આવી છે કે અલ્લાહત્આલા બધી ભૂલોને, જેના માટે ઇચ્છશે, માફ કરી દેશે, પરંતુ શિર્કને માફ નહીં કરે. દરેક વ્યક્તિ જાણે છે કે એક શરીફ અને સ્વાભિમાની પતિ પોતાની પત્નીની દરેક ભૂલ માફ કરી શકે છે, પણ તેની બેવફાઈ અને વિશ્વાસઘાતને કદી માફ કરી શકતો નથી. જો તે આવું કરે તો તે પતિ નથી, બલ્કે એક છિનાળું કરનાર સ્ત્રીનો પતિ (Cuckold), હલકા કુળનો, નીચ અને હલકટ, અધમ અને ઇજ્જત-આબરૂ વગરનો જાનવર છે. જ્યારે માણસના સ્વાભિમાનની સ્થિતિ આ છે તો પછી તેના સ્વાભિમાનની કલ્પના કોણ કરી શકે છે જેના સ્વભિમાનના સૌંદર્યની એક ઝલકથી

બંધ કરીને ચાલતા ગયા. તેમને એ કામ ખૂબ કઠિન લાગ્યું કે બાપદાદાના રસ્તાથી કોઈ અલગ રસ્તો કાઢે. પરંતુ જો માનવી પશુ નથી, બલ્કે એક બુદ્ધિશાળી અને સમજદાર તથા પસંદગી અને ઇરાદાનો સ્વતંત્રતાધિકાર ધરાવતું પ્રાણી છે, તો પશુ બની જવું અને પોતાની બુદ્ધિને નિરસ્ત કરી દેવી તેની અધમતાનું જ પરિણામ હોઈ શકે છે.

દુનિયામાં ઘણાં એવા લોકો પણ થઈ ગયા છે, જેઓ પૂર્વજોની પ્રથાઓના આંધળા અનુયાયીઓ નહોતા, બલ્કે તેમણે પ્રાચીન પરંપરાઓમાં કેટલાક એવા પરિવર્તનો કર્યા અને પોતાના વિચારો અને દૃષ્ટિબિંદુના આધારે સમયના વહેણની દિશા બદલી નાખી. કેટલાકે આ માર્ગમાં મોટી-મોટી કુરબાનીઓ આપી; ત્યાં સુધી કે કેટલાક હિંમતવાનોએ તો ઝેરનો પ્યાલો પણ પી લીધો, તેમ છતાં તૌહીદનું રહસ્ય તેમના ઉપર ખુલી ન શક્યું અને તેઓ તે જ અજ્ઞાનતાઓમાં ભટકતા રહ્યા, જેમાં તેમની સમગ્ર કોમ ભટકી રહી હતી. તેનું કારણ એ છે કે તેમાં મોટાભાગે એવા લોકો હતા, જેઓ ઘણાં અંતરાયો પાર કરવા છતાં કોમપરસ્તીના અંતરાયને પાર ન કરી શક્યા. શુદ્ધ તૌહીદ સુધી પહોંચવા માટે શરત એ છે કે માણસ કોઈ પટ્ટો લગાવી ન રાખે અને આ સૌભાગ્ય કાં તો અંબિયાએ કિરામ અલૈ.ને પ્રાપ્ત થયું છે અથવા એ લોકોને પ્રાપ્ત થાય છે, જેઓ તેમના અનુસરણની હિંમત કરે અને અલ્લાહતઆલા તરફથી તેની પ્રેરણા મેળવે.

ઉપર અમે શિર્કનું જે કારણ દર્શાવ્યું છે, કુર્આન-મજીદ અને પ્રાચીન ગ્રંથોથી એની જ પુષ્ટિ થાય છે. કુર્આનમાં શિર્કને ઝુલ્મે-અઝીમ (સૌથી મોટો અત્યાચાર કે ગુનો) કહેવામાં આવેલ છે - إِنَّ الشِّرْكَ لَظُلْمٌ عَظِيمٌ[1]. 'ઝુલ્મ' (અન્યાય, અસમાનતા, દમન, જુલમ, આપખુદી) એ 'અદ્લ' (સરળ અને સીધું, ન્યાય અને સમાનતા, ઔચિત્ય, પ્રમાણિકતા)થી વિરુદ્ધ છે. તેનો અર્થ છે કોઈનો હક્ક મારવો. ઉપર અમે વિગતવાર દર્શાવી ચૂક્યા છીએ કે માનવી પર સૌથી મોટો હક્ક અલ્લાહતઆલાનો છે. આમ, તેના હક્કમાં કોઈ બીજાને ભાગીદાર બનાવવો-ઠરાવવો, નિશ્ચિત રૂપે સૌથી મોટા હક્કનું હનન કરવું છે. તેથી આ ગુનો 'ઝુલ્મે-અઝીમ' થયો અને હક્કનું હનન એ નિશ્ચિતપણે અધમતા અને નીચતા છે. જેટલા પ્રમાણમાં હક્કનું હનન હશે એટલા જ પ્રમાણમાં નીચતા પણ હશે. તેથી આ જ કારણ છે કે પ્રાચીન ગ્રંથોમાં મુશ્રિક (અનેકેશ્વરવાદી)ની સરખામણી 'છિનાલ' (વ્યભિચારિણી સ્ત્રી)થી કરવામાં આવી છે. તૌરાતમાં એ વિષય વારંવાર વર્ણવવામાં આવ્યો છે કે ખુદાવંદ 'ગયૂર' (અલ્લાહનું એક નામ, સ્વાભિમાની) છે. જે રીતે તમે એ પસંદ નથી કરતા કે તમારી પત્ની કોઈ ગૈર (પરાયા)ની સોડમાં સૂઈ જાય, એ જ રીતે અલ્લાહતઆલા પણ એ પસંદ નથી કરતો કે તેનો કોઈ બંદો 'ગૈર'ની બંદગી કરે. કુર્આન-મજીદના પવિત્ર વર્ણનમાં બરાબર આ જ

૧. શિર્ક સૌથી મોટો અત્યાચાર છે. - સૂરઃ લુકમાન, આ. ૧૩

આ નિયમ સ્પષ્ટ નજરે પડે છે. ફિરઔન, કારૂન, હામાન, અબૂ લહબ, અબૂ જહલ અને તેમના માર્ગે ચાલનારા તમામ વિદ્રોહી માણસો એક પંક્તિમાં છે, અને નૂહ, ઈબ્રાહીમ, મૂસા અને મુહમ્મદ અલૈહિસ્સલામ અને અલ્લાહના તમામ નેક અને સદાચારી, નિષ્ઠાવાન અને એક જ અલ્લાહની બંદગી કરનારા બંદાઓ બીજી પંક્તિમાં છે. આ સંઘર્ષ શરૂઆતથી જ ચાલુ છે અને અલ્લાહના નિયામનુસાર કયામત સુધી ચાલુ રહેશે. કેટલાય લોકો એ છે જેઓ પોતાની અંતરાત્માના તકાદાઓને જાણતા હોવા છતાં કોઈક લાલચ અને કોઈ આશંકાથી આ અત્યાચારીઓ અને તાગૂતોની જ ઈબાદત શરૂ કરી દે છે અને તેમનો જ કલેમા પઢવા લાગે છે; પરંતુ ખુદાના ઘણાં બંદાઓ એવા પણ છે, જેઓ ગમે તેવી હાલતમાં પોતાના ખુદા અને પોતાની અંતરાત્માથી લજ્જિત નથી થતાં, અને પોતે તો અલ્લાહને આપેલ વચન પર કાયમ રહે જ છે,, બલ્કે બીજાઓને પણ કાયમ રાખવાની કોશિશ કરે છે.

બૂરાઈના આ ભયે બૂરાઈપરસ્તીને એક નવીન સ્થાયી ધર્મ બનાવી લીધો અને અગ્નિ-પૂજકોએ ભલાઈ અને બૂરાઈના બે ખુદા ઠરાવીને બંનેની પૂજા-ઉપાસના અપનાવી લીધી. હિંદુઓએ દુન્યવી સલ્તનતની રીત પર જીવન બક્ષનાર, જીવનની રક્ષા કરનાર અને જીવન લેનારની એક ત્રિમૂર્તિની સ્થાપના કરી લીધી. ઈરાન અને હિંદુસ્તાનની કોમોએ પ્રાચીન કાળથી દર્શનનું તેલ રગડી નાખ્યું છે, નહિં તો વિચાર કરો તો એ હકીકત સાફ નજર આવશે કે તેમનામાં જે શિર્ક જોવા મળે છે તે પણ એ જ માર્ગેથી આવ્યું છે, જે માર્ગેથી દુનિયાની બીજી કોમોના અંદર આવ્યું છે. આશ્ચર્ય છે કે આ કોમો ઉપર દર્શનનો પ્રભાવ હોવા છતાં સૃષ્ટિના વિરોધાભાસની અંદર સામ્યતાનું રહસ્ય સ્પષ્ટ ન થઈ શક્યું; જો કે તેના દરેક વિરોધમાં એ જ એક ઉદ્દેશ્ય છુપાયેલ છે, જે દંપતિમાં જોવા મળે છે અને કુર્આને તેનું વિભિન્ન સ્વરૂપે વર્ણન કર્યું છે, જેની વિગત પુસ્તક 'હકીકતે તૌહીદ' (તૌહીદની હકીકત)માં વર્ણવવામાં આવી છે.

આ કેટલાક ઉદાહરણોનો કેવળ રાહદર્શન માટે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તમે મૂર્તિપૂજાના ગમે તે ઈતિહાસને ઉઠાવીને આ દષ્ટિબિંદુથી વાંચી નાખો, તમારા પર એ હકીકત સ્પષ્ટ થઈ જશે કે ગૈરુલ્લાહ (અલ્લાહ સિવાય બીજાઓની)નું આજ્ઞાપાલન અને ઈબાદત, ચાહે તે મૃત ખુદાઓની પૂજાના સ્વરૂપે હોય કે જીવંત ખુદાઓની બંદગીના રૂપમાં, એ પરિણામ છે કેવળ મનુષ્યની અધમતાનું.

આ અધમતાનું જ એક રૂપ 'આંધળાઓનું અનુકરણ' પણ છે. મનુષ્યોના એક મોટા હિસ્સાએ ન તો ક્યારેય સ્વયં હકીકત પર વિચાર કર્યો, ન બીજા ચિંતકો-વિદ્વાનો અને ખુદાના મોકલેલા બંદાઓના આમંત્રણ પર વિચાર કર્યો. તેમણે પોતાના બાપદાદાઓને જે પ્રસ્થાપિત રૂઢિઓ અને રીતરિવાજો પર જોયા તેના પર તેઓ આંખો

આ બધા યત્નો કરવાને બદલે તેમને જંગલના દેવતા ઠરાવીને તેમની પૂજા શરૂ કરી દીધી કે આ રીતે તેમને રાજી રાખીને તેમના જોખમથી સલામત રહી શકશે. આમનું ઉદાહરણ તદ્દન એવું છે કે કોઈ આળસુનો પીર માનવી કોઈ ગંદી જગ્યાએ ઘેરાઈ ગયો હોય અથવા કોઈ ધૂમાડાવાળા મકાનની અંદર બંધ થઈ ગયો હોય અને તેની સહનશક્તિ અને તેના શ્વાસનું દબાણ તેને વિવશ કરી રહ્યું હોય કે તે બહાર કોઈ ખુલ્લા મેદાનમાં અને તાજી હવામાં નીકળે, પણ તેની આળસ તેને રોકી રહી હોય તો ગંદકીના ઢગલાની કે ધૂમાડાની બંદગી શરૂ કરી દે કે હે ગંદકીની રૂહ ! અને ધૂમાડાના દેવ ! મારા પર દયા કરો ! તમે મારી સહાયતા કરો !

આ જ પ્રમાણે કુદરતે, જે ખૂણે-ખૂણે ખૂબ જ મહેરબાન અને કૃપાળુ સાબિત થયેલ છે, ક્યારેક પોતાના ન્યાય તથા પ્રભાવ અને પ્રતાપના પાસાને દશ્યમાન કરવા માટે જમીનને હલાવી દે છે, ક્યારેક પહાડોથી આગ વરસાવે છે, ક્યારેક હવાઓને તોફાન બનાવી દે છે, ક્યારેક આકાશમાંથી વીજળીઓ પાડી દે છે, જેથી માનવી ખુદાની દયાના ઘમંડમાં આવીને તેના ન્યાયને ન ભૂલી જાય, બલ્કે તેના ક્રોધ અને પ્રકોપને પણ યાદ રાખે કે જો તેનામાં દ્રોહ અને બગાવત પેદા થયા તો ખુદા આ જ વસ્તુઓમાંથી, જે તેને લાભ પહોંચાડવા માટે હંમેશા કાર્યરત છે, જે વસ્તુને ચાહશે તેના માટે વિદ્રોહી બનાવી દેશે. પરંતુ માનવી આ ફટકાઓના ડરથી ખુદાની તરફ ભાગવાને બદલે તે આ ફટકાઓ તરફ જ ભાગ્યો, અને જે રીતે તેણે કૃપાઓને જ કૃપાળુની હેસિયત આપી દીધી હતી, એ જ રીતે તેણે કૃપાઓના આ માધ્યમો-સાધનોને સર્વશક્તિમાન અને સજા આપનારનો દરજ્જો આપી દીધો. આનું ઉદાહરણ બિલકુલ એવું છે કે એક બાદશાહે પોતાની પ્રજાને દરેક રીતે સુખચેન અને શાંતિ આપી રાખ્યા હોય, ક્યારેક પોતાની શક્તિઓનું પ્રદર્શન કરે કે પ્રજા યાદ રાખે કે જે બાદશાહની પાસે શાંતિ-સલામતીનો આ સામાન છે, તેના સામર્થ્યમાં સજા અને કષ્ટ પહોંચાડવાની આ શક્તિઓ પણ છે. પરંતુ પ્રજા એવું કરે કે આ શક્તિઓને જ બાદશાહ બનાવીને તેમનો જ આદર અને બંદગી કરવા લાગી જાય અને ખુદ બાદશાહની જ અવગણના કરી દે.

આ જ રીતે એ લોકો પણ ઉપાસ્ય બની ગયા, જેમના વિદ્રોહ અને બંડ છતાં અલ્લાહતઆલાએ તેમને એટલા માટે મહેતલ આપી કે તેઓ પોતાના અંતિમ પરિણામ સુધી પહોંચી જાય. ઉપરાંત, તેમના માધ્યમથી એ લોકોની પણ પરખ થઈ શકે, જેઓ કોઈપણ પ્રકારે તેમના આધીન હતા કે તેઓ પોતાની અંતરાત્માના વચન પર કાયમ રહે છે કે પોતાના શરીરના હિતો માટે આ બંડખોરોના સામે ઝૂકી જાય છે અને તેમની હામાં હા ભરવાનું શરૂ કરી દે છે. આ સમૂહમાં માનવીઓના અંદરના બંડખોરો પણ સામેલ છે અને જિન્નાતોના દુષ્ટો પણ સામેલ છે. દુનિયાના સમગ્ર ઇતિહાસમાં ઢીલ અને પરીક્ષાનો

જે અસરો પડી કે પડી રહી છે (અને જો પરિસ્થિતિ ન બદલાઈ તો) પડશે, તે દરેક જાણકાર વ્યક્તિની સામે છે.

આ કેટલાક ઉદાહરણો લોભ-લાલચ અને આકર્ષણના અંતરાયો અને મૂંઝવણોના વર્ણવવામાં આવ્યા હતા. હવે કેટલાક ઉદાહરણો ભયના પણ જોઈ લઈએ.

અલ્લાહતઆલાના સર્જનોમાં જે વસ્તુઓ હાનિકારક, ખતરનાક અને ભયાનક જોવા મળી, માનવીએ તેમને પણ ખુદાઈમાં ભાગીદાર બનાવી લીધી. માનવીને તેની વિષમતાઓ, તેની ગંદકીઓ અને તેની સુસ્તીના પરિણામે બીમારીઓમાં ગ્રસ્ત કરવામાં આવ્યો, જેથી તે સંતુલન અને ન્યાય તથા પવિત્રતા અને તત્પરતા-ઉદ્યમની એ ટોચ સુધી પ્રગતિ કરે, જે તેનો 'અહસનુત્તકવીમ' (સર્વોચ્ચ બંધારણ) પર પેદા કરવાનો તકાદો છે. પરંતુ માનવીના મન પર સંતુલન અને મધ્યમમાર્ગની પાબંદીઓ, પવિત્રતા અને શુદ્ધતાની સાવધાનીઓ તેમજ ઉદ્યમ અને તત્પરતાની હાડમારીઓ અસહ્ય થઈ પડી; અને આ તમામ મુસીબતો વેઠવાને બદલે તેણે સહુલત એમાં જોઈ કે આ બીમારીઓના અંદર આત્માઓને માનીને તેની મદદ માગવા લાગ્યો, અને તેની મન્નતો માનવા અને કુરબાનીઓ કરવા લાગ્યો. આનું ઉદાહરણ બિલકુલ એવું છે કે કોઈ વ્યક્તિને કોઈ પથ્થરથી ઠોકર વાગી જાય અને એના બદલે કે તે હવે પછી આંખો ખોલીને ચાલવાનો નિર્ધાર કરે અને ઉતાવળથી બચે, ઠોકર લગાવનારા પથ્થરની પાસે એક મંદિર બનાવવા બેસી જાય અને તેના સામે દંડવત પ્રણામ કરવાનું શરૂ કરી દે; અથવા એક વ્યક્તિના કપડાંમાં જૂઓ પડી જાય અને તેને હેરાન કરવા લાગે તો ન્હાવા અને કપડાં ધોવાની તકલીફ ઉઠાવવાના બદલે તે તેને દૂર કરવાનો એ ઉપાય કરે કે દરરોજ સવારે તેનો જય-જયકાર કરવા લાગે.

એ જ રીતે માનવીએ જોયું કે સાપ કરડે છે, વિંછુ ડંખ મારે છે, વાઘ અને વરુ ફાડી ખાય છે. આમને પેદા કરવામાં જ્યાં અલ્લાહતઆલાના ઘણાં ઉદ્દેશ્યો છે, ત્યાં એક મુખ્ય હેતુ એ પણ છે કે તેઓ માનવીને સામૂહિકતા, સંપ અને સહયોગ અને સફાઈની ઉચ્ચ કાબેલિયતોને કાર્યાન્વિત કરવામાં પ્રેરણાનું કામ આપે છે. તે માણસને વિવશ કરે છે કે તે જંગલોને સાફ કરીને મેદાન બનાવે, પહાડોને કોતરીને ઘર બનાવે. વ્યક્તિગત જીવન ત્યજીને સામૂહિક અને સામાજિક જીવન અપનાવે, અને તેમાં સલામતી અને આત્મરક્ષણની જે યોગ્યતાઓ છુપાયેલી છે, તેને વિકસિત કરે. જો આ જંગલી જાનવરો અને અજગરો ન હોત તો માનવી સ્વયં જંગલી જાનવરોની ગુફાઓ અને અજગરોના દરોમાં રહેનાર એક પ્રાણી બની જતો, અને સભ્યતાના દશ્યો જે આજે જોવા મળે છે તેમાંથી એક પણ દશ્ય નજરે ન પડતું. પરંતુ જે માનવીઓને આ બધા પરિવર્તનો અસહ્ય થઈ પડ્યા અને જે હાલતમાં તે હતા એમાં જ તેમણે પડ્યા રહેવાનું ચાહ્યું, તેમણે

કસોટી કરે કે આ લોકો દુનિયાના લોભ-લાલચમાં ફસાઈને ખુદાના વિદ્રોહીઓને જ ઉપાસ્ય બનાવી લે છે કે પછી પોતાના સૂકાયેલા કોળિયાઓ પર સંતુષ્ટ રહીને પોતાની પ્રકૃતિના વચન ઉપર કાયમ રહે છે. પરંતુ ઘણાંખરા આ પરીક્ષામાં પૂરા ન ઉતર્યા અને ખુદાની જગ્યાએ તેના વિદ્રોહીઓની નિકટતાના આકાંક્ષી બન્યા અને તેમના માટે બંદગી અને ગુલામીની તે તમામ વિધિઓ બજાવી લાવ્યા, જે સૃષ્ટિના માલિક અને પાલનહાર સિવાય અન્ય કોઈ માટે જાયઝ નથી હોઈ શકતી. આ લોકોએ ખુદાના વિદ્રોહીઓને પોતાની જિંદગીમાં કૃપાળુ અને અન્નદાતા વગેરે બનાવ્યા અને મરી ગયા પછી તેમના મકબરાઓ (મઝારો), પ્રતિમાઓ અને મૂર્તિઓ બનાવડાવી.

અલ્લાહત્આલાએ પોતાના ઘણાં બંદાઓ પર રૂહાની (આધ્યાત્મિક) બરકતો ઊતારી. કેટલાક લોકોને પોતાના સંદેષ્ટા અને પયગંબર બનાવ્યા. અલ્લાહના આ નિષ્ઠાવાન અને નિખાલસ બંદાઓએ ક્યારેય લોકોને ગૈરુલ્લાહની બંદગીનું આમંત્રણ ન આપ્યું. પરંતુ થોડોક જમાનો પસાર થયા પછી તેમના ભૌતિકવાદી અને ભોગવિલાસી શિષ્યો અને તેમના પ્રેમના જૂઠા દાવેદારોએ મોટાભાગે પોતાના દુન્યવી સ્વાર્થો માટે તેમને લઈ જઈને ખુદાની હરોળમાં બેસાડી દીધા. હઝરત મસીહ અલૈ. અને બીજા ઘણાં ઔલિયા (મુસ્લિમ સંતો અને મહાત્માઓ) અને મશાઈખો (સુફીઓ)ને પણ આ જ રીતે ખુદાના ભાગીદાર બનાવી દેવામાં આવ્યા.

એ જ પ્રમાણે રાજકીય અને સામાજિક હિતો પણ મહદ્અંશે શિર્ક અને મૂર્તિપૂજાનું કારણ બન્યા. પ્રાચીન ઈતિહાસના અભ્યાસથી જાણકારી મળે છે કે ઘણી કોમોએ બીજી કોમોની મૂર્તિઓની કેવળ તેમના સાથે રાજકીય સંબંધો સુદૃઢ રાખવા માટે પૂજા-અર્ચના કરી. ક્યારેક એવું પણ થયું કે વિજેતા કોમોએ પરાજિત કોમોની સાંત્વના માટે તેમની મૂર્તિઓને પોતાના ઉપાસ્યોમાં સ્થાન આપ્યું. ભારતમાં અકબરે આ જ હેતુસર આવી જ ઘણી તુચ્છ પ્રકારની હરકતો કરી. કુરૈશે ખાનએ-કા'બાને તમામ આરબ કબીલાઓની મૂર્તિઓનું મુખ્ય કેન્દ્ર બનાવી દીધું, જેથી એ રીતે તમામ આરબ કબીલાઓ પર પોતાનું વર્ચસ્વ સ્થાયી રાખી શકે. બની ઈસરાઈલના ઈતિહાસનું અધ્યયન કરવાથી ખ્યાલ આવે છે કે તેમણે પણ અનેકવાર આ પ્રકારની તુચ્છ હેતુઓ માટે પાડોશની મુશ્રિક (અનેકેશ્વરવાદી) કોમોની મૂર્તિઓની પૂજા કરી અને એ તો તેમના ઈતિહાસની એક પ્રચલિત વાત છે કે તેમણે મુશ્રિક કોમોની સ્ત્રીઓથી લગ્નો કર્યા અને તેમના સાથે તેમની મૂર્તિઓ અને તેમની અનેકેશ્વરવાદી આસ્થાઓ-માન્યતાઓ અને રીત-રિવાજો પણ પોતાના ઘરોમાં લાવ્યા અને પછી આ સ્ત્રીઓથી જે સંતાનો થયા તે પણ અનિવાર્યપણે શિર્કના માહોલમાં જ ઉછર્યા. મુસલમાનો પર અંગ્રેજો અને પશ્ચિમી કોમોના પ્રભુત્વ અને હિંદુઓની સાથે સોબત-સંગત અને સંબંધ અને દોસ્તીના કારણે

ઉઠાવે અને તેમના હક્કો અને જવાબદારીથી તદ્દન નિશ્ચિંત રહીને પોતાનો સમય કેવળ પોતાના માલિક-અલ્લાહત્આલાની પ્રસન્નતાના કાર્યોમાં લગાવે. પરંતુ માનવીએ જ્યારે જોયું કે દરેક વસ્તુ આટલી બધી લાભપ્રદ હોવા છતાં તેનાથી કોઈ વળતરની માગણી નથી કરતી, તો તેમની આ મફત કૃપાશીલતા પર એવો રીઝ્યો કે તેમાંથી દરેક વસ્તુને તેણે કૃપાળુનું સ્થાન આપીને તેની બંદગી શરૂ કરી દીધી. આનું દષ્ટાંત બિલકુલ એવું છે કે એક બાદશાહ પોતાના કોઈ ખાસ વ્યક્તિને ઘણાં ગુલામો અને સેવિકાઓ પ્રદાન કરે અને તેમની બધી જવાબદારી પણ પોતાના શિરે લઈ લે, જેથી તે ખાસ વ્યક્તિ પોતાની અને પોતાના સેવકોની જવાબદારીથી તદ્દન નિવૃત્ત થઈને પોતાનું સમગ્ર ધ્યાન કેવળ રાજયની મહત્ત્વની બાબતો પર કેન્દ્રિત કરી શકે. પરંતુ તે નિકટતમ ખાસ વ્યક્તિ આ ગુલામો અને સેવિકાઓની મફતની સેવાથી એટલો રિઝી જાય કે તેમને જ બાદશાહ માનીને તેમની જ બંદગી અને અનુસરણ કરવા લાગી જાય અને બાદશાહ અને તેની સલ્તનતને તદ્દન ભૂલી જાય.

આ જ પ્રમાણે ઘણાં લોકો પર અલ્લાહત્આલાએ પોતાની નેઅ્મતોની વર્ષા કરી, તેમને રાજય અને સંપત્તિ આપ્યા, પ્રતિષ્ઠા અને દરજ્જો આપ્યો, તખ્ત અને તાજ આપ્યા, જેથી તેમને અજમાવે કે તેઓ તેની બંદગી કરે છે કે પછી તેનાથી વિદ્રોહ કરે છે, જમીન પર તેનો કાનૂન ચલાવે છે કે પછી પોતાનો કાનૂન ચલાવે છે, શાંતિ અને ન્યાયનો પ્રસાર કરે છે કે પછી જુલ્મ, બગાડ અને ઉપદ્રવ ફેલાવે છે. પરંતુ તેમણે એમ સમજીને કે આ બધું તેમના વિશેષિકાર અને કાબેલિયતનું પરિણામ છે, અભિમાન કર્યું અને બંદગીના બદલે ખુદાઈ શરૂ કરી દીધી. કોઈ એવું સમજી બેસ્યું કે અમે ઈશ્વરના અવતાર છીએ, જેવી રીતે મિસર (ઇજિપ્તનું પ્રાચીન નામ)ના અવતાર બાદશાહ (God Kings) અને ભારતના પ્રાચીન રાજાઓ પોતાને દેવતાની હેસિયતે પોતાની પ્રજાથી પૂજા કરાવતા હતા. મુસલમાન બાદશાહોમાંથી અકબરને પણ અજ્ઞાની અને ખુશામદખોર દરબારીઓએ આ જ પ્રકારના ભ્રમમાં નાખી દીધો હતો. કોઈ પોતાને આકાશી અને દિવ્ય સર્જન સમજવા લાગ્યું; જેમ કે ચીન અને જાપાનના બાદશાહો પોતાને મનુષ્યથી પર સમજતા હતા. મિસરમાં પહોંચીને સિકંદર પણ આ જ રોગમાં સપડાઈ ગયો હતો. આ તાગૂતોનું ઉદાહરણ એવું છે કે કોઈ બાદશાહ પોતાના કોઈ ગુલામને કેટલાક નોકરચાકરો અને સૈનિકો આપીને પોતાના દેશના કોઈ વિસ્તારમાં વ્યવસ્થા પર નિયુક્ત કરે અને તે ગુલામ નોકરચાકરો અને સૈનિકો મેળવીને એટલો ઘમંડી થઈ જાય કે ત્યાં પહોંચીને પોતાની જ બાદશાહીનો ધ્વજ ફરકાવી દે.

આ જ પ્રમાણે અલ્લાહત્આલાએ ઘણાં લોકોને ધનદોલત અને સંપત્તિથી વંચિત રાખ્યા અને તેનાથી આશય એ હતો કે તેમની ધીરજ અને સહનશીલતા તથા સંતોષની

સેવિકા પર એટલી હદે આશક થઈ જાય કે પોતાને અને પોતાના આખા રાજ્યને તેની મરજીના હવાલે કરી દે અને તેના રાજ્યના બધા સજ્જનો, વિદ્વાનો અને તમામ બુદ્ધિમાનો અને કર્મચારીઓ આ સેવિકાના ગુલામ બનીને રહી જાય. આ أَرَأَيْتَ مَنِ اتَّخَذَ إِلٰهَهُ هَوٰهُ[૧]ની સ્થિતિ થઈ અને સ્પષ્ટ છે કે આ માનવીની પ્રકૃતિ નથી, બલ્કે તેની અધમતા અને નીચતાનું પરિણામ છે.

એ જ પ્રમાણે અલ્લાહતઆલાએ માતાપિતા બનાવ્યા, પત્ની અને બાળકો આપ્યા, સગા-સંબંધીઓ આપ્યા, કુટુંબ અને પરિવાર તથા બિરાદરી અને કોમ અને સમાજ આપ્યો, ધનદોલત અને સંપત્તિ પ્રદાન કર્યા, પશુઓના રેવડ આપ્યા, જેથી માનવી તેમના અંદર અને તેમના દ્વારા સામૂહિક અને સામાજિક યોગ્યતાઓને કાર્યાન્વિત કરે, જે તેને જન્મથી જ આપવામાં આવી છે, અને વાસ્તવિક રાજ્યનું નિર્માણ કરે, જેનો તે અલ્લાહના ખલીફા હોવાની હેસિયતે અધિકારી છે. પરંતુ માનવીએ આ હેતુની સિદ્ધિ અર્થે આપવામાં આવેલ તમામ સાધનોને જ અસલ હેતુ બનાવી લીધો. તે માતાપિતાના પ્રેમમાં એવો ડૂબી ગયો કે તેણે પિતૃપૂજાનો પાયો નાખી દીધો. પત્ની-બાળકોના પ્રેમમાં એવો જકડાઈ ગયો કે તેમના માટે ખુદા અને તેના આદેશોને ભૂલી ગયો. કુટુંબ અને પરિવાર તથા બિરાદરી અને કોમના લગાવમાં એવો ફસાઈ ગયો કે તેમના માટે ખુદા અને તેના રસૂલથી વિદ્રોહ કરી નાખ્યો; ત્યાં સુધી કે આ પ્રેમમાં એટલો આગળ વધી ગયો કે તેણે પૂર્વજોની પૂજા અને કુળદેવી-દેવતાઓની પૂજા શરૂ કરી દીધી. તે ધનદોલત અને સંપત્તિના ઈશ્કમાં એવો સપડાયો કે તેને જ ઉપાસ્ય સમજવા લાગ્યો. હદ તો એ છે કે જે પશુઓને તેણે લાભપ્રદ જોયા તેમને પણ તેણે દેવતા બનાવી લીધા. ગાય, બળદ, હાથી, ઘોડા વગેરે બધા આ જ પ્રમાણે તેના દેવતા બની ગયા. અલ્લાહતઆલાએ જે વસ્તુઓ સવારી માટે પ્રદાન કરી હતી, તેને તેણે સવાર બનાવી લીધી અને જે વસ્તુઓ તેને દામણ રૂપે આપવામાં આવી હતી કે તેના સહારાથી ખુદા સુધી પહોંચી શકે, તેણે પોતાના જ પગ અને પોતાની જ ગરદનમાં આ દામણનો ફંદો બનાવીને નાખી દીધો.

અલ્લાહતઆલાએ અનેક નેઅ્મતો (કૃપાઓપ બક્ષિસો) એવી આપી છે, જે માનવી માટે તદ્દન લાભપ્રદ જ હતી. તે ફાયદો પહોંચાડવાના બદલામાં પત્ની-બાળકો, કોમ અને બિરાદરી, ગાય અને ઘોડાની જેમ વ્યક્તિથી કોઈ હક્ક અને ફરજની માગણી નહોતી કરતી – જેમ કે સૂર્ય, ચંદ્ર, તારા અને નક્ષત્રો, મેઘધનુષ, વાદળ, હવા, આગ, પાણી, જમીન, નદીઓ અને સમુદ્રો, પહાડ અને પક્ષીઓ વગેરે. આ વસ્તુઓ અલ્લાહતઆલાએ એટલા માટે પ્રદાન કરી હતી કે માનવી તેમના અસ્તિત્વથી ફાયદો

૧. શું તે જેણે પોતાની મનેચ્છાને ઉપાસ્ય બનાવી રાખી છે ? - સૂરઃ ફુરકાન, આ.૨૫

અને ચડાવ તથા અનુકૂળતા અને પ્રતિકૂળતાને પહોંચી વળીને ખુદા સુધી પહોંચીને જ શ્વાસ લે છે, ન તો રસ્તામાં આવતા કોઈ ખતરાની પરવા કરે છે, ન કોઈ વસ્તુથી લલચાય છે. તેઓ પોતાની પ્રકૃતિનો પોકાર બરાબર સાંભળે છે અને તેનું આકર્ષણ તેમને એટલી મહેતલ જ નથી આપતું કે પગના તળિયાંના બળવા અને કાંટાઓની જલન અને પીડા તરફ ધ્યાન આપી શકે. પરંતુ જેઓ કાયર અને નીચ પ્રકૃતિના હોય છે, તેઓ આ અંતરાયો અને મૂંઝવણોની સામે હિંમત હારી બેસે છે. આમ, આ નીચતા અને કાયરતા જ છે, જે વાસ્તવમાં ગૈરુલ્લાહ (અલ્લાહ સિવાય બીજાઓ)ની બંદગી અને શિર્કનું ખરું કારણ છે. માનવી પોતાના સ્થાન અને શ્રેષ્ઠ દરજ્જાનો ખ્યાલ નથી કરતો અન જ્યાં પણ કોઈ ગાઢ છાયડો કે ખતરો જુએ છે ત્યાં હિંમત હારી બેસે છે. આ નીચતા તથા કાયરતા અને કમજોરી જે વિભિન્ન સ્વરૂપોમાં જાહેર થઈ છે અને તેણે માનવીને જે રીતે પણ ગૈરુલ્લાહની પૂજા-અર્ચનામાં સપડાવ્યો છે, તેની વિગતવાર ચર્ચાનો તો અહીં મોકો નથી, પણ મનમાં તેની કલ્પના ઊભી કરવા માટે કેટલીક આવશ્યક વાતો અહીં અમે કરીશું.

સૌપ્રથમ એ વાત પર વિચાર કરો કે માનવીને અલ્લાહતઆલાએ તેની પોતાની જાતમાં એક નાની બાદશાહી પ્રદાન કરી છે. તેના અસ્તિત્વને એ રીતે આકાર આપ્યો કે તેને સૌથી શ્રેષ્ઠ યોગ્યતાઓ અને સૌથી ઉત્તમ શક્તિઓથી શણગાર્યો. તેને ખાવા-પીવાની અને ઓઢવા-પહેરવાની, પત્ની-બાળકો અને ઘર-ગૃહસ્થીની ઇચ્છાઓ આપી; જેથી આ ઇચ્છાઓની પ્રેરણાથી તે પોતાની જાતની રક્ષા અને પોતાના વંશવેલાને બાકી રાખવાની કાબેલિયતોને કાર્યાન્વિત કરી શકે. તેને બુદ્ધિ પ્રદાન કરી, જે ભલાઈ અને બૂરાઈમાં ભેદ કરવાવાળી છે. હૃદય આપ્યું, જે બુલંદ ઇરાદાઓનું કેન્દ્ર છે. રૂહ (અંતરાત્મા) પ્રદાન કરી, જેમાં પોતાની ઝંખના, ચાહત તથા જિજ્ઞાસા આપી, અને આ બધાની સાથે તેને અધિકાર આપ્યો કે તે આ બધા પર શાસન કરે અને તેને પોતાના રબની પ્રસન્નતાના માર્ગમાં ઉપયોગ કરીને ખુદાના ત્યાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરે. પરંતુ તેણે જોયું કે તેને જેટલી વસ્તુઓ મળી છે, તેમાં ઇચ્છાઓ સૌથી વધારે સ્વાદિષ્ટ છે. તેની લિજ્જત ત્વરીત અને સન્મુખ તથા ફાયદો ઝડપથી મળી જાય તેવો છે. આમ, તે એનો એટલો મોહિત અને આશક થયો કે તેણે પોતાની સમગ્ર સલ્તનત તેના હવાલે કરી દીધી. તેણે પંચેન્દ્રિયોને આદેશ આપી દીધો કે તે ઇચ્છાઓનું અનુસરણ કરે અને જે કંઈ તેને જોઈએ કેવળ તેની જ શોધમાં પોતાને કાર્યરત રાખે. તેણે બુદ્ધિની અદાલતને વિરામ આપી દીધો, જેથી આ ઇચ્છાઓના વિરુદ્ધ અપીલ ન કરી શકે. તેણે દિલને પણ આ જ ઇચ્છાઓના આધીન કરી દીધું. પરિણામ એ આવ્યું કે તે પેટ અને યોનિનો બંદો બનીને રહી ગયો, અને તેનું ઉદાહરણ તદ્દન એ બાદશાહ જેવું થઈ ગયું, જે પોતાની કોઈ

બચાવીએ. આપણે તેમના અધિકારોનો ઈન્કાર નથી કરી શકતા. આપણે જે દિવસથી તેમના અસ્તિત્વથી આનંદ અને રાહત પ્રાપ્ત કરી, તે દિવસથી જ તેમના હક્કોનો સ્વીકાર કરી લીધો. આ હક્ક અને જવાબદારીનો કરાર છે, જે દરેક લાભાર્થી અને નફો પ્રાપ્ત કરનાર ઉપર આપોઆપ લાગુ થઈ જાય છે અને માનવીની પ્રકૃતિ અને દુનિયાના પ્રચલનમાં આનાથી વધારે કોઈ વસ્તુ મહત્ત્વની અને પ્રતિષ્ઠિત નથી.

હવે વિચારો કે જ્યારે આપણને માતાપિતાના હક્કોનો ઈન્કાર કરવાનો હક્ક નથી, તો તેમનાથી ખૂબ જ વધીને તેનો હક્ક છે જેણે માતાપિતાને પેદા કર્યા છે. જ્યારે આપણા માટે પત્નીના અધિકારોથી ઈન્કારની કોઈ ગુંજાશ નથી, તો તેના અધિકારથી કેવી રીતે ઈન્કાર સંભવ છે, જેણે પુરુષની શાંતિ માટે સ્ત્રીને અસ્તિત્વ પ્રદાન કર્યું ! જ્યારે આપણે પરિવાર અને બિરાદરી, બાદશાહ અને સલ્તનતના હક્કોને માનીએ છીએ, તો તે, જેણે પરિવાર અને બિરાદરીને અસ્તિત્વ બક્ષ્યું, જેણે બાદશાહી અને સલ્તનતની એકતા અને સંગઠન માટે માનવીની પ્રકૃતિમાં તેની તરફદારીનો પ્રેમ તથા સામૂહિકતાની ભાવના પ્રદાન કરી, તેનાથી ખૂબ વધારે એ વાતનો હક્કદાર છે કે આપણે તેને ઈશ્વર, સ્વામી અને પ્રભુ માનવાના તેનાથી કરેલ વચનનો ઈકરાર કરીએ. જ્યારે આપણે મુરઘી અને બિલાડી સુદ્ધાંનો હક્ક માનીએ છીએ, ગાય અને ઘોડા સુદ્ધાંથી તેમના અધિકારો અંગેના મૌન કરાર અને જવાબદારીનો સ્વીકાર કરીએ છીએ, તો છેવટે તેના વચનથી આપણને કેમ ઈન્કાર હોય, જેણે ગાય અને ઘોડા, રણ અને ઉપવન, નદી અને સમુદ્રો, સૂર્ય અને ચંદ્ર, હવા, પાણી અને અગ્નિ અને માટી બધાને અસ્તિત્વ પ્રદાન કર્યું અને સૌને આપણી હસ્તીના સ્થાયીત્વ માટે સાનુકૂળ અને લાભપ્રદ બનાવ્યા ?[1]

આમ, એ વાત તો તદ્દન ખોટી છે કે માનવીને આ વચનની જાણકારી અને જ્ઞાન નથી. અલબત્ત, એ જરૂર છે કે આ વચનને પૂરું કરવું મનેચ્છાઓના દાસનું કામ નથી. અમે અગાઉના પ્રકરણમાં વર્ણવી ચૂક્યા છીએ કે અલ્લાહત્આલાએ માનવીના અંદર પોતાનો પ્રેમ અને પોતાની તડપની ભાવના આપીને તેના માર્ગમાં ભય અને આશા, લોભ-લાલચ અને આકર્ષણ અને અભિમાનના અંતરાયો, અવરોધો અને મૂંઝવણો નાખી દીધા છે, જેથી તેને આપવામાં આવેલ અધિકાર અને સ્વતંત્રતાની પરીક્ષા થાય અને દરેક વ્યક્તિ ખુદાના ત્યાં પોતાની હિંમત અને યોગ્યતાને લાયક દરજ્જો અને સન્માન પ્રાપ્ત કરી શકે. આ જ અંતરાયો અને મૂંઝવણો છે, જે એક સચ્ચાઈના અભિલાષી અને મનેચ્છાના દાસ વચ્ચેના ભેદની કસોટી છે. જે હિંમતવાન હોય તે તો દરેક ઊતાર

૧. અહીં એ વાત યાદ રાખવી જોઈએ કે ગીતામાં એ વ્યક્તિની તુલના ચોરથી કરવામાં આવી છે, જે ખુદાની કૃપાઓ અને બક્ષિસોથી ફાયદો તો ઉઠાવે છે, પણ તેના માટે ત્યાગ કરવા અને તેના અધિકારોના સ્વીકારથી દૂર ભાગે છે.

ઈન્કાર કરે છે અને કહે છે કે મેં તો આ પ્રકારનો કોઈ કરાર કર્યો નથી, અથવા કોઈ નાગરિક મ્યુનિસિપાલિટીની સડકો પર ચાલે તો છે, તેના સ્વાસ્થ્ય-વિભાગની વ્યવસ્થાથી ફાયદો તો ઉઠાવે છે, તેના પાર્ક, ઉદ્યાનો અને મેદાનોથી લાભાન્વિત તો થાય છે, તેણે ચાલુ કરેલ વીજળીની લાઇટોથી પ્રકાશ પણ મેળવે છે, તેણે ઊભી કરેલ શિક્ષણ સંસ્થાઓથી ફાયદો પ્રાપ્ત કરે છે; પરંતુ જ્યારે તેની માગણીઓનો સમય આવે તો કહી દે કે હું આવી કોઈ જવાબદારી સ્વીકારતો નથી, અથવા આ જ પ્રમાણે કોઈ માણસ એક સલ્તનતમાં નાગરિકો તરીકેના અધિકારોથી લાભ તો ઉઠાવી રહ્યો છે, તેની શાંતિ અને ન્યાય વ્યવસ્થાથી ફાયદો પણ મેળવી રહ્યો છે, તેના કાયદો અને વ્યવસ્થાના કારણે એક સંપત્તિનો માલિક, પુત્રનો પિતા, પત્નીનો પતિ અને સલ્તનતનો નાગરિક તો બની ગયો છે, પણ જ્યારે સલ્તનતની માગણીઓનો સમય આવે તો જવાબ આપી દે કે મેં તો આ માગણીઓની જવાબદારી ઉઠાવવા અને આ પ્રકારના જોખમમાં પડવાનો પણ ઈકરાર કર્યો નહોતો, તો શું આ જવાબો યોગ્ય અને સાચા હશે ?

પત્ની કહેશે કે આ બહાનું ખોટું છે. જે દિવસે તેં મારી ઇજ્જત-આબરૂનો સ્વતંત્રતાથી ઉપયોગ કર્યો અને મેં મારું શરીર તને સોંપી દીધું, એ જ દિવસે તેં આ તમામ જવાબદારીઓ માટે મારાથી એક પાકો કોલકરાર કર્યો છે અને લોકો પણ પત્નીને સાચી અને પતિને જૂઠો અને નીચ ઠેરવશે. આ જ જવાબ એક બિરાદરી પોતાના કાયર અને નિમકહરામ (કૃતઘ્ન) વ્યક્તિને આપશે. આ જ જવાબ મ્યુનિસિપાલિટી પોતાના કસૂરવાર નાગરિકને અને સરકાર પોતાના નિમકહરામ નિવાસીને આપશે, અને આખી દુનિયા આ જવાબને બિલકુલ યોગ્ય અને આવા નીચ લોકો માટે કોઈપણ સજાને તદ્દન વાજબી ઠેરવશે; કેમ કે દરેક હક્કની સાથે જવાબદારીની અનિવાર્યતા એટલી સિદ્ધ અને સ્પષ્ટ છે કે આકાશનો સૂર્ય પણ એટલો નથી.

આ જ હક્ક અને જવાબદારીના પ્રાકૃતિક અને સાર્વત્રિક કાનૂનના આધારે આપણા ઘરમાં ઉછરેલ મુરઘી, આપણા તબેલામાં બાંધેલી ગાય અને ઘોડાઓ, આપણા બગીચામાં લાગેલા છોડ અને આપણી વાડીમાં ઊગેલા વૃક્ષોના આપણા ઉપર અધિકારો છે અને આપણે કંજૂસ ઠરીશું જો આપણે તેમના અધિકારોથી ઇન્કાર કરી દઈએ. જે મુરઘીના ઈંડા અને બચ્ચા આપણે ખાઈએ છીએ, અનિવાર્ય છે કે આપણે બિલાડીઓ અને કૂતરાઓથી તેની રક્ષા કરીએ. આપણે જે ગાયનું દૂધ પીએ છીએ અને જે ઘોડા પર સવાર થઈએ છીએ, આપણા ઉપર તેમનો હક્ક છે કે આપણે તેમને ઘાસચારો અને દાણાપાણી પૂરા પાડીએ. આપણે જે છોડના ફૂલથી સુવાસિત થઈએ છીએ અને જે વૃક્ષના ફળનો રસાસ્વાદ કરીએ છીએ, આપણા માટે ફરજિયાત છે કે તેમને સિંચીએ, તેમને ખાતર-પાણી આપીએ તથા ઠંડીની આફતો અને ગરમ લૂની મુસીબતોથી તેમને

પર ચાલી-ફરી શકે. તે પછી પિતાનો ત્યાગ, તેનો લગાવ અને તેની દેખભાળ અને પાલન-પોષણ તેમજ શિક્ષા-દીક્ષા અને નિરીક્ષણનો તબક્કો આવે છે, જે લાંબા ગાળા સુધી ચાલુ રહે છે. આ મુદ્દતમાં પિતા જે કંઈ પોતાના માટે ચાહે છે, તેનાથી વધારે પોતાના બાળક માટે ચાહે છે. તે પોતે ઓછું ખાય છે, જેથી બાળકને ખવડાવે. તે સ્વયં તકલીફ ઉઠાવે છે, જેથી બાળકને આરામ પહોંચાડી શકે. તે પોતે પોતાની જાન જોખમમાં નાખે છે, જેથી બાળક દરેક પ્રકારના ખતરાઓથી સુરક્ષિત રહે. માતાપિતાનાં પ્રેમ, લગાવ અને જાનની બાજી લગાવી દેવાની ભાવનાનો આ ક્રમ એક બાળકને પાળીપોષીને યુવાન બનાવે છે. જો આમાંથી એક કડી પણ તૂટી જાય તો બાળકનું જીવન જ જોખમમાં પડી જાય. હવે કલ્પના કરો કે બાળક યુવાન હોય અને માતાપિતા ઘડપણે પહોંચી જાય, હવે આ મોહતાજ છે અને તેઓ નિસ્પૃહ છે; પરંતુ પુત્ર તેમનું કંઈ ધ્યાન નથી રાખતો અને કોઈ વ્યક્તિ તેને માતાપિતાના હક્કો અને કર્તવ્યોની યાદ દેવડાવે છે તો તે જવાબ આપે છે કે મને ખબર નથી કે માતાપિતાના પણ કોઈ અધિકારો અને તેમના પ્રત્યે કોઈ ફરજો હોય છે. મને આ પ્રકારની કોઈ ફરજ કે જવાબદારીની કંઈ જ ખબર નથી. મેં તો આ પ્રકારના કોઈ હક્કનો સ્વીકાર કર્યો નથી. તો શું તેનો આ જવાબ ઉચિત હશે ? દરેક વ્યક્તિ આવા પુત્રને નીચ અને અધમ કહેશે, કેમ કે તે એક એવો હક્ક અને એક એવી જવાબદારીનો ઇન્કાર કરી રહ્યો છે, જેનાથી વધારે પ્રમાણિત અને દૃઢપ્રતિજ્ઞ હક્ક અને જવાબદારી અન્ય કોઈ નથી. આ જવાબદારી દરેક પ્રકારના હક્કની સાથે લાગેલી હોય છે. તેના માટે કોઈ શિલાલેખની જરૂર નથી, કોઈ સાક્ષી વગર સાબિત અને પ્રમાણિત છે અને માગણી વગર સર્વસ્વીકૃત અને સર્વમાન્ય છે. આ વિશેષાધિકાર (Privilege) અને જવાબદારી (Responsibility)નું એ પ્રાકૃતિક વચન છે, જેનાથી વધારે માનવી પર કોઈ અન્ય વચનની પાબંદી લાગુ થતી નથી.

આના જ આધારે એક પુરુષ એ સ્ત્રીના ભરણ-પોષણ અને ઇજ્જત-આબરૂ અને શીલની સુરક્ષાના હક્કનો સ્વીકાર કરે છે, જેનાથી તે લાભાન્વિત થાય છે. આના જ આધારે તે માણસના પરિવાર અને બિરાદરીની સલામતી અને સહાયતાનું કર્તવ્ય લાગુ થાય છે. આના જ આધારે એક શહેરની મ્યુનિસિપાલિટી પોતાના નાગરિકોની કમાણીમાં હિસ્સેદાર બને છે. આના જ આધારે એક રાજય પોતાની પ્રજાથી માગણી કરે છે કે તેઓ પોતાના જ્ઞાન અને કાબેલિયત, પોતાનો સમય અને સ્વતંત્રતા તથા પોતાના જાન-માલમાં તેને ભાગીદાર બનાવે; અને જો રાજયનું અસ્તિત્વ કોઈ ખતરામાં પડી જાય તો પ્રજા તેની રક્ષા માટે પોતાનું બધું જ ન્યોછાવર કરી દે.

હવે માની લો કે એક વ્યક્તિ કોઈ સ્ત્રીની ઇજ્જત-આબરૂ અને શીલનો માલિક તો બની ગયો, પણ તેના ભરણ-પોષણની જવાબદારી અને તેના હક્કો અને ફરજોથી

# શિર્કનું વાસ્તવિક કારણ

અગાઉના પ્રકરણમાં એ વાત ખૂબ સ્પષ્ટતાથી વર્ણવી દેવામાં આવી હતી કે માનવીની પ્રકૃતિમાં એક વાસ્તવિક અને સાચા કૃપાળુના પ્રેમ અને તેની પ્રશંસા અને કૃતજ્ઞતાની ભાવના સૌથી વધુ પ્રાચીન અને સૌથી વધારે ઊંડી છે. તેથી આના જ આધારે કુર્આનનો દાવો છે કે અલ્લાહતઆલાએ સમસ્ત માનવ-જાતથી પોતાની રુબુબિયત (ઈશ્વરત્વ, પ્રભુતા, સ્વામીત્વ)નું વચન લીધું છે અને પ્રત્યેક મનુષ્ય بَلٰى કહીને આ વચન અને ઈકરારમાં સંમત થયો હતો.

وَإِذْ أَخَذَ رَبُّكَ مِنْ بَنِيْٓ اٰدَمَ مِنْ ظُهُوْرِهِمْ ذُرِّيَّتَهُمْ وَأَشْهَدَهُمْ عَلٰٓى أَنْفُسِهِمْ ۚ أَلَسْتُ بِرَبِّكُمْ ۖ
قَالُوْا بَلٰى ۛ شَهِدْنَا ۛ أَنْ تَقُوْلُوْا يَوْمَ الْقِيٰمَةِ إِنَّا كُنَّا عَنْ هٰذَا غٰفِلِيْنَ ۙ

''અને યાદ કરો જ્યારે તમારા પાલનહારે તમામ મનષુયોથી અર્થાત્ તેમની પીઠોથી તેમના સંતાનોને અને તેમને સાક્ષી ઠરાવ્યા તેમના ઉપર, શું હું તમારો પાલનહાર નથી ? બોલ્યા : હા, અમે સાક્ષી છીએ. આ એટલા માટે કે તમે કયામતના દિવસે એવું ન કહો કે અમે તો આનાથી અજાણ હતા.'' (સૂરઃ આ'રાફ, આ. ૧૭૨)

કેટલાક લોકો આના ઉપર શંકા કરે છે કે શું ખબર આ પ્રકારનું કોઈ વચન લેવામાં આવ્યું છે કે નહીં ! અમને ન તો أَلَسْتُ بِرَبِّكُمْ ના પ્રશ્નની કાંઈ જાણકારી છે અને ન તો એ યાદ છે કે અમે بَلٰى કહીને કોઈ વચનની જવાબદારી લીધી છે ! આ બંને વાતો સાબિતી માગે છે. વિશેષતઃ જ્યારે કે તેનું મહત્ત્વ એટલું વધારે છે કે કયામતના દિવસે આ વચન દરેક મનુષ્ય પર હુજ્જત (દલીલ) હશે.

આશ્ચર્ય છે કે લોકોને શું વાતની ખબર નથી ? એક માણસ પાણીના એક તુચ્છ ટીપાના સ્વરૂપમાં માતાના પેટમાં પડે છે. માતા, ન જાણે કેટલીય મુસીબતો વેઠીને અને કેટલાય દુઃખો ઉઠાવીને તેને પોતાના પેટમાં પાળે છે. પોતાના માંસ અને લોહીથી તેનું પાલન-પોષણ કરે છે. પછી જાનની બાજી લગાવીને એક માંસના લોથડાના સ્વરૂપમાં તેને જણે છે. પછી પોતાના શરીરના લોહીના એક-એક ટીપાને દૂધ બનાવીને તેને પીવડાવે છે અને વર્ષોના કષ્ટ અને પરિશ્રમ પછી તેને એ કાબેલ બનાવે છે કે તે જમીન

શરૂ થઈ. હુકૂકુલ્લાહ (અલ્લાહના હક્કો)ની કલ્પનાએ તમામ આસ્થાઓ અને ઇબાદતોને સ્થાયીત્વ અને દઢતા બક્ષી અને 'હુકૂકુલ ઈબાદ' (બંદાઓના હક્કો)ની કલ્પનાએ સમગ્ર નૈતિક આચરણ અને નીતિમત્તાઓ તથા વ્યવહારોને મજબૂતી પ્રદાન કરી. આ પ્રકૃતિ અને ખુદાપરસ્તીનો 'સિરાતે મુસ્તકીમ' (સીધો અને સહજ માર્ગ) છે. આ જ રૂહ (આત્મા)ની ઉત્ક્રાંતિ અને ઉન્નતિનો સાચો રાજમાર્ગ છે. તેના એક છેડા પર પિતા આદમ અલૈ. છે અને બીજા પર 'ખાતિમુલ-અંબિયા' (નબીઓના સમાપક) મુહમ્મદ સલ્લ. છે, અને તેના વચ્ચે રસ્તા પર અલ્લાહના હજારો-લાખો નબીઓ અને રસૂલો અને સત્યના આવાહકો થોડા-થોડા અંતરે ઊભા છે. તેમણે પોત-પોતાના જમાનામાં આ જ માર્ગ પર ચાલવાનું આમંત્રણ આપ્યું, પરંતુ માનવી વારંવાર આ માર્ગ પર આવીને તેનાથી દૂર થતો રહ્યો અને જમીનની સુધારણા પછી તેમાં ખરાબી પેદા કરતો રહ્યો. તેથી પ્રત્યેક નબીને એ કહેવું પડ્યું કે - وَلَا تُفْسِدُوا فِي الْأَرْضِ بَعْدَ إِصْلَاحِهَا (જમીનની સુધારણા પછી તેમાં ખરાબી પેદા ન કરો. - સૂરઃ આ'રાફ, આ.૫૬ અને ૮૫).



إِنَّكَ إِن تَذَرْهُمْ يُضِلُّوا عِبَادَكَ وَلَا يَلِدُوا إِلَّا فَاجِرًا كَفَّارًا[1]. તેથી જે કોમોમાં નબીઓ અને રસૂલો મોકલવામાં આવ્યા, તેમના વિશે અલ્લાહનો કાનૂન એ રહ્યો છે કે દા'વતની પરિપૂર્ણતા અને હુજ્જત પૂરી થયા પછી તેમનામાંથી ભલા અને નેક લોકો છાંટીને અલગ કરી લેવામાં આવ્યા અને તેમનામાંથી જે લોકો ફાસિકો (નાફરમાનો) અને દુષ્ટોને અલ્લાહના અઝાબ દ્વારા અથવા સત્યનિષ્ઠોના હાથે સમાપ્ત કરી દેવામાં આવ્યા અને પરમ્ શુદ્ધ અને સદાચારીઓને બાકી રાખવાનો કાનૂન આનો જ તકાદો કરે છે.

આ અલ્લાહની સુન્નત (રીત, નિયમ) નબીઓ સાથે વિશેષ છે અને તેના નિર્ધારિત નિયમો છે, જે કુર્આને-હકીમમાં વિગતવાર દર્શાવવામાં આવ્યા છે અને ઉસ્તાદ ઈમામ મૌલાના હમીદુદ્દીન ફરાહી રહ.એ કરેલ સૂરઃ કાફિરૂનની સમજૂતીમાં આ વિષયક સંક્ષેપમાં ચર્ચા કરવામાં આવી છે. નબીઓ સિવાય બીજા લોકો અને બીજી જમાઅતો એ દરજ્જાની હુજ્જત પૂરી કરવાનું કાર્ય નથી કરી શકતા કે એ નક્કી થઈ જાય કે હવે આ કોમમાં સત્યના સ્વીકારની યોગ્યતા શેષ રહી નથી, તેથી તેમને એ અધિકાર નથી મળ્યો કે તેઓ દુરાચારી લોકોને સમાપ્ત કરી દે, સિવાય કે કોઈ વ્યક્તિ ઈસ્લામ સ્વીકાર્યા પછી પાછો ફરી ગયો હોય કે મુર્તદ થઈ ગયો હોય, કેમ કે તેનું એક વખત ઈસ્લામ કબૂલ કરી લેવું જ એ વાતનો પુરાવો છે કે તેના પર સત્ય સ્પષ્ટ થઈ ગયું છે. તેમને અવજ્ઞાકારીઓ અને દુષ્ટ લોકો અંગે કેવળ એ હક્ક પ્રાપ્ત છે કે તેમના હાથોમાંથી નેતૃત્વની લગામ છીનવીને તે પોતાના આધીન રાખે, જેથી તેઓ જમીનમાં બગાડ અને ઉપદ્રવ ફેલાવવાના બદલે એક સદાચારી અને શુદ્ધ ચરિત્ર નેતૃત્વમાં રહીને એક સાનુકૂળ માહોલમાં ઉછરીને, જો કોઈ સંભાવના હોય તો પોતાની સુધારણા કરી શકે.

આ તમામ વિગતથી એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે ધર્મનો આરંભ પ્રેમની લાગણીથી થયો છે, જે બાળકની પ્રકૃતિમાં માતાપિતા માટે તથા પુખ્તો અને સમજદાર લોકોની પ્રકૃતિમાં માતાપિતા ઉપરાંત વાસ્તવિક કૃપાળુ માટે પેદા થાય. આ પ્રેમથી વાસ્તવિક કૃપાળુ માટે કૃતજ્ઞતા અને પ્રશંસાની તથા માતાપિતા માટે ઉપકારની ભાવના પેદા થાય. વાસ્તવિક કૃપાળુની પ્રશંસાની ભાવનાએ અલ્લાહની ઈબાદતની કલ્પના પેદા કરી, જેણે નમાઝનું સ્વરૂપ ધારણ કર્યું અને માતાપિતાની સાથે ઉપકારની ભાવનાએ તેમની સેવા અને તેમના પર ખર્ચ કરવાની કલ્પના ઉત્પન્ન કરી, જેણે વિકસિત થઈને 'ઈતાએ ઝીલ-કુર્બા' (પોતાનું ધન સગાવ્હાલાઓ પર ખર્ચ કરવું) અને 'ઝકાત' (અનિવાર્ય ધર્મદાન) નું સ્વરૂપ અપનાવી લીધું. આ પ્રમાણે માનવીની રૂહની ઉન્નતિ અને ઉત્ક્રાંતિ

૧. જો તે આમને છોડી દીધા તો આ લોકો તારા બંદાઓને પથભ્રષ્ટ કરશે અને આમના વંશમાં જે પણ પેદા થશે તે દુરાચારી અને સખત ઈન્કાર કરનાર જ હશે. - સૂરઃ નૂહ, આ. ૨૭

પહોંચાડી દે, જ્યાં સુધી તે આ ભૌતિક દુનિયામાં રહીને પહોંચી શકે છે. આ જ હેતુસર માનવીને દુનિયામાં જીવવાની એક મહેતલ મળી છે. જો આ હેતુ સિદ્ધ નથી થઈ રહ્યો તો તેનું જીવવું વ્યર્થ અને તેને જીવતો રાખવો નકામું છે, અને કુદરત જે દરેક સ્થળે એટલી તત્ત્વદર્શી પુરવાર થઈ છે કે તે કોઈ નિરર્થક કાર્ય નથી કરી શકતી. માનવીની આધ્યાત્મિક ઉત્ક્રાંતિ અને ઉન્નતિનું આરંભબિંદુ, જેમ કે ઉપર ખબર પડી ચૂકી છે, શુદ્ધ ખુદાપસ્તીની ભાવના છે. જો માનવી બીજી દિશામાં ચાલી નીકળે છે તો તે પ્રાકૃતિક ઉત્ક્રાંતિ અને ઉન્નતિના વિરુદ્ધ વહી જાય છે. જો કે કુદરત ખૂબ જ મહેરબાન છે, તેથી તેણે પ્રાકૃતિક માર્ગદર્શન પ્રદાન કરવાની સાથે-સાથે તેનો પણ પ્રબંધ કર્યો છે કે તે પોતાના નબીઓ અને રસૂલો પણ મોકલતી રહે છે, જે માનવોને તેમની ઉન્નતિની સાચી દિશા તરફ લઈ જતા રહે છે, અર્થાત્ તેમને શુદ્ધ અને નિખાલસ ખુદાપરસ્તીના શિખર સુધી લાવવાની કોશિશ કરતા રહે છે.

નબીઓ વિશે અલ્લાહનો નિયમ એ છે કે તેઓ જે જમાઅત (સમૂહ)ના આવાહક હોય છે, તેના પ્રાકૃતિક વૃક્ષના સૌથી ઉત્તમ ફળ હોય છે. સૌથી ઉત્તમ ચરિત્ર ધરાવે છે, સૌથી ઉત્તમ વાણી સંભળાવે છે, સૌથી ઉત્તમ આચરણનું પ્રદર્શન કરે છે અને લાંબા ગાળા સુધી સૌથી શ્રેષ્ઠ પ્રકૃતિનું સૌથી ઉત્તમ પ્રદર્શન કરે છે; ત્યાં સુધી કે એક સૌથી સારી જમાઅત તૈયાર કરી દે છે, જે પ્રાકૃતિક ઉન્નતિના અસલી રાજમાર્ગ પર પોતાની કૂચ ફરીથી શરૂ કરી દે છે. હવે આના પછી પણ કેટલાક કુંઠિત બુદ્ધિ ધરાવતા લોકો એવા છે, જેમના કાન પ્રકૃતિના પોકારો અને નબીઓના અવાજથી તદ્દન ગાફેલ છે, તો તેમને કુદરત કયા કામ માટે બાકી રાખે ! માનવી બનાવીને કેવળ જીવવા, ખાવા-પીવા અને બાળકો પેદા કરવા માટે રાખી મૂક્યા છે તો બિલકુલ બેકાર છે. તેના માટે તો પશુઓ છે જ, જેઓ આ બધા કામ પણ કરી રહ્યા છે, અને પોતાનાથી ઉત્તમ સર્જનોની સેવા કરીને ઉન્નતિ અને ઉત્ક્રાંતિના રાજમાર્ગ પર આગળ વધી જ રહ્યા છે. તેમના માર્ગદર્શન માટે જે જતન કરવા જોઈએ તે કરી દેવામાં આવ્યા, હવે માત્ર એ વસ્તુ બાકી રહી કે અલ્લાહત્આલા પોતાની સંપૂર્ણ કુદરત અને સામર્થ્યથી કાં તો હકીકતોના તમામ પરદા હટાવી દે અને તેમને સમસ્ત અદૃશ્ય અને સાક્ષ્ય જગતની સેર કરાવી દે અથવા તો માર્ગદર્શન પર મજબૂર કરી દે. પરંતુ આ સન્માન અને હિજાબનું હટી જવું એ આઝાદી અને એ પરીક્ષાના કાનૂનના વિરુદ્ધ છે, જેનું વર્ણન અમે ઉપર કરી ચૂક્યા છીએ; તો હવે કુદરત તેમને કયા કામ માટે જીવવાની મહેતલ આપે ? માનવી તેના સિવાય હવે બીજું શું કરશે કે જે ખોટા રસ્તે તે પોતે ચાલી નીકળ્યો છે, તેના પર તેમને પણ ચલાવશે જેઓ તેના આધીન હશે અને તેમને પણ જે તેના વીર્યથી પેદા થાય ? -

પ્રકૃતિ એકલી ન પડી જાય, બલ્કે તેના સાથે અલ્લાહના પયગંબરો, તેના ગ્રંથો અને તેના ફરિશ્તાઓની સહાયતા પણ હોય. આ પ્રકૃતિની સહાયતા માટે વધારે એક કુમક ઉપલબ્ધ કરાવવામાં આવી, જેના પછી અલ્લાહની હુજ્જત (દલીલ) માનવી પર સંપૂર્ણ થઈ ગઈ અને તેના માર્ગદર્શનનો મામલો અકસ્માત અને સંભાવના પર રહી ન ગયો. હવે તેના માટે કયામતના દિવસ એ બહાનું બાકી નહીં રહે કે અંધકાર એટલો ગાઢ હતો કે તેનાથી પોતાની પ્રકૃતિના આછા ચિહ્નો પણ વાંચી ન શકાયા. નિઃશંક, અંધકાર ગાઢ હતો, પણ નૂરે મુબીન (સ્પષ્ટ પ્રકાશ) અને સિરાજે-મુનીર (પ્રકાશિત દીપક) પણ મોજૂદ હતા, જે પ્રકૃતિના સૂક્ષ્મથી સૂક્ષ્મ ચિહ્નોને ઉજાગર કરી રહ્યા હતા.

કુદરત કોઈપણ ક્ષેત્રે પોતાની કૃપાઓ પ્રદાન કરવામાં કંજૂસ નથી. એવું સંભવ હતું કે માણસને સાંભળવા માટે એક જ કાન આપવામાં આવતો અથવા જોવા માટે એક જ આંખ મળતી, પરંતુ કુદરતે બે કાન પ્રદાન કર્યા અને બે આંખો આપી. એ રીતે એ પણ શક્ય હતું કે માનવીનું માર્ગદર્શન તેની પ્રકૃતિ પર જ છોડી દેવામાં આવતું, પરંતુ અલ્લાહની દયાએ આ મામલાને સંભાવના અને અકસ્માત પર ન છોડ્યો, બલ્કે પોતાના નબીઓ અને રસૂલો દ્વારા માર્ગદર્શનનો સારામાં સારો પ્રબંધ કર્યો. અંદર અને બહારની આટલી બધી શક્તિઓ ધરાવવા છતાં જો માનવી ખુદાપરસ્તીની હિમાયતમાં શૈતાનથી લડવા માટે તૈયાર ન થયો, બલ્કે તેના સાથે તેણે સાંઠગાંઠની જ ઇચ્છા કરી, તો સ્પષ્ટ છે કે આ પ્રકૃતિની ખરાબી નથી, બલ્કે તેના કારણો બીજા છે, જે ઇન્શાઅલ્લાહ, વિગતવાર આગામી પ્રકરણમાં વર્ણવવામાં આવશે.

આ પુનરુક્તિ પછી, હવે એ વાતનું ખંડન કરવાની આવશ્યકતા રહેતી નથી કે તમામ ધર્મોનું મૂળ એક છે. ઉપરની ચર્ચાથી એ હકીકત સારી રીતે સ્પષ્ટ થઈ ચૂકી છે કે ઈસ્લામ અને બીજા અવકાશી ધર્મોનું આરંભબિંદુ ભયની લાગણી નહિં, બલ્કે અલ્લાહના પ્રેમની લાગણી છે, અને શિર્ક અને મૂર્તિપૂજાની બુનિયાદ કોઈ બીજી જ વસ્તુ પર છે, જેની વિગત આગળ આવશે. આમ, ઈસ્લામ (સૌ સત્ય-ધર્મોનું સાચું નામ ઈસ્લામ છે અને આ જ સૃષ્ટિના આરંભથી ખુદાનો મૂળ ધર્મ છે) અને શિર્ક અને મૂર્તિપૂજામાં મૂળ સ્રોત અને ગોત્રનો ફરક છે, અને તેમનો સ્વાભાવિક સંબંધ સંપ, શાંતિ અને સુલેહ નહિં, બલ્કે નફરત અને વૈમનસ્યનો છે. એક પ્રકૃતિની ઉન્નતિ અને ઉત્ક્રાંતિ છે અને બીજો પ્રકૃતિનું પ્રત્યાગમન ! બંનેના સફરની દિશા અને મંજિલ બંને તદ્દન ભિન્ન છે. તેમનામાં સમાધાન અને સંધિની કોઈ સંભાવના નથી.

દુનિયામાં મનુષ્ય કેવળ જીવવા માટે નથી આવ્યો. તે એટલા માટે આવ્યો છે કે તેની પ્રકૃતિમાં જે ઉચ્ચ યોગ્યતાઓ પ્રદત્ત છે તેને ઉન્નતિના એ ઉચ્ચતમ બિંદુ સુધી

ત્રીજો ફરક એ છે કે પસંદગીની આઝાદી અને મંજિલની દૂરીની સાથે-સાથે તેની પરીક્ષા પણ કરવામાં આવી છે. તેના સામે દુનિયા રોકડી અને આખિરત ઉધાર, ભલાઈને મુશ્કેલ અને બૂરાઈને સરળ, હરામને સ્વાદિષ્ટ અને વિપુલ તથા હલાલને નિરસ અને અલ્પ, સત્યના પરિણામને વિલંબિત અને અસત્યના પરિણામને ત્વરીત, હકીકતને ગુપ્ત તથા વહેમ અને ફરેબને રુચિપૂર્ણ અને સુંદરતાથી ભરપૂર બનાવીને મૂકી દીધાં છે; જેથી તેની કસોટી થાય કે તે ભલાઈની તરફ લપકે છે કે પછી બૂરાઈની તરફ. પોતાની પ્રકૃતિમાં છુપાયેલ, પણ વાસ્તવિકતાથી ભરપૂર સંકેતો તરફ આગળ વધે છે કે પછી નફ્સ (મન)ની પ્રકૃતિ-વિરુદ્ધ અને ફરેબથી ભરપૂર આમંત્રણ તરફ. નિઃશંક આ અજમાયશ ખૂબ કઠિન છે, પરંતુ નફ્સે લવ્વામા (બૂરાઈ કે પાપકર્મોથી રોકનાર ચેતના કે મન, The self-accusing soul) પણ કમજોર નથી. તે ગાઢ અંધકારમાં જોવાનો રસ્તો કાઢી લે છે અને માનવીના માર્ગદર્શન માટે સંકેતો કરે છે, અને માણસ લાગણીઓ અને ભાવનાઓના ગમે તેટલા આવરણો પોતાના ઉપર ચઢાવી લે, પણ તેના ઈશારાઓ જુએ છે અને તેની પોકારો સાંભળે છે. જો કે તેની પોકારો સાંભળવા છતાં તેની અવજ્ઞા કરે છે અને તેની ખોજ અને ઉત્કંઠાને જોવા છતાં પોતાના માટે બહાનાઓ શોધે છે. આ જ હકીકત છે જે સૂરઃ કિયામાની આયત – وَلَآ أُقْسِمُ بِالنَّفْسِ اللَّوَّامَةِ[૧] بَلْ يُرِيدُ الْإِنسَانُ لِيَفْجُرَ أَمَامَهُ[૨] અને – بَلِ الْإِنسَانُ عَلَىٰ نَفْسِهِ بَصِيرَةٌ وَلَوْ أَلْقَىٰ مَعَاذِيرَهُ[૩]માં વર્ણવવામાં આવી છે અને આ સંક્ષેપની વિગતવાર સમજૂતી ઉસ્તાદ ઈમામ ફરાહી રહ.એ કરેલ સૂરઃ કિયામાના વિવરણમાં જોવી જોઈએ.

પરીક્ષાની આ સખ્તાઈ એ વાતનો તકાદો કરે છે કે અલ્લાહતઆલા માનવીના માર્ગદર્શન માટે પયગંબરોને મોકલે. જો કે પ્રકૃતિનું આકર્ષણ ખુદાની તરફથી કમજોર નહોતું, પરંતુ દુનિયા અને તેની ગહનતા, મન અને તેનો ફરેબ, શૈતાન અને તેનું કામણ પણ પોતાનામાં એટલું વજન રાખતા હતા કે અલ્લાહની રહમત (દયા)નો તકાદો એ થયો કે આ કસરનો પણ રસ્તો કાઢે અને મનના પડ ઉપર જે બોજ છે, પ્રકૃતિના પલ્લામાં થોડુંક વજન મૂકીને તેની ક્ષતિપૂર્તિ કરી દે. તેથી કુર્આન-મજીદમાં ઉલ્લેખ છે કે જ્યારે અલ્લાહતઆલાએ આદમને શૈતાનની સાથે આ પરીક્ષાગૃહ-દુનિયામાં ઉતાર્યા, તો તેમની સાથે જ પોતાના સૂચનો અને માર્ગદર્શન અને પોતાના પયગંબરોનું વચન આપ્યું – فَإِمَّا يَأْتِيَنَّكُم مِّنِّي هُدًى[૪], જેથી આ સંઘર્ષ અને મુકાબલાના મેદાનમાં માનવીની

૧. અને નહીં, હું સોગંદ ખાઉં છું ઠપકો આપનાર મનના. - આ. ૨
૨. બલ્કે માનવી ઈચ્છે છે કે ખુદાની સામે અવજ્ઞા કરે. - આ. ૫
૩. માનવી સ્વયં પોતાના ઉપર હુજ્જત (સાક્ષી) છે, ચાહે તે ગમે તેટલા બહાનાઓ બનાવે. - આ. ૧૪-૧૫
૪. મારા તરફથી કોઈ માર્ગદર્શન તમારા પાસે આવે... - સૂરઃ બકરહ, આ. ૩૮

તંગ હોત. આમ, કોશિશ અને કશિશ (આકર્ષણ) માનવીની પ્રકૃતિની અનિવાર્યતા થઈ તથા ભલાઈ અને બૂરાઈના સંઘર્ષમાં આગળ વધવું અને નફ્સે-અમ્મારા (મન કે ચેતના જે પાપ તરફ પ્રેરિત કરે) અને ભ્રષ્ટ અને ભટકતી બુદ્ધિને આજ્ઞાપાલનના માર્ગ ઉપર લાવવા તેનું કર્તવ્ય ઠર્યું."

"માનવીને અલ્લાહત્‌આલાએ આ કઠણાઈઓમાં નાખીને તેની સહાયતાનું વચન આપ્યું છે. તેના અંદર અને બહાર માર્ગદર્શનની સામગ્રીઓ ઉપલબ્ધ કરી દીધી છે. જે રીતે અશક્ત બાળક માટે માતાનો ખોળો ઉપલબ્ધ કર્યો, એ જ રીતે માનવ-જાત માટે પયગંબરો અને ઈશદૂતોને મોકલ્યા. જે ખુદા મૃત જમીનને વરસાદથી તરબતર કરે છે, એ જ ખુદા પોતાની વાણીથી હૃદયોને આબાદ કરે છે. જે રીતે તે કેટલાક પહાડોમાંથી કુદરતી ઝરણાઓ કાઢે છે, એ જ રીતે કેટલાક ઉચ્ચ હૃદયોમાંથી દિવ્ય વચનો જારી કરે છે. આમ, આટલા વિપુલ પ્રમાણમાં સામગ્રી ઉપલબ્ધ કરાવ્યા પછી જો માનવી ખુદાથી મોઢું ફેરવે, તેની અવગણના કરે તો આ પ્રકૃતિનું પરિણામ નહિં, બલ્કે તેની ગફલત અને બેદરકારી છે. જો ઈતિહાસથી મૂર્તિપૂજાના દૃષ્ટાંતો મળે છે, તો તેનાથી ખૂબ જ વધારે મજબૂત દલીલો તેના ખંડનની મળે છે. તૌહીદ પર શિર્કનું ધુમ્મસ ધીમે-ધીમે જામતું રહે, પણ તૌહીદનો થોડોઘણો પણ ચમકારો શિર્કના અંધકાર પર પ્રભુત્વશાળી બની જાય છે. જેનાથી એ પરિણામ સાફ-સાફ નીકળે છે કે માનવીય પ્રકૃતિ તૌહીદથી સાનુકૂળ અને યથેષ્ટ છે; નહિં તો તે કેમ તેની તરફ તીવ્રતાથી દોડે છે અને બીજી તરફ ધીમે-ધીમે ખસે છે."

આ પુનરુક્તિથી સ્પષ્ટપણે ખબર પડી ગઈ કે માનવીની પ્રકૃતિ અને પશુની પ્રકૃતિમાં કેટલોક પાયાનો ફરક છે.

પહેલો ફરક એ છે કે માનવીને ઉચ્ચ અને શ્રેષ્ઠ પ્રકૃતિ અને આકૃતિ (શારીરિક રચના)ની સાથે સ્વતંત્રતા પણ મળી છે. આ સ્વતંત્રતાના કારણે તે જો ચાહે તો શ્રેષ્ઠ બંધારણ હોવા છતાં અધમમાં અધમ ખાઈમાં પણ પડે.

બીજો ફરક એ છે કે માનવીની શક્તિઓ અને યોગ્યતાઓ અતાગ છે. તેને પ્રગતિ માટે એક લાંબી મજલ કાપવી પડે છે. પશુઓની જેમ તેનો રસ્તો માઈલ-બે માઈલ નથી કે ચાલ્યા 'ને પહોંચી ગયા. આ લાંબા રસ્તા અને રસ્તો પસંદ કરવાની સ્વતંત્રતાની સાથે તેનું પડવું અને ઊઠવું, ડૂબવું અને ઉછળવું બિલકુલ કુદરતી વાત છે.

દર્શાવી રહેલ છે કે કોઈ સર્વાધિકારી-સર્વશક્તિશાળી તત્ત્વદર્શી હસ્તી પર તેને પોતાની અંદરથી અને બહારથી ગવાહી મળી રહી છે. આવી કોઈ ગવાહી મૂર્તિઓ અને મડદાઓ માટે નથી મળતી. પરંતુ માનવીની પ્રકૃતિ પશુઓ જેવી નથી. તેમને ગુલામ બનાવવામાં આવ્યા અને આને સ્વતંત્રતા બક્ષવામાં આવી, જેનો અનિવાર્ય ગુણ હતો કે તે પોતાના પ્રયત્નોથી પ્રગતિ કરે. આમ, પશુઓને જે રસ્તે ચલાવવાના હતા, હાંકી દીધા અને તેઓ એમ જ ચાલી રહ્યા છે; પરંતુ માનવીને બુદ્ધિ અને સૂઝબૂઝનો પ્રકાશ તથા યોગ્યતાઓનું ભાથું આપીને દુનિયાના મેદાનમાં છોડવામાં આવ્યો. આમ, તેની પ્રકૃતિમાં તેની યોગ્યતા છે. જેટલા પ્રમાણમાં માનવીએ આજ સુધી પ્રગતિ કરી છે, એ તમામ તેની યોગ્યતાઓની જ નિશાનીઓ છે અને તેની કાબેલિતોના જ ફળફૂલ છે. એ વાત કે યોગ્યતાનું નામ પ્રકૃતિ છે, કંઈ માનવીની સાથે વિશેષ નથી. મોરનું બચ્ચું જે એક માંસનું પિંડ છે, જયારે તે યુવાન થાય છે તો તેની પાંખોના શૃંગાર અને સજાવટને પ્રકૃતિનું જ પરિણામ સમજીએ છીએ. એ જ રીતે માનવીનું બાળક જે મોટાભાગે પશુઓની સરખામણીમાં શારીરિક રીતે વધારે કમજોર હોય છે અને તેનાથી પણ વધારે તો તે નાસમજ હોય છે; જયારે પોતાની તરુણાવસ્થાએ પહોંચે છે તો શું તેની બુદ્ધિ અને સમજદારી અને શક્તિને આપણે તેની ઉચ્ચ પ્રકૃતિનું પરિણામ ન સમજીએ ? આમ, માનવી અને બીજી વસ્તુઓમાં પ્રકૃતિનો એક જ અર્થ છે; અલબત્ત, તેની પ્રકૃતિમાં એક ભિન્ન વાત છે જે બીજાઓમાં નથી. આ સૌપ્રથમ તો અત્યંત કમજોર અને નિરાધાર હોય છે, પણ અંતે સૌથી ચડિયાતો અને શ્રેષ્ઠ થઈ જાય છે. તેની શક્તિનો તાગ હજુ સુધી મળી શક્યો નથી. પરંતુ આ બધું બે શક્તિઓની વચ્ચે છે. જો આવું ન હોત તો માનવી માટે ફિરઔનનો દાવો પણ અનુચિત ન હોત. આમ, કેવળ એ વાતથી કે માનવીની પ્રકૃતિ પ્રગતિના સર્વોચ્ચ શિખરો સર કરે છે, એ માનવું અનુમાનુસાર યોગ્ય છે કે તે મોટાભાગે ખોટા રસ્તે ચડી જાય. આમ, રસ્તો પસંદ કરવાનું સ્વાતંત્ર્ય અને પછી લાંબો રસ્તો તેના હિસ્સામાં આવ્યો. આ બે મુશ્કેલીઓની સાથે એક ત્રીજી મુશ્કેલી પણ તેના સાથે થઈ ગઈ, જે આ બંનેથી જુદી થઈ જ શકતી નથી; અર્થાત્ માનવીને ભલાઈ અને બૂરાઈના બે-તરફી રસ્તા પર ઊભો કરવામાં આવ્યો, જેના વગર તેના માટે આઝાદી કે સ્વતંત્રતા શબ્દ નિરર્થક હોત અને પ્રગતિના તબક્કાઓ સર કરવા માટે સમય અને ક્ષેત્ર પણ

પોકારે છે, પણ તે વસ્તુ જેમાં તે મગ્ન રહે છે, તે તેમાં જ મગ્ન રહે છે; ત્યાં સુધી કે તે તેને ગોદમાં ન ઉઠાવી લે અને પોતાની છાતી તેના મોઢામાં ન લગાવી દે. પછી જેવી તે તેને પોતાની છાતીથી અલગ કી દે છે, તે અગાઉની જેમ ફરી કોઈ વસ્તુ મોઢામાં નાખવા અને ગળવા લાગે છે.

આમ, એ વાત તદ્દન બુદ્ધિગમ્ય લાગે છે કે ઇતિહાસના અંધકાર યુગમાં પણ ખુદાના એવા બંદાઓ આવ્યા જે સ્વયં પણ જાગૃત હતા અને જેમણે બીજાઓને પણ જાગૃત કર્યા; પરંતુ થોડા-થોડા સમયગાળા પછી, જેમ કે બાળકોની પ્રકૃતિ હોય છે, રમકડાઓમાં રુચિ પલટાતી રહી અને માનવીની તલાશ પોતાનો હેતુ પ્રાપ્ત કરતી અને ખોતી રહી.

અહીં પહોંચીને કેટલાક લોકોને એક બીજો સંદેહ પણ ઊભો થાય છે, તે એ કે જે વસ્તુ માનવીની પ્રકૃતિ છે, તે તેના પર જ પેદા થવો જોઈએ, તેના પર જ આગળ વધવો જોઈએ અને તેના પર જ મૃત્યુ પામવો જોઈએ; આ વારંવાર પામીને ખોવું અને વારંવાર ખોઈને પામવાનો અર્થ શું ? ઓછામાં ઓછું એ તો હોય કે પ્રચુર તલાશ પછી જ્યારે પામી જાય તો પછી તેને ખોઈ ન શકે.

આ સંદેહ માત્ર એ કારણથી ઊભો થાય છે કે લોકો પશુઓની પ્રકૃતિ અને માનવીના સ્વભાવના ફરકને નથી સમજતા. પશુઓની પ્રકૃતિ પોતાના નિયત કાયદા અને નિયમો રાખે છે. જો કોઈ શારીરિક ખલેલ ન આવે તો એ જ કાયદા અને નિયમો પર ઉભરે છે, વૃદ્ધિ અને વિકાસ પામે છે અને પોતાના નિશ્ચિત પૂર્ણતાના દરજ્જા સુધી પહોંચે છે. કુદરતે તેમને તેનાથી અવહેલના કરવાની, તેને બદલવાની કે તેનાથી અલગ વિકાસ કરવાની કોઈ તક આપી નથી. એક કબૂતરને તમે માંસની દુકાનની અંદર બંધ કરી દો તો ત્યાં તે ભૂખ્યું મરી જશે, પણ માંસના સ્ટોકથી તે કોઈ લાભ ઉઠાવી શકશે નહીં. એક બિલાડીને જો તમે ફળો ભરેલી કબાટમાં પૂરી દો તો તે પણ ભૂખી જ મરી જશે, પણ ફળોના ભંડારથી કોઈ ફાયદો ઉઠાવી નહીં શકે. પરંતુ માનવીની પ્રકૃતિ આનાથી તદ્દન ભિન્ન છે. અહીં અમે માનવીની પ્રકૃતિનું સ્વરૂપ સ્પષ્ટ કરવા માટે ઉસ્તાદ ઈમામ મૌલાના હમીદુદ્દીન ફરાહી રહ.ના શબ્દો ઉદ્ધૃત કરીએ છીએ, જે તેમણે સૂરઃ ઈખ્લાસની સમજૂતીમાં ઉપરોલ્લેખિત પ્રશ્નના જવાબ આપતાં લખ્યા છે અને સૂરઃ રૂમની આ. ૪૯-૫૪ના પ્રકાશમાં લખ્યા છે. મૌલાના ફરમાવે છે :

> ''હિકમત (વિવેકબુદ્ધિ, તત્ત્વદર્શિતા) અને રહમત (કૃપા)ની નિશાનીઓ, જે માનવીને સમસ્ત સૃષ્ટિમાં દૃષ્ટિગોચર થઈ રહી છે અને પોતાના રબ તરફ આકર્ષણ, જેનો તે મુસીબત વખતે અનુભવ કરે છે,

થઈ ગયું કે ધર્મનો આરંભ ભયની લાગણી અને પ્રકૃતિ-પૂજાથી થયો છે. પરંતુ એક સંદેહ એ જરૂર ઊભો થાય છે કે જો માનવીની પ્રકૃતિ શુદ્ધ ખુદાપરસ્તી છે અને તેની આધ્યાત્મિક ઉન્નતિની ખરી દિશા આ જ છે, તો તેનું શું કારણ છે કે દુનિયામાં સૌથી વધારે મૂર્તિપૂજા અને મૃતાત્માઓની પૂજા વગેરેના પુરાવાઓ મળે છે ? ઇતિહાસના અંધકાર યુગના અવશેષો અને દલીલો આ જ વાત પર સાક્ષી આપે છે અને જે યુગનો સંપાદિત વારસો આપણા પાસે છે તે પણ આ જ વાતની સાક્ષી આપે છે. નસારાઓ (ખ્રીસ્તીઓ) આખી છ સદીઓ પણ વિતી નહોતી કે તેમનામાં ચિત્રોની પૂજા કરવાનું શરૂ થઈ ગયું, જ્યારે કે તૌરાતમાં તેની સખત મનાઈ કરવામાં આવી હતી. તૌરાતનો સૌથી પહેલો આદેશ તૌહીદ (એકેશ્વરવાદ) હતો, તેમ છતાં યહૂદીઓ અનેકવાર ખુલ્લંખુલ્લા મૂર્તિપૂજામાં લિપ્ત રહ્યા. હઝરત ઈબ્રાહીમ અલૈ.એ માત્ર તૌહીદ માટે પોતાનું વતન છોડ્યું અને એક વેરાન સ્થળે એક અલ્લાહની બંદગી માટે એક ઘર બનાવ્યું. પરંતુ તેમના જ વંશજોએ વધારે સમય નહોતો વિત્યો કે આ જ ઘરમાં મૂર્તિઓને લાવીને મૂકી દીધી; જ્યારે કે કુર્આનનો દાવો એ છે કે શુદ્ધ તૌહીદ જ માનવીય પ્રકૃતિ છે, પણ ઘટનાઓ તેનાથી વિપરીત સાક્ષી આપે છે - તો આનો જવાબ આવશ્યક છે. આ જ જવાબમાં ઉત્ક્રાંતિવાદના વિદ્વાનોની બીજી ચર્ચાની ફળશ્રુતિનું પણ ખંડન થઈ જશે, જેનો અમે ઉપર ઉલ્લેખ કર્યો છે.

દુનિયામાં શરૂઆતથી મોટાભાગે મૂર્તિપૂજા અને અનેકેશ્વરવાદ વધારે રહેલ છે અને હજુ સુધી છે એ વાત એની દલીલ નથી હોઈ શકતી કે શિર્ક અને મૂર્તિપૂજા માનવીની પ્રકૃતિ છે. માણસનું બાળક જ્યાં સુધી બાળક રહે છે તેના સામેની દરેક વસ્તુ કોઈપણ પ્રકારનો ભેદ રાખ્યા વગર કે તે ઇંટ છે કે પથ્થર, લાકડું છે કે લોખંડ, પવિત્ર છે કે અપવિત્ર મોઢામાં નાખવાની કોશિશ કરે છે અને એવું માની લે છે કે માતાની છાતી આ જ છે. થોડીક વાર સુધી તેને ચૂસે છે, પછી કોઈ બીજી વસ્તુ ઉઠાવી લે છે, પછી કોઈ ત્રીજી વસ્તુ ઉઠાવે છે. આનાથી એ પરિણામ તારવવું કે આ બધી વસ્તુઓ બાળકને પ્રાકૃતિક રીતે અપેક્ષિત છે એ કેવળ મૂર્ખતા છે. બાળકનો પ્રાકૃતિક ખોરાક તો માતાની છાતીના અંદર હોય છે, પણ તે તેમાં ભેદ નથી કરી શકતો, તેથી તે દરેક વસ્તુને માતાની છાતી જ માનવા લાગે છે. આમ, જો માનવી પોતાની બાલ્યાવસ્થામાં મૂર્તિપૂજા અને પ્રકૃતિ-પૂજા વગેરેની ગંદકીઓમાં લિપ્ત રહ્યો તો તેનો અર્થ એ નથી હોઈ શકતો કે આ જ તેની પ્રકૃતિનો તકાદો છે, બલ્કે વાસ્તવમાં તેની આ બધી પરેશાની અને કોશિશ વાસ્તવિક ઉપાસ્યની ખોજ માટે હતી. આની જ તડપે તેને એ તમામ ગલીઓની ધૂળ ઉડાવડાવી. બાળકની એ ખાસિયત પણ ધ્યાન આપવા યોગ્ય છે કે ક્યારેક માતા તેને

નીચે થઈ જાય છે. ખુદા સુધી પહોંચી ગયા પછી માનવી પર એ રહસ્ય ખુલે છે કે માતાપિતા પણ વાસ્તવમાં અલ્લાહતૂઆલાના ઉપકારોમાંથી એક છે. તેમને પૂજવાની વાત તો દૂર, આ કૃપાની પ્રાપ્તિ પર પણ ખુદાનો આભાર આવશ્યક છે. આ જ કારણ છે કે ઇસ્લામે માતાપિતા માટે પુત્ર પર તમામ હક્કોનો સ્વીકાર કર્યો, પણ તેમને એ હક્ક ન આપવામાં આવ્યો કે તેઓ પુત્રાથી શિર્ક કરાવે - وَإِن جَاهَدَاكَ عَلَىٰ أَن تُشْرِكَ بِي مَا لَيْسَ لَكَ بِهِ عِلْمٌ فَلَا تُطِعْهُمَا[1]. આનું કારણ એ છે કે પ્રકૃતિમાં માતાપિતાના હક્કોના આદરની અને તેમના માટે પ્રેમ અને સન્માનની જે પ્રેરણા મોજૂદ છે, તેનાથી વધારે સુદૃઢ પ્રેરણા અલ્લાહ અને તેના હક્કોના આદર અને તેનાથી પ્રેમ માટે મોજૂદ છે. તો પછી માતાપિતાને એ હક્ક કેવી રીતે મળી શકે છે કે જે ભાવના અને કલ્પનાની મદદથી તે એક વસ્તુ મેળવે છે, ખુદા વિશે બરાબર એ જ ભાવના અને કલ્પનાના આનાથી પણ વધારે દૃઢ તકાદાનો ઇન્કાર તે પોતાના સંતાનોથી કરાવે.

કેટલાક લોકોને અહીં એક સંદેહ ઊભો થઈ શકે છે કે કુર્આન અને બીજા આકાશી ગ્રંથોમાં ઠેક-ઠેકાણે ઈમાનવાળાની વ્યાખ્યામાં તકવા (ઈશપરાયણતા અને સંયમ), ખશિયત (ઈશભય) અને ખૌફ (ડર)નો ઉલ્લેખ આવ્યો છે. તેનાથી ઉત્ક્રાંતિવાદના વિદ્વાનોની એ વાતને પુષ્ટિ મળે છે કે ધર્મનું આરંભબિંદુ ભયની લાગણી છે. પરંતુ આ સંદેહ તદ્દન ખોટો અને નિરાધાર છે. ઇસ્લામમાં એવો ભય અને બીક વિશ્વસનીય નથી, જેની બુનિયાદ કેવળ નુકસાન પહોંચવાની આશંકા પર હોય. આ પ્રકારનો ભય ચંગેઝ, તૈમૂર, વાઘ, હાથી, સાપ, વિંછુ વગેરેથી હોઈ શકે છે. આ પ્રકારનો ડર જો ખુદાથી હોય તો તેનું શું મહત્ત્વ છે ? ધર્મમાં જે ડર અને ઈશભય અપેક્ષિત અને પસંદ કરવામાં આવેલ છે, તે આનાથી તદ્દન ભિન્ન છે. આ ડર અને ઈશભયનો પાયો પ્રેમ પર હોય છે. આ માત્ર ખુદાના પ્રકોપ અને ગુસ્સાની કલ્પનાથી ઉત્પન્ન નથી થતો, બલ્કે તેની અપાર કૃપાઓ અને બક્ષિસોની કલ્પના, તેના સુંદર નામો (અસ્માઉલ-હુસ્ના, અલ્લાહની ૯૯ ખાસિયતો કે નામો)ના સ્મરણથી ઉત્પન્ન થાય છે. તેથી આ જ કારણ છે કે જે લોકો તેના ઉચ્ચ ગુણોને સૌથી વધારે જાણે છે એ જ લોકો તેનાથી સૌથી વધારે પ્રેમ કરે છે, અને જેઓ તેનાથી સૌથી વધારે પ્રેમ કરે છે તેઓ જ તેનાથી સૌથી વધારે ડરે છે - إِنَّمَا يَخْشَى اللَّهَ مِنْ عِبَادِهِ الْعُلَمَاءُ (અલ્લાહથી તેના બંદાઓમાંથી વિદ્વાનો કે જ્ઞાનીઓ જ સૌથી વધારે ડરે છે. -સૂરઃ ફાતિર, આ.૨૮)

અમારી આ ચર્ચાથી ઉત્ક્રાંતિવાદના વિદ્વાનોના એ દૃષ્ટિકોણનું પૂરેપૂરું ખંડન

૧. જો તેઓ તારા સાથે એ વાત પર વિવાદ કરે કે તું કોઈ એવાને મારો ભાગીદાર ઠેરવે, જેના વિશે તને કોઈ જ્ઞાન નથી તો તેમની વાત ન માન. - સૂરઃ લુકમાન, આ.૧૫

હસ્તક્ષેપ નહોતો, પણ તે હસ્તી મોજૂદ હતી, અને પિતાથી અનેક ગણી મહેરબાન અને પ્રેમ કરનાર હસ્તીના હોઈ શકતા હતા.[1]

કોઈપણ રીતે ધર્મનો આરંભ ભયની લાગણીથી નથી થયો, બલ્કે પ્રેમની ભાવનાથી થયો છે. ઉત્ક્રાંતિવાદના વિદ્વાનોના ઉપરોલ્લેખિત બંને દૃષ્ટિકોણો અસત્ય અને ખોટા છે. પહેલી રીતે એક વાસ્તવિક કૃપાળુની કૃતજ્ઞતા અને પ્રેમની ભાવના અને તેની ઇબાદત (ઉપાસના)ની કલ્પના સર્વોપરી છે અને ગૈરુલ્લાહ (અલ્લાહ સિવાય)ના ભયની લાગણી અને તેની પૂજાની કલ્પના એક અપ્રાકૃતિક રોગની જેમ માનવીને માત્ર સમજફેર અને ભ્રમ અને પોતાની પ્રકૃતિના સાચા અવાજથી ગફલતના કારણે લાગુ પડી ગયો છે, અને બીજી રીતે એ હોવું જોઈએ કે માનવી પિતાના પ્રેમનો હાથ પકડીને ખુદા સુધી પહોંચી જાય. તેની આ ભાવનાની પ્રાકૃતિક ઉત્ક્રાંતિ જો કોઈ હોઈ શકે છે, તો કેવળ આ જ હોઈ શકે છે કે તે પિતાથી નિરપેક્ષ થવાની સાથે જ કાલ્પનિક પિતાથી વાસ્તવિક સર્જનહાર સુધી પહોંચી જાય અને તેના સાથે પિતાથી પણ વધારે પ્રેમ કરે અને પિતાથી વધારે તેનો આદર કરે; પરંતુ જો તે આવું ન કરી શકે તો તેનો અર્થ એ છે કે તે ઉત્ક્રાંતિના સાચા રાજમાર્ગ પર માર્ચ કરવાને બદલે કોઈ બંધ ગલી (Blind-alley)માં જઈ પડ્યો. આધ્યાત્મિક ઉત્ક્રાંતિમાં એ જ પ્રકારની અપ્રાકૃતિક જડતા છે, જે પ્રકારની અપ્રાકૃતિક જડતાના ઉદાહરણો આપણને ભૌતિક જીવનની ઉત્ક્રાંતિમાં મળે છે.

એમાં કોઈ સંદેહ નથી કે અત્યંત પ્રાચીન લાગણી માતાપિતાથી પ્રેમ અને અત્યંત પ્રાચીન કલ્પના માતાપિતાના આદરની કલ્પના છે, પરંતુ આ લાગણી, જેમ કે સ્પષ્ટ છે કે બાળકને તેની પુખ્તતા પછી ખુદાની તરફ લઈ જાય છે, ન કે બાપદાદાની પૂજા અને કુળદેવતાઓ તરફ; તેથી એ જ કારણ છે કે કુર્આન અને તૌરાતમાં ખુદાની ઇબાદત અને માતાપિતાની સાથે ઉપકારના વ્યવહારનો આદેશ સાથે-સાથે આપવામાં આવ્યો છે. તેનો અર્થ એ થયો કે માનવીય પ્રકૃતિમાં ખુદા અને માતાપિતાના હક્કોની ચેતના અત્યંત પ્રાચીન છે. માણસની સમજમાં માતાપિતાના હક્કો સૌપ્રથમ આવે છે, પરંતુ દરજ્જામાં ખુદાનો હક્ક માતાપિતાના હક્ક કરતાં સર્વોપરી થઈ જાય છે. આ એવું જ છે, જેમ કે છત પર ચઢતાં પહેલાં સીડી ઉપર હોય છે, પણ તેના પર પહોંચ્યા પછી સીડી

૧. ધર્મના મૂળ સંદર્ભે ઉત્ક્રાંતિવાદના વિદ્વાનોના ત્યાં પ્રચલિત દૃષ્ટિકોણો આ બે જ છે અને આ જ બંનેને મહદ્અંશે બૌદ્ધિક રીતે પ્રસ્તુત કરવાની કોશિશ કરવામાં આવી છે. આ જ કારણસર અમે પણ આ જ બંનેની ચર્ચા કરી છે. તદુપરાંત, બીજા પણ કેટલાક દૃષ્ટિકોણો છે; જેમ કે કેટલાકે ધર્મનું આરંભબિંદુ **Totemism** (કુળચિહ્નને આધારસ્તંભ તરીકે ગણનારી આદિકાલીન સામાજિક પ્રથા)ને ઠેરવ્યું છે. કેટલાકે તેનું મૂળ સૌપ્રથમ માનવી પર કોઈ નશાકારક વસ્તુના ઉપયોગથી મુગ્ધાવસ્થામાં મૂકી દેનાર પ્રભાવને ઠેરવ્યું છે. કેટલાકે તેની બુનિયાદ જાતીય ઇચ્છાઓ પર મૂકી છે, પણ સ્પષ્ટ છે કે આ નિરર્થક વાતો ખંડન કરવાને પણ લાયક પણ નથી.

ભાગી શકતો હતો, ગરોડીઓ અને વાનરો જેવી ચુસ્તીની સાથે વૃક્ષો પર ચઢી શકતો હતો, આગ સળગાવીને પોતાના શરીરને ઠંડીથી અને ગરમીની તકલીફથી બચાવી શકતો હતો, બરફવર્ષા અને જંગલી જાનવરોની આફતોથી બચવા માટે ગુફાઓમાં છુપાઈ શકતો હતો, ભૂખ લાગે ત્યારે જુદા-જુદા પ્રાણીઓનો શિકાર કરીને પોતાનું પેટ ભરી શકતો હતો. તેથી એમ માની લેવું સાચું નથી કે તે વખતના સંજોગો ભયની લાગણીમાં વધારા માટે જ સાનુકૂળ હતા. આમાં વર્તમાનને ભૂતકાળમાં દાખલ કરી દેવાનો ધોખો છુપાયેલ છે. જમાનો તો અત્યંત પ્રાચીન પાષાણ યુગથી પણ પહેલાંનો ધારી લેવામાં આવ્યો છે અને માનવીને તેમાં વીસમી સદીનો માની લેવામાં આવ્યો છે !

કેટલાક ઉત્ક્રાંતિવાદના વિદ્વાનોએ પરિવારના વયોવૃદ્ધ વ્યક્તિના ભયને પણ માનવીના તમામ આરંભિક વિચારો (Early Thoughts)નું મૂળ ઠેરવ્યું છે. પરંતુ અમારા મતે પરિવારના વડીલનો આ ભય પણ પ્રેમના કારણે જ હોય છે. બાળકોને બધો આનંદ અને રાહતો માતા-પિતાથી જ પ્રાપ્ત થાય છે. તેના કારણે તેઓ તેમનાથી પ્રેમ કરવા લાગે છે અને આ પ્રેમના જ કારણે તેમનાથી ડરવા પણ લાગે છે. આમ, આ લાગણી પણ પોતાના મૂળને જોતાં પ્રેમની જ લાગણી છે અને તેનાથી નિઃશંકપણે માતાપિતાના આદર અને સન્માનની કલ્પના ઉત્પન્ન થાય છે. પરંતુ એ હકીકતની અવગણના ન કરવી જોઈએ કે બાળક જ્યાં સુધી બાળક રહે છે, ત્યાં સુધી તો નિઃશંક સમગ્ર સૃષ્ટિ પિતાને જ સમજે છે, પણ જેવો તે પોતે પિતા બને છે કે પિતા બનવાને લાયક થઈ જાય છે તો તેને લાગવા માંડે છે કે પિતાનું અસ્તિત્વ કેવળ એક સીમા સુધી જ તેના આનંદ અને રાહતોની સારસંભાળ રાખનાર છે; તે સીમાથી બહાર પગ મૂક્યા પછી જે કંઈ તેને પ્રાપ્ત થયેલ છે, તેનો સ્રોત કોઈ અન્ય અદૃશ્ય હસ્તી છે; ત્યાં સુધી કે સ્વયં પિતાનું અસ્તિત્વ પણ તેને અદૃશ્ય હસ્તીની અપાર બક્ષિસોમાંથી એક બક્ષિસ જ લાગવા માંડે છે. આમ, જે પ્રેમની લાગણીએ તેના અંદર પિતાથી પ્રેમ, આદર-માન અને ભયનો સંબંધ પેદા કર્યો હશે, અનિવાર્યપણે એ જ લાગણીએ બાળપણની હદોથી નીકળ્યા પછી તેના અંદર એક અદૃશ્ય હસ્તીની સાથે પ્રેમ, સન્માન અને ભયનો સંબંધ પણ પેદા કર્યો હશે. જો માનવી હંમેશા બાલ્યાવસ્થામાં જ રહેતો ત્યારે તો નિઃશંક ધર્મ પિતૃપૂજાથી જ શરૂ થતો અને ખુદાપરસ્તી પર સમાપ્ત થઈ જતો. પરંતુ બાળક સમજણો પણ થાય છે, અને ધર્મ સમજબૂઝ રાખનારાઓની જ ઉપજ હોઈ શકે છે; તો સમજણાં લોકોમાં જો પિતાના ઉપકારોના કારણે તેનો આદર અને તેની ઇજ્જત અને સન્માનની કલ્પના ઉત્પન્ન થઈ શકતી હતી, તો તેનાથી અનેકગણી નજીકની વાત એ છે કે આ મહાન ઉપકારોની અસર પણ એ જ ભાવના અને કલ્પનાના સ્વરૂપમાં હોય, જેમાં પિતાને કોઈ

કૃપા હોવાની અને એક કૃપાળુની તથા તેના પ્રેમની અનુભૂતિ કરી છે, અને જે વખતે તેની કલ્પનાએ તેને ઉત્પ્રેરિત કર્યો કે પ્રકૃતિજન્ય વસ્તુઓની તે બંદગી અને પૂજા કરે, નિશ્ચિતપણે તેનાથી પહેલાં પ્રેમની લાગણીથી એક કલ્પનાએ ઉભરીને તેને પ્રેર્યો હશે કે પોતાના પરમ્ કૃપાળુનો આભાર માને. પ્રેમ અને કૃતજ્ઞતાની આ ભાવના અને કલ્પના તૌહીદ અને શુદ્ધ અને નિખાલસ ખુદાપરસ્તીનો પાયો નાખે છે, ન કે શિર્કનો; તેથી આ જ રહસ્ય છે કે કુર્આન-કરીમે પ્રશંસા અને કૃતજ્ઞતાને માનવીની આરંભિક સ્વાભાવિક પોકાર દર્શાવેલ છે : اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۝ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝[1]

અમારા દૃષ્ટિબિંદુની પુષ્ટિ એ ઘટનાથી પણ થાય છે કે જે વસ્તુઓ માનવીની અંદર ભયની સ્થિતિ પેદા કરે છે, તે દુનિયામાં સામાન્યતઃ બનતી ઘટનાઓમાંથી નથી. ધરતીકંપ રોજ નથી આવતા, જ્વાળામુખીના પહાડો રોજ નથી ફાટતાં, વીજળીઓ દરરોજ નથી ચમકતી અને આંધી-તોફાન પણ રોજ નથી આવતા. આમાંથી કોઈ ઘટના દરરોજની ઘટના નથી. તેનાથી વિપરીત, તેના તારાઓ રોજ ટમટમે છે, સૂર્ય રોજ ચમકે છે, વાદળિયું આકાશ દરેક ક્ષણે આપણી આંખો સામે હોય છે. ચંદ્રની રૂપેરી ચાંદનીની ચાદર જમીન અને પહાડોમાં રોજ છવાય છે. મેઘાચ્છાદિત વાદળોની કારીગરીઓ અને વૃક્ષોના ફળ-ફૂલોની લ્હાણી તો દરેક મોસમમાં હાજર હોય છે. પછી કેટલી આશ્ચર્યજનક વાત છે કે કુદરતના આ દૃશ્યોની યદા-કદાની આ ઘૂરકીઓ અને ધમકીઓ તો માનવીને એ હદે ભયભીત કરી દે કે તે તેમની પૂજા કરવા લાગી જાય, પરંતુ અદૃશ્ય કૃપાળુની આ બધી બક્ષિસો બિલકુલ બેઅસર થઈ જાય અને માનવીમાં આભાર અને કૃતજ્ઞતા તથા પ્રશંસાની કોઈ ઉમંગ પેદા ન કરે.

જીવવિજ્ઞાનના વિશેષજ્ઞોએ તે કાળનું ચિત્ર ખૂબ ભયાનક ખેંચ્યું છે અને એ બતાવવાનો પ્રયાસ કર્યો છે કે તે વખતના કુદરતી દૃશ્યો ભયનું કારણ જ હોઈ શકતા હતા. પરંતુ આ એક સ્પષ્ટ અતિશયોક્તિ છે. તે વખતની દુનિયા જો ખૂબ જ ભયાનક હતી, તો સ્પષ્ટ છે કે તે વખતનો માનવી પણ આજના માનવી જેવો નહોતો. જો તે વખતે આ સૃષ્ટિ આટલી નયનરમ્ય અને સુંદર નહોતી જેટલી આજે છે, તો તે વખતનો માનવી પણ એટલો સૌંદર્યપ્રેમી પણ નહોતો, જેટલો તે આજે છે. જો તે વખતે આ જમીન આજની જેમ ફળદ્રુપ અને સમૃદ્ધ નહોતી, તો તે વખતનો માનવી પણ આજની જેમ ભોગવિલાસી અને સામાજિક નહોતો થયો. જો તે વખતે જોખમો અને તકલીફો ખૂબ જ હતી, તો આજના માનવીની જેમ તે કાળનો માનવી નાજુક દેહધારી અને એશઆરામી કે આરામપ્રિય પણ નહોતો. તે દરેક ખતરાના બચાવ માટે માઈલો સુધી

૧. પ્રશંસા અને આભાર સમગ્ર સૃષ્ટિના રબ માટે, જે પરમ્ કૃપાળુ અને પરમ્ દયાળુ છે. - સૂરઃ ફાતિહા, આ.૧

અનુભૂતિ માનવીની લાગણીઓમાં સૌપ્રથમ અને સૌથી પ્રાચીન છે, તદ્દન નિરાધાર છે. માનવીમાં જે ભય જોવા મળે છે, તેની ખરી વાસ્તવિકતા નેઅમત (કૃપાઓ)ના પતનની કે તેના છીનવાઈ જવાની આશંકા છે. માનવીને પોતાનું જીવન અત્યંત પ્રિય છે. જીવનનો સર-સામાન ખૂબ પ્રિય છે. પોતાના બાળ-બચ્ચાં અને પરિવારજનો પ્રિય છે. તેથી તેને આ વસ્તુઓ અંગે એ આશંકા હોય છે કે ક્યાંક આ વસ્તુઓ તેનાથી છીનવાઈ ન જાય ! તેનો અર્થ, બીજા શબ્દોમાં એ થયો કે આ વસ્તુઓ વિશે ભય અને આશંકામાં ગ્રસ્ત થતાં પહેલાં તે આ વસ્તુઓના કૃપા અને બક્ષિસ હોવાની ચેતના ધરાવતો હતો, અને પછી તેનાથી એ વાત પણ પ્રતિપાદિત થાય છે કે આ કૃપાઓના કારણે તેને એક કૃપાવંત (ઇનામ આપનાર)ની પણ ચેતના જાગી હશે, અને પછી અનિવાર્યપણે તેના માટે કૃતજ્ઞતા (આભાર)ની લાગણી અને બંદગીની કલ્પના પણ ઉત્પન્ન થઈ હશે. તેથી ભયથી પહેલાં કૃપા અને કૃપાળુની ચેતના અનિવાર્ય છે. જ્યાં સુધી આપણને જીવન અને જીવન-સામગ્રીના કૃપા હોવાનો અહેસાસ ન હોય, ત્યાં સુધી આપણને જીવન અંગે કોઈ ભય નથી હોતો. તેથી જે લોકો પોતાના જીવનથી થાકી-કંટાળી જાય છે અને નફરત કરવા લાગે છે, તેઓ મૃત્યુ જેવી ભયંકર વસ્તુથી જરા પણ નથી ડરતા. કેટલાય લોકો આગમાં કૂદી પડે છે, કેટલાય નદીઓ અને સમુદ્રોમાં ડૂબી મરે છે. જાપાનમાં ઘણાં લોકો એવા છે જેઓ જ્વાળામુખીના પહાડોમાં છલાંગ લગાવીને પોતાને ખતમ કરી નાખે છે.

આમ, આરંભિક કાળના માનવીને વીજળીના કડાકા, વાદળોની ગર્જના અને આંધી-તોફાનથી કોઈ જોખમનો અનુભવ થયો અને તેને પોતાની જાતને તેના જોખમોથી બચાવવાની ચિંતા થઈ તો તેનાથી એ અનિવાર્ય થાય છે કે તેને જીવન અને જીવન-સામગ્રીના કૃપા હોવાની ચેતના હતી; કેમ કે જ્યાં સુધી કોઈ વસ્તુ પ્રિય ન હોય, તેની સુરક્ષાની ચિંતા બિલકુલ નિરર્થક છે. ખાલી ઘરમાં કોઈપણ તાળું નથી મારતું, અને પછી તેનાથી એ પણ અનિવાર્ય થાય છે કે તેને એક કૃપાળુની પણ ચેતના હતી, કેમ કે કૃપાનું અસ્તિત્વ એક કૃપાળુની ચેતના માટેની શરત છે અને જો એ વાત સાચી છે કે માનવી કુદરતની આ ઇન્દ્રિયગોચર વસ્તુઓની એ ડરથી પૂજા કરવા લાગ્યો કે તે તેનાથી ક્યાંક જીવનની કૃપા કે જીવન-સામગ્રી ન છીનવી લે, તો તેનાથી વધારે સાચી વાત એ લાગે છે કે આ કૃપાઓની ચેતનાએ તેના અંદર પોતાના કૃપાળુ માટે પ્રેમ અને કૃતજ્ઞતાની ભાવનાં પણ પેદા કરી હશે. આમ, એ સાબિત થાય છે કે એક કૃપાળુની ચેતના, તેનો પ્રેમ અને કૃતજ્ઞતાની ભાવના તથા તેની બંદગીની કલ્પના વાસ્તવમાં ભયની લાગણી અને કુદરતની ઇન્દ્રિગોચર વસ્તઓની પૂજાની કલ્પના પર શિખરે અને સર્વશ્રેષ્ઠ છે.

છતાં, માનવીએ જ્યારે ભયની લાગણી અનુભવી છે, તેનાથી પહેલાં જીવનના

જેણે મૂળ પદાર્થને જીવનની હરકત પ્રદાન કરી છે; એ જ રીતે એ તમામ વસ્તુઓનો ઈતિહાસ જે આત્મા અને આધ્યાત્મિકતાથી સંબંધિત છે, એ આત્મિક-અંશથી જોડાયેલ છે જેના ભયની અનુભૂતિ તથા કલ્પનાની પારસ્પારિક ક્રિયા-પ્રતિક્રિયાથી ધર્મ અસ્તિત્વમાં આવ્યો છે. આ ધાર્મિક દૃષ્ટિકોણે જ્યારે ધાર્મિક પ્રવૃત્તિનું સ્વરૂપ ધારણ કર્યું તો તેના પરિણામ-રૂપે ધર્મની અનિવાર્યતાઓ અને ફરજો-કર્તવ્યો તથા તેની રીત-રસમો અને વિધિઓ અસ્તિત્વમાં આવી. આમ, ધર્મ એક ઉત્ક્રાંતિની પ્રક્રિયા છે. તે જીવનની ઉત્ક્રાંતિ હતી અને આ રૂહ (આત્મા)ની ઉત્ક્રાંતિ છે, અને જે એક વાત સૌ જાણે છે કે જીવન એક જમાનામાં પેટેથી ચાલતા પ્રાણીઓના સ્વરૂપ (Reptilious Life Forms)માં છુપાયેલ હતું અને તબક્કાવાર માનવી સુંદર રંગ-રૂપમાં પ્રગટ થયો, એ જ રીતે રૂહ શરૂઆતમાં પ્રકૃતિ-પૂજા, ભૌતિક વસ્તુઓની પૂજા તથા જાદુ અને જ્યોતિષની બેડીઓમાં જકડાયેલ હતી અને ક્રમશઃ નિખાલસ અને શુદ્ધ ખુદાપરસ્તી સુધી પહોંચી.

આ પ્રસ્તુતિકરણથી ઉત્ક્રાંતિવાદના વિદ્વાનો જે પરિણામો તારવે છે, તેને પણ અમે અમારા શબ્દોમાં વર્ણવી દઈએ છીએ :

(૧) ધર્મનું આરંભિક બિંદુ ભયની લાગણી છે. આ ભય પ્રકૃતિની ઈન્દ્રિયગોચર વસ્તુઓથી પેદા થયો. વાદળોની ગર્જના, વીજળીના કડાકા, આંધી-તોફાનનો કોલાહલ, જ્વાળામુખી પહાડોના ભયંકર દૃશ્યોએ માણસને બીવડાવ્યો અને તે તેમને જીવંત શક્તિઓ સમજીને આપત્તિઓથી પોતાને બચાવવા માટે તેની બંદગી-પૂજા કરવા લાગ્યો.

(૨) શુદ્ધ અને નિખાલસ ખુદાપરસ્તીનો પ્રાકૃતિક તકાદો ખોટો છે. જો આવું હોત તો માનવી ખુદાપરસ્તીની જગ્યાએ પ્રકૃતિની પૂજા અને ભૌતિક વસ્તુઓની પૂજા વગેરેથી ધર્મનો આરંભ ન કરતો અને ન દુનિયામાં આટલી હદેં મૂર્તિપૂજા અને મડદાંઓની પૂજા થતી, જે આપણે ઈતિહાસમાં જોઈ રહ્યા છીએ.

(૩) તમામ ધર્મોનું મૂળ એક છે. એ રીતે ઈસ્લામ, યહૂદી ધર્મ અને આફ્રિકાના વનવાસીઓ દ્વારા કરવામાં આવતી જાદુટોણાંની પૂજામાં કોઈ ફરક નથી. તેથી તમામ ધર્મો અને વિભિન્ન આસ્થાઓ-ધારણાઓમાં સહિષ્ણુતા મૂળ સિદ્ધાંત હોવો જોઈએ.

ઉપરની વિગત એટલી હદે રુચિપૂર્ણ હતી કે તેણે આપણા વર્તમાન ધાર્મિક વિદ્વાનોના પુસ્તકોમાં સ્થાન પ્રાપ્ત કરી લીધું છે, જ્યારે કે આ તદ્દન કાલ્પનિક અને ખોટું છે તથા બુદ્ધિ અને અનુકરણ બંને તેનાથી વિપરીત છે.

એ વાત કે ધર્મનો આરંભ અદૃશ્ય શક્તિઓના ભયથી થયો છે અને આ જ

આ કલ્પનાના વર્ચસ્વની અસર એ થઈ કે લાંબા સમયગાળાથી દુનિયામાં રાજકીય અને સામાજિક પરિવર્તનોના જેટલાં દાવાઓ ઉભર્યા છે, તેમાંથી દરેકને ઉત્ક્રાંતિવાદના દષ્ટિકોણનો સહારો લેવો પડ્યો છે અને આ દરેક પરિસ્થિતિમાં તે એટલો ભાગ્યશાળી પુરવાર થયેલ છે કે સૌની સાથે તે સાનુકૂળ રહ્યો છે. લોકશાહીના સમર્થકોએ માનવીના આરંભિક સામાજિક જીવનનો નકશો એ રીતે પ્રસ્તુત કર્યો છે કે લોકશાહીને જ માનવીનો સ્વાભાવિક તકાદો સાબિત કરી દીધો છે. રાજાશાહીના હમદર્દોએ તેની વાતોને પોતાના રંગમાં રંગી નાખી છે. સામાજના આગેવાનોએ તેની છબી પોતાના રંગમાં ખેંચી છે. સામ્યવાદે તેને પોતાના રંગમાં પ્રસ્તુત કરેલ છે. અલબત્ત, ધર્મ જ એકમાત્ર ગરીબ છે, જે પોતાની હિમાયતમાં તેનો ઉપયોગ નથી કરી શક્યો. તેનું કારણ એ છે કે પહેલા જ તબક્કામાં ચર્ચથી આ દષ્ટિકોણના ધ્વજવાહકોનો અણબનાવ થઈ ગયો, જેનું પરિણામ એ આવ્યું કે તેના ધૂર્ત સમર્થકોએ શરૂઆતમાં જ તેને એક ધર્મ-વિરોધી દષ્ટિકોણનું રૂપ આપી દીધું, જેથી તેનો ઉપયોગ એ ધર્મોના સમર્થનમાં ન કરી શકાય જેઓ પોતાની ખાસ લાક્ષણિકતાના દાવેદાર છે અને જે પોતાની આસ્થાઓ-ધારણાઓ અને સર્વસ્વીકૃત વાતોની બુનિયાદ વહી (દિવ્ય અવતરણ)ને ઠરેવે છે અને બીજા ધર્મો સાથે કોઈપણ પ્રકારની ઉદારતા અને સહિષ્ણુતા માટે તૈયાર નથી. તેથી આ દષ્ટિકોણની આડમાં નાસ્તિકોએ યહૂદીયત, ઇસાઈયત અને ઇસ્લામની જડ ખોદવાની પૂરેપૂરી કોશિશ કરી અને આ હેતુ માટે ધર્મની ઉન્નતિને એ રીતે પ્રસ્તુત કરી, જેનાથી આકાશી ધર્મોની તમામ માન્ય અને પાયાની વાતોનો તદ્દન ધ્વંસ થઈ જાય છે.

અહીં ઉત્ક્રાંતિવાદના દષ્ટિકોણની વિસ્તૃત ચર્ચા કરવાની તક નથી; અલબત્ત, એટલા હિસ્સાની ચર્ચા કરીશું જેનો સંબંધ શિર્ક અને તૌહીદથી છે.

આ લોકો ધર્મની ઉન્નતિને એ રીતે પ્રસ્તુત કરે છે કે ધર્મએ માનવીના પ્રથમ પગલાની સાથે જ દુનિયામાં કદમ મૂક્યા. જ્યારે માનવીએ એવો અહેસાસ કરવાનું શરૂ કર્યું કે તે કેવળ એક શરીર જ નથી, બલ્કે પોતાના અંદર આનાથી પણ ઉચ્ચ એક તત્ત્વ રૂહ (આત્મા) પણ ધરાવે છે, ત્યારથી ધર્મના પાયાનો પ્રથમ પથ્થર મૂકી દેવામાં આવ્યો અને તેનું આરંભિક સ્વરૂપ બે અંશોથી બન્યું. એક ભય અને આશંકાની ભાવના અને બીજો અંશ છે કલ્પના કે ધારણા. ભય પરોક્ષ અને અદશ્ય શક્તિઓનો, જેમાં માનવીએ પોતાને ઘેરાયેલો અનુભવ્યો અને જેને બળ અને શક્તિમાં પોતાનાથી ખૂબ વધારે જોયો, અને કલ્પના એ વાતની કે તેનો આદર અને બંદગી કરવી જોઈએ.

જે રીતે આ તમામ વસ્તુઓનો ઇતિહાસ જે શરીર (Body) અને શરીરને લગતી વસ્તુઓથી સંબંધિત છે, જીવન (Life)ના એ આરંભિક અંશથી જોડાયેલ છે,

# શું શિર્ક પ્રકૃતિનો તકાદો છે ?

આજે કોઈપણ પ્રકારના જ્ઞાન-વિજ્ઞાન અને વિદ્યાના સંશોધન માટે ઉત્ક્રાંતિવાદના સિદ્ધાંતથી માર્ગદર્શન મેળવવામાં આવે છે. ઈતિહાસ હોય કે કાનૂન, અર્થશાસ્ત્ર હોય કે રાજનીતિશાસ્ત્ર, દર્શન હોય કે ધર્મ, કે પછી સમાજશાસ્ત્ર હોય કે સભ્યતા; દરેકની આરંભિક કડીઓની તલાશની અભિલાષા આજના યુગની રુચિ પર એટલી હદે છવાયેલી છે કે તેના વગર દરેક વિદ્યા અધૂરી અને ખામીયુક્ત છે. તેનું પરિણામ એ આવ્યું કે દરેક વિદ્યા અને શિક્ષાનો સંપાદિત વારસો, જે તદ્દન સ્પષ્ટ છે, પોતાના સાચા મૂલ્ય અને મહત્ત્વને પ્રતિપાદિત કરવા માટે, ન માત્ર અપર્યાપ્ત સમજવામાં આવે છે, બલ્કે મોટાભાગે તેને તદ્દન ખોટું અને કલ્પનાતીત ઠરેવી દેવામાં આવે છે. આજે ખરી વસ્તુ એ છે કે માનવીય જીવનના દરેક વિભાગથી સંબંધિત એવા યુગનું સંશોધન કરવામાં આવે, જ્યારે માનવી બાલ્યાવસ્થામાં હતો અને જેનો કોઈ લેખિત ઈતિહાસ આપણા સામે મોજૂદ નથી. સ્પષ્ટ છે કે આ યુગ એક અંધકાર-યુગ છે. તેના વિશે જે કંઈ પણ કહેવામાં આવે તેની હેસિયત અંધારામાં નાખેલ પથ્થર સમાન વાતો અને અટકળના તીર-તુક્કાથી વધુ નથી હોઈ શકતી. આ અંધકારમાં પુરાતત્ત્વવિદ્યા (Archaeology) અને જીવવિજ્ઞાન (Biology)ના વિશેષજ્ઞોને માર્ગદર્શક માનવામાં આવે છે; જેઓ પૃથ્વીના તબક્કાઓ, પર્વતોનાં પડ, ગુફાઓના અંદરના અવશેષો અને નિશાનીઓ, સડી ગયેલ હાડકાં, આરંભિક કાળના ઓજારો-હથિયારો-સાધનો તથા પ્રાચીન મનુષ્યના આડા-ટેડાં ખેંચેલા ચિત્રો વગેરેને જ્ઞાનનો અસલી સ્રોત ઠેરવે છે અને તેના પર અટકળ અને અનુમાન તથા કલ્પનાઓ અને ધારણાઓની ઈમારતો ઊભી કરે છે.

એ વાત સૌ સ્વીકારે છે કે આની હેસિયત અટકળ, અંદાજો અને અનુમાન (Guess)થી વધારે નથી; તેમ છતાં તેના મહત્ત્વની સ્થિતિ એ છે કે દરેક જ્ઞાન-વિજ્ઞાન અને વિદ્યામાં એ જ વાસ્તવિકતા છે જે આ સંદિગ્ધતાઓથી સાનુકૂળ થઈ જાય, જે વાત તેનાથી મેળ ઊભો ન કરી શકે તે નિરાધાર અને વિશ્વાસની રાહમાં જાણે એક અપ્રાકૃતિક-અસ્વાભાવિક બાહ્ય હસ્તક્ષેપ છે, જેનું અસ્તિત્વ નથી, બલ્કે અનપેક્ષિત છે.

જતા રહેવું જોઈએ, અથવા યુદ્ધ કરવું જોઈએ. આ લોકોને કદાચ એ ખબર નથી કે પ્રચાર અને હુજ્જત પૂરી કર્યા પહેલાં હિજરત અને સંબંધ-વિચ્છેદ જાયઝ નથી. કેટલાક અંબિયાએ કિરામ સત્ય કાજેના સ્વાભિમાનના જોશમાં હુજ્જત પૂરી થાય તે પહેલાં પોતાની કોમને છોડીને કોઈ બીજી જગ્યાએ ચાલ્યા ગયા, તો તેમના પર અલ્લાહત્આલાનો સખત ગુસ્સો ભડકી ઉઠ્યો અને તેમને ફરીથી કોમમાં પ્રચાર અને દા'વત માટે પરત આવવું પડ્યું. હઝરત યૂનુસ અલૈ.નું વૃત્તાંત આનું ઉદાહરણ છે.

એ જ પ્રમાણે ઈસ્લામી યુદ્ધ અને લડાઈ માટે કેટલીક પાયાની શરતો છે, જેને ધ્યાનમાં રાખ્યા વગર યુદ્ધ શરૂ કરી દેવામાં આવે તો તે જિહાદના બદલે ફસાદ (ઉપદ્રવ અને બગાડ)ના હુકમમાં દાખલ થઈ જશે.

પહેલી શરત એ છે કે તે સત્તાધિકાર ધરાવતા અમીરના નેતૃત્વમાં હોય. કોઈ બીજી અન્યાયી-અત્યાચારી અને કબજેદાર વ્યવસ્થાની અંદર રહીને, જ્યાં કોઈ સત્તાધિકાર ધરાવતા અમીરનું અસ્તિત્વ જ અસંભવ છે, યુદ્ધ કરવું એ અરાજકતા અને અશાંતિ તથા ઉપદ્રવ છે, જે જાયઝ નથી. આ જ કારણ છે કે આંહઝરત સલ્લ.એ યુદ્ધ (કિતાલ)નું એલાન હિજરત પછી જ કર્યું.

બીજી શરત એ છે કે જે લોકો કિતાલ (સશસ્ત્ર યુદ્ધ) માટે નીકળે તેઓ પોતે બગાડ અને ઉપદ્રવના અંશથી પવિત્ર થઈ ચૂક્યા હોવા જોઈએ; કેમ કે ઈસ્લામી યુદ્ધ ધરતી પરના બગાડ અને ઉપદ્રવનો નાશ કરવા માટે હોય છે. તેથી કોઈ એવી જમાઅતનું યુદ્ધ કરવું તદ્દન કલ્પનાતીત અને નિરર્થક વાત છે, જે પોતે બગાડ અને ઉપદ્રવમાં ગ્રસ્ત હોય. ઈસ્લામી જિહાદ દરેક પ્રકારના સમૂહો નથી કરી શકતા. તેના માટે સૌપ્રથમ એક નેક, સદાચારી અને ધર્મનિષ્ઠ જમાઅતની સ્થાપના જરૂરી છે.

હવે, સમયનું ખરું કર્તવ્ય કેવળ એ છે કે એક જમાઅત અલ્લાહત્આલાના દીનની સ્થાપના માટે ઊઠે અને મુસલમાનોમાં સાચી દીની ચેતના જગાવે, ઉપરાંત લોકોને સત્ય-દીન તરફ જાહેર આમંત્રણ આપે, જેનું પહેલું કદમ તૌહીદ અને તેના તકાદાઓની તાલીમ છે. આ જ આદરણીય અંબિયાએ કિરામ અલૈ.ની રીત હતી.



પછી એક વ્યક્તિ જમાઅતથી હંમેશ માટે કપાઈ જાય છે, જેના પછી તે મૃત્યુદંડને પાત્ર મુર્તદ (ઇસ્લામથી ફરી જનાર) થઈ જાય છે. આ જમાનામાં આ સજા કોઈને આપવી સૈદ્ધાંતિક રીતે ખોટું છે. અત્યારે ન તો કોઈ સદાચારી અને ધર્મનિષ્ઠ તથા સત્તાધિકાર ધરાવતી કોઈ જમાઅત જ મોજૂદ છે અને ન અમ્ર બિલ મા'રૂફ અને નહિ અનિલ મુન્કરની એ શરઈ વ્યવસ્થા જ કાયમ અને જીવંત છે, જે લોકોમાં કુફ્ર અને શિર્કના અહેસાસ અને ભેદને જીવંત રાખે. જીવનના દરેક વિભાગ પર તાગૂતની કાળી શાહી છવાયેલ છે અને સત્ય-અસત્યમાં ન માત્ર ભેદ લુપ્ત છે, બલ્કે અસત્યને સત્ય બનાવીને ચમકાવવાની કોશિશના સંદર્ભમાં સંભવતઃ ઇતિહાસનો આ સૌથી સફળ યુગ છે. આવા યુગમાં જે લોકો તકફીર અને તફસીક (ફાસિક ઠેરવવું)ની રમત રમી રહ્યા છે, તેઓ સમયની હાલત, તકફીરના મહત્ત્વ અને તેની શરતો અને નીતિ-નિયમોથી તદ્દન બેખબર છે, અને તેઓ વર્તમાન અજ્ઞાનતા અને બગાડની પ્રાકૃતિક ઉપજ છે. પોતાના જે બંદાઓને અલ્લાહતઆલાએ સાચા કામની તરફ ધ્યાન આપવાની પ્રેરણા અને હિંમત પ્રદાન કરી છે, તેઓ મુસલમાનોની તકફીરની ચિંતામાં નથી. તેમની દા'વતનું આરંભ-બિંદુ يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوٓا۟ ءَامِنُوا۟ (હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો, ઈમાન લાવો)[1] છે.

જ્યાં સૌ એક ગંદા હોજમાં પડેલા હોય, ત્યાં કોઈને એ અધિકાર નથી કે તે બીજાઓને નાપાક ઠેરવે અને તેને સજાને પાત્ર સમજે; તેમને માત્ર ગંદકીને ગંદકી કહેવાનો અને તેનાથી બહાર નીકળવાની કોશિશ કરવા માટે આહવાન્ કરવાનો હક્ક છે, અને આ કાર્ય ચાલતું રહેવું જોઈએ, ત્યાં સુધી કે જે મુસલમાનો હિંદુસ્તાનને એક 'દારુલ-અમ્ન' સમજીને ચેનની ઊંઘ લઈ રહ્યા છે, તેમને એ મહેસૂસ થવા લાગે કે આ 'દારુલ-અમ્ન' નથી, બલ્કે આ એક એવી જગ્યા છે, જેમાં ધૂમાડો જ ધૂમાડો ભરેલો છે અથવા એક સંડાસ છે, જેમાં દુર્ગંધથી શ્વાસ લેવું પણ મુશ્કેલ છે.

صبح کرنا شام کا لانا ہے جوئے شیر کا

માનવીની પ્રકૃતિમાં શિર્ક નથી. તે અંગે આગામી પ્રકરણમાં અમે બતાવીશું. મુસલમાન તો શિર્કની કલ્પના પણ કરી શકતો નથી. હવે કોઈ કારણ નથી કે સમયના અંધકાર અને પરિચિત-અપરિચિતોની થાબડ અને તેમના ઇંજેક્શનોથી વિકૃત થઈને નિદ્રાધીન આ પ્રકૃતિ જાગૃત ન થઈ જાય અને માનવી ખુદાની સાચી બંદગીના આનંદથી ફરીથી વાકેફ થઈ જાય.

કેટલાક લોકો અમને કહે છે કે જ્યારે તમે હિંદુસ્તાનને 'દારુલ-અમ્ન' નથી સમજતા, બલ્કે 'દારુલ-કુફ્ર વ શિર્ક' સમજો છો તો તમારે કાં તો અહીંથી હિજરત કરીને

૧. સૂરઃ નિસા, આ. ૧૩૬.

તેની વ્યવસ્થાના પાયાના મૂલ્યોથી જાહેરમાં અને ઈરાદાપૂર્વક-જાણીસમજીને વિદ્રોહ કરી છે. આ સજાના અમલીકરણ માટે શરત એ છે કે એક જમાઅત મોજૂદ હોય, જે સદાચારી-ધર્મનિષ્ઠ હોય. કોઈ દુરાચારી અને અધર્મી જમાઅતને એ હક્ક નથી કે તે બીજાઓને દુરાચારી અને અધર્મી ઠેરવે. બીજી શરત એ છે કે આ જમાઅત પાસે સત્તાધિકાર હોય. જેના પાસે કોઈ સત્તા, અધિકાર કે અંકૂશ જ ન હોય તેવી જમાઅતને દંડ અને સજાના કાયદા-કાનૂનને લાગુ કરવાનો હક્ક નથી. ત્રીજી શરત એ છે કે એક નેક અને ધર્મનિષ્ઠ જમાઅતની સ્થાપનાથી વાતાવરણ એવું બની ચૂક્યું હોય કે તે બૂરાઈ અને ગુના માટે અનુકૂળ ન રહી ગયું હોય, અને અલ્લાહના બંદાઓ પર દીનની હુજ્જત પૂરી કરવા અને સત્યની સ્પષ્ટતાના આવશ્યક સાધનો કાર્યરત હોય; આના વગર ન તો ચોરી કરવા પર હાથ કાપવાની સજા આપી શકાય છે, ન વ્યભિચારીને સંગસાર (પથ્થરો મારીને મૃત્યુદંડ)ની સજા આપી શકાય છે અને ન શરાબીને કોડા મારી શકાય છે; ત્યાં સુધી કે જો એક નેક અને ધર્મનિષ્ઠ તથા સત્તાધિકાર ધરાવતી જમાઅત સત્તાધીન પણ હોય અને તે વખતનું ધાર્મિક વાતાવરણ એવું હોય કે ગુનાઓ માટે નૈતિક બંધનો મોજૂદ હોય, પણ કોઈ હંગામી કારણસર ગુનાના પરિબળો અને પ્રેરકો ઉત્પન્ન થઈ જાય, તો તે ગુનાની શરઈ સજા સરકાર લાગુ નહીં કરે. તેથી હઝરત ઉમર ફારૂક રદિ.ના જમાનામાં એક વખતે સખત દુષ્કાળ પડ્યો અને આપના અત્યંત પ્રયાસો છતાં દેશનું આર્થિક સંતુલન કાયમ રહી શક્યું નહીં, તો આપ રદિ.એ સંજોગો સાનુકૂળ થાય ત્યાં સુધી ચોરી કરવા પર હાથ કાપવાની સજા મુલત્વી કરી દીધી હતી.

હઝરત મસીહ અલૈ.ના કાળમાં એક સ્ત્રી વ્યભિચારના ગુનામાં પકડીને લાવવામાં આવી. યહૂદીઓના ધાર્મિક વિદ્વાનોએ તેને સંગસાર કરવાની માગણી કરી. હઝરત મસીહ અલૈ. ફરમાવ્યું : હા, તેને સંગસાર કરો, પણ તેને તમારામાંથી સૌપ્રથમ એ માણસ પથ્થર મારે જે પોતે પવિત્ર અને નિર્દોષ હોય. હઝરત મસીહ અલૈ.નો ભાવાર્થ એ નહોતો કે તે કાળમાં બધા જ વ્યભિચારી હતા, કોઈ પવિત્ર અને શીલવાન નહોતું, બલ્કે તેમનો સંકેત સમયના માહોલની તરફ હતો કે અત્યારે ન કોઈ ધર્મનિષ્ઠ જમાઅત મોજૂદ છે, ન ધર્મનિષ્ઠ વ્યવસ્થા સ્થાપિત છે, ન શરઈ માહોલ છે. જો આ સ્ત્રી પોતાના પતિથી અપ્રમાણિકતા આચરવા અંગે ગુનેગાર છે, તો તમારામાંથી કોણ છે, જે તેનાથી મોટા ગુનાઓ અર્થાત્ પોતાના ખુદાથી અપ્રમાણિકતા અને બેવફાઈનો ગુનેગાર નથી. તમે ખુદા સાથે કરેલ વચનને તોડ્યું છે અને આ ગુનાની સજામાં ખુદાએ મુશ્રિક રોમનોને તમારા માથે થોપી દીધા છે, તો તમને એ અધિકાર કેવી રીતે હોઈ શકે કે એક સ્ત્રીને તેની બેવફાઈ પર સજા આપો.

આમ, તકફીર (કોઈને કાફિર ઠેરવવો), જે એક ખૂબ જ કડક સજા છે કે જેના

કંઈ આશ્ચર્ય નથી. એક બગીચો જો માળીઓની દેખરેખથી વંચિત થઈ ગયો હોય, અથવા જે તેના માળી હોય એક મુદ્દતથી તેની સફાઈ-સુથરાઈ, તેના વૃક્ષોની કાંટછાંટ, તેના આસપાસ ગમેતેમ ઊગી ગયેલ ઘાસફૂસને જડમૂળથી ઉખેડી ફેંકવા, તેના નાના-નાના છોડવાની દેખભાળના બદલે જંગલી ઘાસ અને વૃક્ષોને જ બગીચાના અસલી છોડ સમજીને તેમને જ પાણી સિંચવા અને તેમનાં વૃદ્ધિ-વિકાસ કરવામાં લાગી ગયા હોય, તો આ બગીચાનું જંગલ બની જવું એક કુદરતી વાત છે. અમ્ર બિલ મા'રૂફ (ભલાઈની આજ્ઞા આપવી) અને નહિ અનિલ મુન્કર (બૂરાઈને રોકવી)ના કર્તવ્યનું સાચું ઉદાહરણ આ જ છે. તે પ્રકૃતિદત્ત કર્તવ્ય છે જે ખેડૂત પોતાના ખેતરમાં, વાડીનો રખેવાળ પોતાની વાડીમાં, એક માળી પોતાના બગીચામાં, એક નિરીક્ષક પોતાના આધીન લોકોમાં, એક માર્ગદર્શક પોતાની કોમમાં, ઉમ્મત (સમુદાય)ના આગેવાનો અને નેતાઓ તે ઉમ્મતમાં અદા કરે છે; અને ખિલાફતની વ્યવસ્થા આ જ કર્તવ્યની અદાયગી માટે એક કુદરતી અને સ્વાભાવિક વ્યવસ્થા છે. તેના વગર ન તો મુસલમાનોનું સાચી પદ્ધતિ પર કાયમ રહેવું સંભવ છે અને ન તેના વગર દુનિયા પર દીનની હુજ્જત પૂરી થઈ શકે છે. બસ, આજે ન તો મુસલમાનોનું સીધા રસ્તા (ઇસ્લામ)થી દૂર થઈ જવું નિંદનીય છે, ન અલ્લાહના અન્ય બંદાઓની પથભ્રષ્ટતા ભર્ત્સનાપાત્ર છે. મુસલમાનો આ ધરતી માટે નમક હતા, જ્યારે તેમની નમકીની જ જતી રહી તો હવે કોઈ વસ્તુને નમકીન કેવી રીતે બનાવી શકાશે !

હવે, આજે જે જમાઅત મુસલમાનોમાં તૌહીદ અને તેના તકાદાઓનું આમંત્રણ માટે ઊભી થાય, તે અત્યંત નિર્દયી હશે જો તે એવું માનીને ચાલે કે આ તમામે-તમામ મુસલમાનો કાફિર અને બેદીન બની ચૂક્યા છે; જો તે આવું કરશે તો પોતાના આવા વ્યવહારથી એ વાતની સાબિતી આપશે કે ન તો તેને પરિસ્થિતિનું સાચું અનુમાન છે, ન અંબિયાએ કિરામની દા'વતની રીતથી તેને કોઈ સંબંધ છે. કોઈના કુફ્ર અને ફાસિક હોવાનો ફેંસલો કરતાં પહેલા તેની ફરજ એ છે કે તે અલ્લાહની કિતાબની સારી રીતે સ્પષ્ટતા કરે, એક શુભનિષ્ઠ અને સદાચારી જમાઅતની સ્થાપના માટે પોતાના તરફથી તમામ પ્રયાસો કરે; ત્યાં સુધી કે અલ્લાહત્આલા આ અંધકારને દૂર કરી દે, જે ચોતરફ છવાયેલો છે, અને સત્ય અને અસત્યનો ભેદ સમજવો દરેક સત્યવાંછુ માટે આસાન થઈ જાય.

તકફીર (કોઈ વ્યક્તિને કાફિર ઠેરવવો)નો ખરો અર્થ તો એ છે કે કોઈ વ્યક્તિને મુર્તદ (ઇસ્લામથી ફરી ગયેલ) ઠેરવીને તેને એ સજા આપવામાં આવે, જે ઇસ્લામમાં ઈસ્લામથી ફરી જવા માટે નિર્ધારિત છે. આવી સજા એક સદાચારી-ધર્મનિષ્ઠ અને સત્તાધિકારી જમાઅત પોતાના અંદરના એ વ્યક્તિઓને આપે છે, જે તેના સંદેશ અને

ભૂંસાઈ ગયેલ પથ-ચિહ્નોને સ્પષ્ટ કરે છે, બંધ રસ્તાઓને ખોલે છે અને એક નિરંતર સંઘર્ષ અને કોશિશ તથા અવિરત જિહાદ અને એક પવિત્ર અને નિર્દોષ જીવનની નિઃસ્વાર્થ પ્રવૃત્તિઓથી સત્યને પ્રભાતના પ્રકાશની જેમ સ્પષ્ટ કરી દે છે. આ અવિરત કોશિશમાં કોમના અંદરથી નેક અને શુદ્ધ પ્રકૃતિવાળા માણસોની સુવાસ ખેંચાઈને અલગ થઈ જાય છે, અને તેમનું વિશિષ્ટ વજૂદ સત્યના સત્ય હોવા અને અસત્યના અસત્ય હોવાનો એક ઓર પુરાવો હોય છે. આવા સમયે જે લોકોમાં સત્યની ચેતનાની યોગ્યતા હોય છે, તેઓ પોતાની આંખોથી જોઈ લે છે કે અલ્લાહનો માર્ગ આ છે અને તેના પર ચાલવું સંભવ પણ છે, ત્યારે એ લોકોનો ફેંસલો કરી દેવામાં આવે છે જેઓ આ માર્ગને અપનાવવાનો ઇન્કાર કરી દે છે અને તત્પશ્ચાત, તેમનો ફેંસલો કરી દેવા માટે કાં તો અલ્લાહનો અઝાબ (યાતના) પ્રગટ થાય છે, કે પછી સત્યનિષ્ઠોની તલવાર ચમકે છે. અંબિયાએ કિરામ અલે.ના જીવનથી આપણને આ જ સબક મળે છે.

આજે જે લોકો દીનના નવનિર્માણ અને તેને પ્રચલિત કરવા તથા સુન્નતને પુનર્જીવિત કરવાના શુભ નિર્ધાર સાથે ઉઠશે, તેઓ આ જ નબવી રીતથી માર્ગદર્શનં મેળવશે. સ્પષ્ટ છે કે આ ઉમ્મતને હવે કોઈ નબીના આગમનનો ઇંતેજાર નથી. તેના અંદર દીનની સ્થાપના અને દીનના પુનર્નિર્માણની શરઈ વ્યવસ્થા નબવી તરીકા પર કામ કરવાવાળી ખિલાફતની વ્યવસ્થા છે. આ જ વ્યવસ્થા છે, જે મુસલમાનોને સાચા માર્ગ પર કાયમ રાખી શકે છે અને પછી આ જ વ્યવસ્થા છે, જે અલ્લાહના બંદાઓ પર અલ્લાહની હુજ્જત (દલીલ) પૂરી કરી શકે છે. પરંતુ આ વ્યવસ્થા એક મુદ્દતથી અસ્તવ્યસ્ત થઈ ચૂકી છે. તેની જગ્યાએ એક તાગૂતી વ્યવસ્થાનું વર્ચસ્વ અને કબજો છે. આ વ્યવસ્થાએ મુસલમાનોના જીવનના દરેક વિભાગને અપવિત્ર કરી દીધો છે. કોઈ ક્ષેત્ર એવું નથી, જે આ તાગૂતની ગુલામીથી મુક્ત હોય. આપણામાંથી જે લોકો ઇરાદાપૂર્વક તેનું આજ્ઞાપાલન નથી કરી રહ્યા, તેમને લાચારીવશ તેમનું અનુસરણ કરવું પડી રહ્યું છે. અત્યંત મુત્તકી (ઈશનિષ્ઠ) માણસનું પણ દામન તેની નાપાકીના છાંટાઓથી પાક નથી. દીની શિક્ષા-દીક્ષા અને પ્રશિક્ષણની આખી વ્યવસ્થા સસ્પેન્ડ (સ્થગિત, અવલંબિત) છે. જે મોજૂદ છે તે પણ વર્ચસ્વશાળી વ્યવસ્થાની ધાક અને દબદબાથી તેની જ સેવક અને ચાકર છે. કલમ અને જબાન સત્ય સિવાય દરેક બકવાસ અને નિરર્થક વાતો માટે સ્વતંત્ર છે. દીન અને મઝહબના નામે આજે જે કંઈ લખવા-સંભળાવવામાં આવી રહ્યું છે, તેનો મોટો ભાગ વર્તમાન સમાજ અને આજની અજ્ઞાનતાપૂર્ણ વ્યવસ્થા માટે ધર્મ તરફથી એક લાયસન્સ છે.

આવા કોલાહલ અને ઘોંઘાટભર્યા તથા ઉપદ્રવકારી યુગમાં જો મુસલમાનો દીન અને તેની અનિવાર્યતાઓ, તૌહીદ અને તેના તકાદાઓથી અનભિજ્ઞ થઈ જાય તો

સંઘર્ષે તેમના માટે સત્યની સ્પષ્ટતા અને હુજ્જત પૂરી કરવાની જવાબદારી અદા ન કરી દીધી, ત્યાં સુધી ન તેમના કુફ્ર અને શિર્કનું એલાન કરવામાં આવ્યું અને ન તેમનાથી યુદ્ધ અને લડાઈ કરવામાં આવી.

બરાબર આવો જ મામલો મુનાફિકોની સાથે થયો. આ લોકો ઈસ્લામના તમામ સિદ્ધાંતોને બાહ્ય રીતે માનનારા હતા, તેથી કુર્આને તેમને હંમેશા 'હે ઈમાનવાળાં!' કહીને સંબોધન કર્યું અને તેમના સામે ઈમાન, ઈસ્લામ, તૌહીદ અને રિસાલત પર ઈમાનના તકાદાઓની સમજૂતી કરી, જેથી જે લોકો ગફલત કે અજ્ઞાનતાવશ ભૂલો કરી રહ્યા છે, તેઓ સચેત થઈ જાય. ત્યારબાદ તેમને ચેતવણી આપી કે જે લોકો પોતાની કુચેષ્ટાઓ અને વચનભંગથી અટકશે નહીં, તેમના વિરુદ્ધ યુદ્ધનું એલાન કરી દેવામાં આવશે. બદ્રના યુદ્ધના સમયથી લઈને તબૂકના યુદ્ધ સુધી ઈમાનમાં કમજોર લોકો અને મુનાફિકો વિશે આ જ વલણ રહ્યું. આ દરમ્યાન જો ક્યારેક પુરજોશ મુસલમાનોથી એ આશંકા ઊભી થઈ કે તેઓ તેમના માટે કડકાઈનું વલણ અપનાવશે, તો તેમને તેનાથી રોકવામાં આવ્યા. કુર્આન અને હદીસ, બંનેમાં તેના પ્રમાણો મોજૂદ છે. એ જ પ્રમાણે જે લોકો સચેત થઈ ગયા અને તેમણે પોતાના મામલાની સુધારણા કરી લીધી તેમને મુસલમાન અને ઈસ્લામના સેવકો સમજી લેવામાં આવ્યા, પરંતુ જે લોકો આ ચેતવણીઓ પછી પણ પોતાના કરતૂકોથી અટક્યા નહીં, તેમનું રહસ્ય ખોલી દેવામાં આવ્યું અને તેમના મામલાનો ફેંસલો કરી દેવામાં આવ્યો.

આંહઝરત સલ્લ.એ આ જે રીત અપનાવી, તો તે કેવળ પ્રચાર અને આમંત્રણના મનોવિજ્ઞાનનું જૂઠું પ્રદર્શન નહોતું, બલ્કે આ વાત એક મહત્ત્વના સિદ્ધાંત પર આધારિત છે, જેનાથી લોકો સામાન્યતઃ આ યુગમાં અજાણ છે. એક વસ્તુ જો કુફ્ર કે શિર્ક કે નિફાક છે, તો તેનાથી એ અનિવાર્ય થતું નથી કે તેને આચરનાર કાફિર કે મુશ્રિક કે મુનાફિક બની જાય. કોઈ હરામ વસ્તુને ખાવાવાળો અનિવાર્યપણે હરામખોર કે ફાસિક (નાફરમાન, અવજ્ઞાકારી) નથી બની જતો. સંભવ છે કે તેને તે વસ્તુના હરામ (અવૈધ) હોવાની જાણકારી ન હોય, એ પણ સંભવ છે કે તેની સ્થિતિ મજબૂરી અને વ્યગ્રતાની હોય, સંભવ છે કે અર્થઘટન કરવામાં તેણે કોઈ ભૂલ કરી હોય, એ પણ શક્ય છે કે કોઈ બીજી વાત હોય. વિશેષતઃ બે પયગંબરોના વચ્ચેના જમાનામાં એક એવું ધૂંધળકું છવાઈ જાય છે કે આંખોવાળાને પણ રસ્તો સૂઝતો નથી. જો કે લોકોની સ્વીકૃતિ-અસ્વીકૃતિ સંદર્ભે આવા જમાનાનો સ્વભાવિક તકાદો એ હોય છે કે જે પયગંબર આવે છે તે કુફ્ર, શિર્ક કે નિફાકના જુદા-જુદા થપ્પા લઈને નથી આવતો કે જે અલ્લાહના બંદા પર જે થપ્પો લાગી જાય તેના પર તે થપ્પો મારતો જાય કે તું કાફિર છે, તું મુનાફિક છે અને તું મુશ્રિક થઈ ગયો છે; બલ્કે તે સત્ય દીનની નિશાનીઓને ઉજાગર કરે છે,

ફરક કરશે. પરંતુ તેનો અર્થ એ અર્થ કદાપિ નથી કે તેની દા'વત يا ايها المشركون وحدوا الله (હે મુશ્‌રિકો, અલ્લાહને એક માનો) અને يا ايها الكافرون امنوا بالله (હે કાફિરો, અલ્લાહ પર ઈમાન લાવો)થી શરૂ થશે. જે લોકોમાં આવી ગેરસમજ પ્રવર્તે છે, તેઓ દા'વતની એ પદ્ધતિથી તદ્દન અજાણ છે જે હઝરત અંબિયાએ કિરામ અલૈ.થી વ્યુત્પાદિત છે અને જેની સૌથી વધારે પૂર્ણ છબી સ્વયં કુર્આન-પાકમાં છે.

કુર્આની દા'વતના ક્રમબદ્ધ તબક્કાઓ પર જે લોકોની નજર છે, તેઓ જાણે છે કે આંહઝરત સલ્લ.નું આગમન થયું ત્યારે આપની આખી કોમ કાફિર અને મુશ્‌રિક હતી, તેમ છતાં આપ સલ્લ.એ પોતાની દા'વતનો આરંભ 'હે કાફિરો !' અને 'હે મુશ્‌રિકો !'ના શબ્દોથી નહોતો કર્યો; તો પછી જે લોકો આપના ઉમ્મતી છે તેમને, એ લોકોના અંદર જેઓ ખૂબ જ પછાત મુસલમાનો છે અને કોણ જાણે તેમાં કેટલી મોટી સંખ્યા અલ્લાહના સત્યનિષ્ઠ બંદાઓની છે, એ હક્ક કેવી રીતે મળી શકે છે કે તેઓ તેમને કાફિર કે મુશ્‌રિક માનીને પોતાની દા'વતનો આરંભ કરે. આંહઝરત સલ્લ.એ સત્યના આમંત્રણની શરૂઆત - 'હે મારી કોમ', અથવા 'હે લોકો', 'હે મનુષ્યો' થી કરી અને સૌપ્રથમ લોકોમાં તેમના સૈદ્ધાંતિક સર્વમાન્ય વાતોના તકાદાઓ અને અનિવાર્યતાઓની ભાવના જગાવી, અને પછી કુફ્ર અને શિર્ક કરનારાઓની જે વાતો તેમનામાં પેદા થઈ ગઈ હતી તેનું કુફ્ર અને શિર્ક હોવું સ્પષ્ટ કર્યું. આ કાર્ય જ્યાં સુધી અલ્લાહત્આલાએ ચાહ્યું ત્યાં સુધી ચાલતું રહ્યું, ત્યાં સુધી કે કોમ પર અલ્લાહની હુજ્જત (દલીલ) પૂરી થઈ ગઈ. જે લોકોમાં યોગ્યતા મજબૂત હતી તેઓ ધીમે-ધીમે સત્યની સાથે થઈ ગયા અને જેમના હૃદય મૃત થઈ ગયા હતા અથવા જેમના આવરણો ખૂબ ગાઢ હતા તેમણે, ન માત્ર એ કે સ્વયં પોતાની જબાનથી પોતાના કુફ્રનું એલાન કરી દીધું, બલ્કે આંહઝરત સલ્લ.ની હત્યાનો ઇરાદો કરી લીધો. તે વખતે પયગંબર સલ્લ.ને હિજરતનો આદેશ આપવામાં આવ્યો, અને આ પહેલો પ્રસંગ હતો કે આપની જબાન-મુબારકથી પોતાની કોમ માટે 'હે કાફિરો !'નો શબ્દ નીકળ્યો, જે હિજરત અને બરાઅત (બંધનમુક્ત, Exoneration)ની મહાન સૂરઃ قُلْ يَا أَيُّهَا الْكَافِرُونَ માં છે. આનાથી પહેલાં કુર્આનમાં આપણને આંહઝરત સલ્લ. તરફથી પોતાની કોમ માટે આ સંબોધન જોવા મળતું નથી. એ જ પ્રમાણે મુશ્‌રિકો શબ્દ પણ મક્કાવાસીઓ માટે બિલકુલ હિજરતના સમયે અથવા તેના પછી પ્રયુક્ત થયો છે.

એ જ રીતે એહલે કિતાબને જે દા'વત આપવામાં આવી તે પણ 'હે કાફિરો !' અને 'હે મુશ્‌રિકો !'થી શરૂ નથી થઈ., બલ્કે 'હે એહલે કિતાબ !' અને 'હે લોકો !'થી શરૂ થઈ અને જ્યાં સુધી તેમના પર સર્વસ્વીકૃત વાતોના તમામ તકાદાઓ સંપૂર્ણપણે સ્પષ્ટ કરી દેવામાં ન આવ્યા તેમજ નબી અને એક સદાચારી જમાઅતના લાંબા ગાળાના

ઘણાં લોકો એવા છે જેઓ સત્યને સત્ય સમજવામાં મૂર્ખ નથી, પણ પોતાની મુશ્કેલીઓનું અનુમાન લગાવવામાં કમજોર હોય છે. તેઓ સાચી દા'વતના માધ્યમથી અલ્લાહ અને તેના ઉચ્ચ ગુણોનું જ્ઞાન જેટલું મેળવતા જશે, પોતાના મનની જંજીરોથી એટલાં જ છૂટતા જશે; ત્યાં સુધી કે તેમનામાંથી અલ્લાહના ઘણાંય બંદાઓ એવા નીકળી આવશે, જે આત્માને શરીર પર, ઈમાનને પેટ અને તન પર તથા અલ્લાહ અને તેની બંદગીને દુનિયા અને તેની જૂઠી પ્રતિષ્ઠાઓ અને આડંબરો પર પ્રાથમિકતા આપશે, અને માત્ર અલ્લાહના માર્ગમાં જ તેમને સલામતી દેખાશે, અને કેટલાક વધારે કમહિંમત હશે તેમનામાં સત્યનિષ્ઠોના એક સમૂહના વ્યવહારૂ પ્રદર્શનોથી હિંમત અને શક્તિ પેદા થશે. તેઓ જ્યારે જોશે કે આ આકાશના નીચે અલ્લાહના એવા બંદાઓ પણ છે, જેમણે પોતાના સર્જનહારની બંદગીના માર્ગમાં જૂઠી પ્રતિષ્ઠાઓને લાત મારી દીધી છે, દુનિયાને ઠુકરાવી દીધી છે, તાગૂતથી બગાવત કરી છે, પોતાના દુન્યવી હિતો અને પોતાના પરિવારજનો માટે દરેક પ્રકારના જોખમને નિમંત્રી રહ્યા છે, તો તેમના અંતરાત્મામાં પણ શક્તિનો સંચાર થશે અને તેઓ પણ પોતાના બાહુઓની શક્તિ અને પોતાની ઊડવાની તાકાતની પરીક્ષા કરશે.

આ જમાઅત પર કોઈ વિશેષ પક્ષ કે કોમના હિતોનું લેબલ ચોંટેલું નહીં હોય, બલ્કે તેનો સંપૂર્ણ સંબંધ કેવળ અલ્લાહના દીન અને તેના સિદ્ધાંતોથી હશે, તેથી અલ્લાહનો પ્રત્યેક બંદો માત્ર આ સંદેશને ધ્યાનમાં રાખીને તેના પર વિચાર કરશે. તેને કોઈ કોમની બહોળી સંખ્યા કે રાજકીય શ્રેષ્ઠતાની કોશિશ સમજીને તેનાથી બદગુમાન નહીં થાય. આ હકીકત જેટલી ઝડપથી સ્પષ્ટ થતી જશે, એટલી જ ઝડપથી આ સંદેશની લોકપ્રિયતા વધતી જશે. એક ખ્રિસ્તી, એક અંગ્રેજ, એક જર્મન, એક ઇટાલિયન, એક હિંદુ, એક જૈન, એક બુદ્ધ, સૌ તેના એક માત્ર પાસા પર વિચાર કરશે કે આ સંદેશનું તાર્કિક અને બુદ્ધિગમ્ય મહત્ત્વ શું છે, તેનું નૈતિક માપદંડ શું છે, આર્થિક અને રાજકીય દૃષ્ટિબિંદુથી તેનું સ્થાન શું છે, દુનિયાની તમામ અનુભવસિદ્ધ અને અજમાવી ચૂકેલ પદ્ધતિઓ અને ધર્મો અને જીવન-વ્યવસ્થાઓથી અલગ તેની વિશેષતા શું છે અને કઈ હદ સુધી તે દુનિયાની મુશ્કેલીઓને હલ કરે છે ? આ વસ્તુ ઇસ્લામને ત્વરીત રૂપે એક ગતિશીલ અને ક્રિયાશીલ વસ્તુ બનાવી દેશે, અને જે વસ્તુ એક બંધ-ઘેરાયેલ તળાવના પાણીની જેમ સ્થિર અને જડ છે, તે પૂરના જોશ અને તોફાનની જેમ ઉપર-નીચે બધી બાજુ છવાઈ જશે.

આ જમાઅતની દા'વત (આમંત્રણ) તે અનુમાનથી શરૂ નહીં થાય કે ભારતમાં ૧૦ કરોડ મુસલમાનો હાલ મોજૂદ છે, તેમને ૧૨ કે ૧૬ કરોડની સંખ્યા સુધી પહોંચાડવા જોઈએ, બલ્કે તે એ મુસલમાનો દરમ્યાન તેમની આસ્થાઓ અને આચરણના આધારે

મુક્તિ માટે વિલાપ કરે. તેની રાત્રિઓ બિસ્તરની લિજ્જતોથી વંચિત થઈ જાય અને તેના દિવસોમાંથી ફુરસદની પળોનું સૌભાગ્ય છીનવાઈ જાય. અલ્લાહના બંદાઓની ગરદનમાં આટલા બધા અનેક સ્વામીઓ-પ્રભુઓ અને ઉપાસ્યોની ગુલામીની ભારે તોક જોઈને તેનું દિલ દુઃખ અને પીડાથી ભરાઈ જાય અને પ્રત્યેક સાંભળનારા કાન અને દરેક જોવાવાળી આંખ સુધી અલ્લાહના સંદેશને પોતાના વાણી અને વર્તનથી પહોંચાડી દે, જે આ તમામ મુસીબતોનો એક માત્ર ઇલાજ છે.

આવી અનુપમ અને સ્વાભિમાની જમાઅત પોતાના ઉદ્દેશ્યમાં નિષ્ફળ નીવડી શકતી નથી. તાગૂતના સાર્વત્રિક વર્ચસ્વ છતાં માનવીની પ્રકૃતિ મૃતઃપ્રાય નથી થઈ ગઈ. અલ્લાહના ઘણાંય બંદાઓ એવા છે, જેમના દિલોમાં તૌહીદ અને તેના તકાદાઓની ચેતના આજે પણ જીવંત છે, પરંતુ તેમના અંદર એ નિર્ધાર અને સાહસ નથી, જે તેમને સમયના સંજોગોની સામે લડવા બેચેન કરી દે. તેઓ સત્યનો સ્વીકાર કરવા માટે કોઈ દીન અને સ્પષ્ટ દલીલોના ઇંતેજારમાં નથી. તેમને તો કેવળ એ વાતની આવશ્યકતા છે કે અલ્લાહનો કોઈ નિખાલસ બંદો حی علی الصلوۃ (આવો નમાઝની તરફ)નો અવાજ બુલંદ કરે અને પોતાના દઢ નિર્ધાર અને શુભ ઇરાદાથી તેમને વિશ્વાસ અપાવી દે કે તે જે કંઈ કહે છે તે જ ઇચ્છે પણ છે. જેવી આ હકીકત તેમના સામે ખુલી જશે, તેઓ પોતાની ગફલતની નિંદ્રાને ત્યજીને અને સંબંધોની બેડીઓને તોડીને તેના સાથે થઈ જશે.

કેટલાય લોકો એવા છે, જેમનામાં શિર્કથી સંપૂર્ણ નફરત અને અણગમો મોજૂદ છે. પરંતુ તૌહીદના તમામ તકાદાઓ અને અનિવાર્યતાઓની તેમને પૂરી જાણકારી નથી. તેઓ માનવીનું દાસત્વ, ખુદાનું સાર્વભૌમત્વ, રસૂલની રિસાલત (ઈશદૂતત્વ) અને ઇસ્લામ અને ઈમાનનો સાચો અર્થ સારી રીતે સમજયા નથી. ધર્મનો અભ્યાસ તો તેમણે કર્યો નથી, અથવા કર્યો છે તો સંશોધનાત્મક વિવેકબુદ્ધિથી નથી કર્યો. તેથી તેઓ પોતાના વર્તમાન જીવનને અલ્લાહના માર્ગથી અલગ નથી સમજતા, અને જો સમજે છે તો ઓછામાં ઓછું આ અલગતાનું સાચું સ્વરૂપ તેમના સામે નથી. તેઓ એ ગેરસમજમાં સપડાયેલા છે કે આમ તો તેમણે ખુદાના માર્ગથી કંઈક અલગ થઈને એક રસ્તો જરૂર કાઢી લીધો છે, પણ આ અલગ થવાનો ફેંસલો એવો નથી કે ફરીથી સંગમ અસંભવ બની જાય. તેઓ જેવું જ અનુભવે છે કે આ બે સ્થાયી રેખાઓ બે જુદી-જુદી દિશાઓમાં જઈ રહી છે અને જેમ-જેમ આગળ આગળ વધતી જશે, એક-બીજાથી તેમનું અંતર વધતું જશે, ત્યાં સુધી કે આખિરતમાં પહોંચીને તે 'ضل سبیل' (પથભ્રષ્ટ)ના હુકમમાં આવી જશે; તો તેઓ તરત જ પોતાની સ્થિતિ પર વિચાર કરશે અને તેમની મોટી સંખ્યા ઇન્શાઅલ્લાહ (જો અલ્લાહે ચાહ્યું તો) સત્યનો સાથ આપશે.

બંદાઓને અલ્લાહની એ અમાનત યાદ દેવડાવે જેને અદા ન કરવાના કારણે યહૂદીઓ ધિક્કારપાત્ર બની ગયા - لَوْلَا يَنْهٰىهُمُ الرَّبّٰنِيُّوْنَ وَالْاَحْبَارُ - بِمَا اسْتُحْفِظُوْا مِنْ كِتٰبِ اللّٰهِ[1], અને અલ્લાહત્આલાની એ મરજીને પૂરી કરે જેને પૂરું કરવા માટે તેણે વારંવાર પોતાના નબીઓને મોકલ્યા અને જેના માટે કેટલીય કોમોને તેણે પદચ્યુત અને કેટલીય કોમોને નિયુક્ત કરી- وَلْتَكُنْ مِّنْكُمْ اُمَّةٌ يَّدْعُوْنَ اِلَى الْخَيْرِ وَيَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَيَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ[2]. આ જમાઅત કેવળ જબાન અને કલમથી જ નહિં, બલ્કે પોતાના અમલથી ખુદાની તૌહીદની સાક્ષી આપે. તે દુનિયાને અલ્લાહના રંગમાં રંગવા માટે ઊભી થાય અને પોતે પણ તેના રંગમાં રંગાયેલ હોય. આ જમાઅતે (સમૂહ) કોમ અને વતનના તમામ હિત અને વંશ અને પરિવારના બધા બંધનો તેણે તોડી નાખ્યા હોય. કોઈ ખાસ કોમની રાજકીય સર્વોપરિતા, સંખ્યાત્મક બહુમતી અને આર્થિક શ્રેષ્ઠતાની નાની સરખી ખ્વાહીશ પણ તેના દિલના કોઈ ખૂણામાં પણ છુપાયેલ ન હોય, તેની તમામ કોશિશોનો હેતુ માત્ર અલ્લાહના કલ્મા (વાત) અને તેના રસૂલોની દા'વત (સંદેશ)ને ઉચ્ચ કરવાનો હોય. તેની દુશ્મની દુનિયાના કોઈ એક જ અસત્યથી ન હોય, બલ્કે દુનિયાનું દરેક અસત્ય અને જમીન પર જોવા મળતા પ્રત્યેક ઉપદ્રવ અને બગાડથી હોય. તેની ચોટ એકી સાથે દરેક અજ્ઞાની અને તાગૂતી વ્યવસ્થા પર પડે, ત્યાં સુધી કે તે તાગૂત પણ તેનાથી દરગુજર અને છૂટછાટની અપેક્ષા ન રાખે, જે આ કોમના અંદર હોય, જેના અંદરથી તે પોતે ઉભરી હોય. તે અસત્યને એક-એક કરીને જુદું પાડે અને સત્યની એક-એક કરીને પસંદગી કરે અને સત્ય માટે પોતાની દોસ્તીની અને અસત્ય માટે પોતાની દુશ્મનીની ઘોષણા કરી દે. આ માર્ગમાં પોતાની તમામ આશાઓ, બધી તમન્નાઓ, તમામ મિત્રતાઓ અને બધા સંબંધોને કાપી નાખે અને જે કંઈ તેના બદલામાં અલ્લાહની પાસે છે તેના પર સંતુષ્ટ થઈ જાય. તેનું આમંત્રણ સમગ્ર સંસાર માટે એક સમાન અને આમ હોય. તેની ઝોળીની રોટી અને તેની મશકના પાણીમાં દરેક ભૂખ્યા અને તરસ્યા માટે સંતોષ અને તૃપ્તિ હોય. તેનો દીપક પહાડ ઉપરના દીપક (દીવાદાંડી)ની જેમ ચમકે અને દરેક રસ્તો ભૂલેલાના રાહદર્શન માટે ઈશારો કરે. તેના માર્ગદર્શનનો પ્રકાશ ખુદાના સૂર્યની જેમ આમ અને સાર્વત્રિક હોય. તેની મહેરબાનીઓ આકાશના વરસાદની જેમ દરેક રણ અને પર્વતને તરબતર કરી દે. તેની વાતચીત દરેક બોલીમાં હોય અને તેનું સંબોધન તમામ મનુષ્યોને હોય. તે પોકાર કરતો રહે અને વારંવાર સમજાવે અને માનવ-જાતની આધ્યાત્મિક બીમારીઓ તેને એ હદે વ્યાકુળ કરી દે કે તે એકાંતના સિજદાઓમાં તેની

૧. તેમને ધાર્મિક વિદ્વાનો અને ધર્મગુરુઓ કેમ નથી રોકતા... જ્યારે કે અલ્લાહની કિતાબના તેમને અમાનતદાર બનાવવામાં આવ્યા હતા. (સૂરઃ માઈદા, આ. ૬૩ અને ૪૪)

૨. અને તમારામાંથી એક સમૂહ હોવો જોઈએ, જે સદાચારનું આમંત્રણ આપે, ભલાઈની આજ્ઞા આપે અને બૂરાઈથી રોકે. (સૂરઃ આલે ઈમરાન, આ. ૧૦૪)

# આજના સમયનું ખરું કર્તવ્ય અને અમુક સંદેહોનો ખુલાસો

જે વસ્તુઓ શિર્ક છે અથવા જે વસ્તુઓમાં શિર્કનો નાનો સરખો અંશ પણ છે, તેના સાથે એક મુસલમાનનો સ્વાભાવિક સંબંધ મિલનનો નહિં, જુદાઈનો છે; દોસ્તીનો નહિં, દુશ્મનીનો છે; પ્રેમનો નહિં, અદાવતનો છે; હિમાયત અને સહાયતાનો નહિં, નફરત અને બગાવતનો છે. મુસલમાનનું કર્તવ્ય છે કે જો તેના પાસે તાકાત છે તો તાકાતથી તેને સમાપ્ત કરે; જો તાકાત નથી તો જબાનથી તેના વિરુદ્ધ અવાજ બુલંદ કરે, જો આ સામર્થ્ય પણ તેનું ન હોય તો દિલમાં તેનાથી નફરત અને વૈમનસ્ય રાખે. તેનાથી નીચે ઈરાદા અને ઈમાનનો કોઈ દરજ્જો નથી.

અગાઉના પ્રકરણમાં મુસલમાનોની જે સ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું છે, તેનાથી સ્પષ્ટ છે કે તેમની બહુમતીની હાલત આનાથી બિલકુલ વિપરીત છે. મુસલમાનો ન માત્ર ઈરાદા અને ઈમાનના આખરી દરજ્જાથી પણ નીચે જઈ રહ્યા છે, બલ્કે તેમના ઉપર ધીમે-ધીમે શિર્કયુક્ત અમલ અને આસ્થાઓના પડ જામતા જઈ રહ્યા છે. તેનું કારણ એ સિવાય બીજું કંઈ નથી કે એક મુદ્દતથી કોઈ સાચી દીની વ્યવસ્થાની અનુપસ્થિતિ અને તાગૂતના વર્ચસ્વને લઈને તૌહીદ અને તેના તકાદાઓની સાચી જાગૃતિ તેમનામાંથી અદશ્ય થતી જઈ રહી છે. હવે સમયની સાચી માંગ એ છે કે એક એવી સદાચારી અને સુધારાવાદી જમાઅત ઊભી થાય, જે મુસલમાનોમાં તૌહીદની સાચી ચેતના જગાવે, જે લોકોને ઇબાદત અને બંદા હોવાનો સાચો અર્થ બતાવે, જે ખુદાનું સાર્વભૌમત્વ અને રસૂલના અનુયાયી હોવાનો અર્થ લોકોને સમજાવે; જે દુનિયા પર એ સ્પષ્ટ કરી દે કે ઈસ્લામ અને ઈમાનના તકાદાઓ અને અનિવાર્યતાઓ શું છે, જે ખુદાની જમીન પર એ કર્તવ્ય અદા કરે જે અલ્લાહના હુકમ અનુસાર وَكَذَٰلِكَ جَعَلْنَاكُمْ أُمَّةً وَسَطًا لِّتَكُونُوا شُهَدَاءَ عَلَى النَّاسِ وَيَكُونَ الرَّسُولُ عَلَيْكُمْ شَهِيدًا[૧] અંતિમ નબીની ઉમ્મત પર લાગુ થાય છે; જે અલ્લાહના

૧. એ જ પ્રમાણે અમે તમને મધ્યમમાર્ગી ઉમ્મત બનાવ્યા, જેથી તમે લોકો પર સાક્ષી આપો અને રસૂલ તમારા પર સાક્ષી આપે. (સૂરઃ બકરહ, આ. ૧૪૩)

પોતાના ઈમાન-બિલ્લાહ અને ઈમાન-બિર્-રિસાલતની સાથે બીજા દીન (ધર્મો, જીવન-વ્યવસ્થાઓ)ના અનુસરણને જમા કરી લેવામાં શિર્કનો અંશ સુદ્ધાં નથી જોતા, જેમનો દીન કૂબામાં મસ્જિદ અને લંડનમાં એક કબ્રસ્તાનથી વધારેની અપેક્ષા નથી રાખતો, જેમના 'લા-ઈલાહ'ની ચોટ કેવળ મૃત ખુદાઓ પર જ પડે છે, જીવતા ખુદાઓને તેનાથી કોઈ નુકસાન નથી પહોંચતું; તેમણે સંતુષ્ટ રહેવું જોઈએ કે તેમના માટે ન માત્ર ભારત, બલ્કે આખી દુનિયા 'દારુલ-અમ્ન' છે. આવી બૂઠી તલવારથી ન તો આરબ અજ્ઞાનતાને કોઈ ભય હોઈ શકતો હતો, ન આધુનિક અજ્ઞાનતાને તેનાથી કોઈ આશંકા હોઈ શકે છે, અને જો અજ્ઞાની આરબોને તેનાથી થોડીક ચીડ કે અણગમો હતો તો વર્તમાન યુગના સુસભ્ય માનવીને આ મૂંગી તોપ અને આ વિકૃત બંદૂકથી કોઈ જોખમ નથી. તે એ વાત પર ખુશ છે કે પૂજા ચાહે ગમે તેની થતી રહે; અલબત્ત આજ્ઞાપાલન કેવળ તેનું જ કરવામાં આવે !



(લોકોમાં કોઈ એવો છે જે કિનારા પર રહીને અલ્લાહની બંદગી કરે છે – સૂરઃ હજ્જ, આ.૧૧) ની છબી છે. જયાં સુધી ઈસ્લામના સ્વીકાર અને તેના અનુસરણમાં કોઈ મતભેદ, વાદ-વિવાદ કે તકરાર નથી, ત્યાં સુધી તેઓ મુસલમાન છે; પરંતુ જયાંથી ઈસ્લામના એ તકાદાઓ શરૂ થાય છે, જેનાથી તેમના કોઈ દુન્યવી હિતોને નુકસાન પહોંચતું દેખાય છે અથવા જીવનને અજમાયશોનો સામનો કરવો પડે છે, ત્યાંથી તેઓ કપાઈને અલગ થઈ જાય છે. તેમણે ક્યારેય પોતાને સંપૂર્ણપણે અલ્લાહ અને રસૂલના હવાલે કર્યા જ નથી. તેઓ રસૂલને કેવળ સૈદ્ધાંતિક રીતે જ રસૂલ માની લેવું પર્યાપ્ત સમજે છે. તેમની લાવેલ તાલીમ અને તેમણે બક્ષેલ માર્ગદર્શનનું જીવનના દરેક વિભાગમાં અનિવાર્યપણે અનુસરણ કરવું તેમના મતે તૌહીદ અને રિસાલત પર ઈમાનનો ભાગ નથી. જો કે દરેક રસૂલ اعْبُدُوا اللّٰهَ (અલ્લાહની બંદગી કરો)ની સાથે وَأَطِيعُونِ (અને મારું અનુસરણ કરો)નો પણ આદેશ કરે છે અને એ પણ સ્પષ્ટ કરી દે છે કે જે મારી રીતના વિરુદ્ધ છે તેમનાથી વિદ્રોહ કરો : وَلَا تُطِيعُوا أَمْرَ الْمُسْرِفِينَ (તે નિરંકુશ લોકોનું અનુસરણ ન કરો.- સૂરઃ શુઅ્‌રા, આ.૧૫૧).

આ જ એ મુદ્દો છે, જયાંથી કુફ્ર અને ઈસ્લામનો ખરો ઝઘડો શરૂ થાય છે, નહિં તો ખાલી એ આસ્થામાં કે અલ્લાહ એક છે, રસૂલ અલ્લાહના મોકલેલા છે; અમે અલ્લાહના ફરિશ્તાઓ, તેના પયગંબરો અને તેની કિતાબો અને આખિરત (પરલોક) પર ઈમાન લાવીએ છીએ – એવી શું વાત છે, જેના પર ગરદનો કપાઈ જાય, તલવારો ચમકે અને હિજરત, જિહાદ અને કિતાલ (સશસ્ત્ર યુદ્ધ)ના તબક્કાઓ આવે ? અરબસ્તાનમાં આંહઝરત સલ્લ.થી અગાઉ એવા લોકો મોજૂદ હતા, જેઓ મૂર્તિપૂજાનો ખુલ્લો ઈન્કાર કરતા હતા અને તેમાં કેટલાક મશહૂર પ્રવચનકારો પણ હતા જેઓ જાહેરમાં પોતાના પ્રવચનોમાં તૌહીદનો ઉલ્લેખ કરતા હતા; પરંતુ કુરૈશીઓને તેમનાથી કોઈ ખાસ વાંધો નહોતો. બસ, કોઈ કારણ નહોતું કે તેઓ આંહઝરત સલ્લ.થી માત્ર આ એક વાત પર લડાઈ કરતા કે તેઓ પોતાને અલ્લાહના રસૂલ સમજે છે અને મૂર્તિઓના વિરોધી છે. તેમની સમગ્ર લડાઈ તો એ જ વાત હતી કે તેઓ ખુદાના આજ્ઞાપાલનને તેની બંદગીનું અનિવાર્ય અંગ ઠેરવે છે અને આ આજ્ઞાપાલનનો રસ્તો પોતાનું અનુસરણ બતાવે છે અને અમારાથી વિદ્રોહ એની અનિવાર્ય શરત ઠેરવે છે.

દીનનો આ હિસ્સો છે, જે પ્રાઈવેટ નથી હોઈ શકતો અને અનિવાર્યપણે પોતાના અનુયાયીઓથી પોતાની સ્થાપના માટે સરફરોશી અને જાંબાજીની માગણી કરે છે. તેથી આ જ કારણ હતું કે આરબવાસીઓ પોતાના અંદર દીને-હનફી (શુદ્ધ દીન કે હઝરત ઈબ્રાહીમ અલૈ.ના દીન)ના અનુયાયીઓને તો સહન કરી શક્યા, પણ આંહઝરત સલ્લ. અને આપના સહાબા રદિ.ને સ્વીકારી ન કરી શક્યા. બસ, જે મુસલમાનો

આ સુગંધિત અને સુંદર લેપને પ્રાપ્ત કરવામાં સૌથી વધારે ખર્ચ કરી રહ્યા છે. આર્થિક વ્યવસ્થા તાગૂતી છે અને મુસલમાનો તેને અપનાવવામાં પણ અગ્રેસર છે. સાહિત્ય અને કળા તાગૂતી છે અને મુસલમાનો તેમાં પોતાના હિસ્સા માટે બેચેન છે; અને કદાચ, આંગળીના વેઢે ગણી શકાય એટલા લોકો હશે જેઓ આ વસ્તુઓમાં કોઈ અણગમો અનુભવતા હોય !

ઉપર ખ્યાલ આવી ગયો છે કે શિર્કનું સમર્થન અને હિમાયત પણ શિર્ક છે. પરંતુ અહીં કેટલાય મુસલમાનો છે, જેઓ પોતાના મનો-મસ્તિષ્ક અને અંગો-ઉપાંગોની તમામ શક્તિઓ એક તાગૂતી વ્યવસ્થા અને સભ્યતાની સફળતા અને પ્રગતિમાં ઉપયોગ કરી રહ્યા છે. ઘણાંય એવા છે જેઓ પોતાની ધનદોલતથી તેની ઉન્નતિ અને તેની મજબૂતાઈમાં સક્રિય છે. ઘણાં એવા છે જે આ કલ્મએ કુફ્રની સર્વોપરિતાના માર્ગમાં પોતાના પ્રાણ ન્યોછાવર કરી રહ્યા છે.

ઈસ્લામી આદેશો અને શિક્ષાઓ વિરુદ્ધ મુનાફિકોની ગુપ્ત બેઠકો અને ગુસપુસ તથા ઈમાનવાળાઓની રીત વિરુદ્ધ તેમના પાખંડ અને અહંકારને પણ કુર્આને શિર્ક ઠેરવ્યું છે. પરંતુ આજે કેટલાય મુસલમાનો છે, જેઓ અલ્લાહ અને રસૂલના આદેશો વિરુદ્ધ કેવળ ગુસપુસ પર સંતુષ્ટ નથી, બલ્કે જાહેરમાં તેની મજાક ઉડાવે છે; શરીઅતના આદેશોને જુનાપુરાણા, અવ્યવહારૂ તથા તર્ક, બુદ્ધિ અને સભ્યતાના વિરુદ્ધ ઠેરવે છે; ઈસ્લામના કાયદા-કાનૂન અને ઈસ્લામની આર્થિક વ્યવસ્થાને માત્ર સાડા તેરસો વર્ષ પહેલાના જમાનાની પરિસ્થિતિ માટે જ અનુકૂળ બતાવે છે. કુર્આનના તર્ક અને વિવેકશીલતાને ઘણાંખરા આજના યુગના માપદંડથી ઉતરતા સમજે છે અને પોતાના જીવનના દરેક વિભાગમાં, ચાહે તે બાહ્ય સ્થિતિથી સંબંધિત હોય કે આંતરિકથી, એ માર્ગથી વિપરીત છે જે અલ્લાહ અને તેના રસૂલે નિર્ધારિત કરેલ છે. તેમનું દષ્ટિબિંદુ બિનઈસ્લામી છે, તેમની સામાજિકતા બિનઈસ્લામી છે, તેમની શિક્ષા-દીક્ષા અને પ્રશિક્ષણ બિનઈસ્લામી છે, તેમના સ્વીકાર અને ઈન્કારનો માપદંડ બિનઈસ્લામી છે. જે વસ્તુ અલ્લાહ અને રસૂલના ત્યાં અપેક્ષિત અને પ્રિય છે તે તેમના ત્યાં અપ્રિય અને ત્યજય છે; જે અલ્લાહના નજીક અપ્રિય અને ત્યજય છે તે તેમના ત્યાં અપેક્ષિત અને સ્વીકાર્ય છે. તેમણે કાં તો પોતાના નફ્સ (મન)ને ઈલાહ (ખુદા) બનાવી રાખેલ છે, અથવા તો પછી તે લોકોને ઈલાહ બનાવી રાખ્યા છે જેમની શિક્ષા અને સભ્યતાથી તેઓ પ્રભાવિત છે. ઈસ્લામની સાથે તેમની નિસબત કેવળ એટલી જ છે કે તેઓ તે તમામ વાતોની સાથે-સાથે પોતાની જાતને મુસલમાન પણ કહે છે.

મુનાફિકોની સ્વાર્થપરાયણતાને પણ શિર્ક ઠેરવવામાં આવેલ છે. આજે કેટલાય મુસલમાનો છે જેઓ અલ્લાહની બંદગીનો દાવો કરે છે, પણ وَمِنَ النَّاسِ مَنْ يَّعْبُدُ اللّٰهَ عَلٰى حَرْفٍ

(યહૂદીઓ)ના દરેક પદ-ચિહ્નોનું અનુકરણ કરશો. વિચાર કરો, મુસલમાનોની આ માનસિકતા અને كُونُوا هُودًا أَوْ نَصَارَىٰ تَهْتَدُوا[1] અને لَن تَمَسَّنَا النَّارُ إِلَّا أَيَّامًا مَّعْدُودَةً[2]ની માનસિકતામાં કેટલી સમાનતા છે !

કુર્આને યહૂદીઓ અને મુનાફિકોની તાગૂતપરસ્તી અને શિર્કની હિમાયતને પણ શિર્ક ઠેરવ્યું છે. યહૂદીઓની તાગૂતપરસ્તી એ હતી કે તેઓ એવા નેતાઓનું અનુકરણ કરતા હતા, જેઓ અલ્લાહના માર્ગદર્શનના બદલે લોકો પાસે પોતાના મનની ઇચ્છાઓનું અનુકરણ કરાવતા હતા. મુસલમાનોની પણ આ જ હાલત છે. તેમાંથી કેટલાયે લોકો એવા છે, જે આજે એવા નેતાઓનું અનુકરણ કરી રહ્યા છે, જે તેમના પાસે પોતાના મનની ઇચ્છાઓનું અનુકરણ કરાવી રહ્યા છે. અલ્લાહની કિતાબ અને રસૂલ (સલ્લ.)ની સુન્નતનો દાવો કરે છે, પણ ન તેનાથી વાકેફ છે, ન તો તેના પર અમલ કરે છે. કેટલાય ભોળા લોકો એવા છે, જેઓ ખુલ્લંખુલ્લા એવું કહે છે કે તેમનો માર્ગ અલ્લાહ અને રસૂલનો માર્ગ ભલે ન હોય, પણ તેમના અંદર મુસલમાનોની ભલાઈ અને તેમના હિતની ભાવના તો છે. તાગૂત બનવાનું આનાથી વધારે ખરાબ ઉદાહરણ બીજું શું હોઈ શકે છે કે આજે મુસલમાનોને અલ્લાહ, તેના દીન અને તેના રસૂલની ભલાઈથી વધારે સ્વયં પોતાની ભલાઈ અને હિત અપેક્ષિત છે. જો તેમનું કામ બની જાય છે, તો કોઈ પરવા નથી જો ખુદાની વાત બગડી જાય. જો કોઈ વ્યક્તિ તેમને એક એવા રસ્તા પર લઈ જઈ રહ્યો છે, જેમાં તેમને પોતાના અભિમાનનું માથું ઊંચુ દેખાઈ રહ્યું છે, તો ભલે ને દીનનો ઝંડો ભોંયભેગો થઈ જાય, કોઈ અફસોસ નથી. અલ્લાહુ અકબર ! કેવો સખત ફિત્નાનો જમાનો છે કે મુસલમાન ખુદાના બંદામાંથી નીકળીને પણ પોતાના મુસલમાન હોવાનો દાવેદાર છે અને તે લોકોને પોતાના સૌથી સારા હિતેચ્છુ સમજે છે, જેઓ ખુલ્લંખુલ્લા તેને અલ્લાહના દીન સિવાય કોઈ અન્ય રસ્તા પર લઈ જઈ રહ્યા છે !

મુનાફિકોની તાગૂતપરસ્તી એ હતી કે તેઓ પોતાના કેટલાક મામલાઓ યહૂદીઓની અદાલતોમાં લઈ જતા હતા. અલ્લાહ અને તેના રસૂલની અદાલતમાં નહોતા લઈ જતા. અહીં એ હાલત છે કે જીવનના દરેક વિભાગ પર તાગૂતનું વર્ચસ્વ છે. અદાલતો તાગૂતી છે, અને મુસલમાનો પોતાના દરેક મામલાને તેમના સમક્ષ જ રજૂ કરે છે. શિક્ષણધામો તાગૂતી છે અને મુસલમાનોની મોટી સંખ્યા પોતાના બાળકોને તેમના જ હવાલે કરે છે. શાસન વ્યવસ્થા તાગૂતી છે અને મુસલમાનો ન માત્ર તેના અંગ અને ઘટક બનેલા છે, બલ્કે તેના અંદર દરજ્જાની પ્રગતિ માટે સ્પર્ધા કરી રહ્યા છે અને એક-બીજાથી આગળ વધી જવાની કોશિશ કરી રહ્યા છે. સભ્યતા તાગૂતી છે અને મુસલમાનો

૧. યહૂદી કે ઈસાઈ બની જાઓ, સફળ થઈ જશો. (સૂરઃ બકરહ, આ. ૧૩૫)

૨. અમને તો જહન્નમની આગ કેવળ અમુક દિવસ માટે જ સ્પર્શશે. (સૂરઃ બકરહ, આ. ૮૦)

સંજોગોમાં તેનાથી અલગ નથી થતી ! તુર્કીએ પર્સનલ લૉ સ્વીટ્ઝરલેન્ડથી, દંડ સંહિતા ઇટાલીથી અને વેપારના કાયદા-કાનૂન જર્મનીથી ઉધાર લઈ લીધા, તેમ છતાં તેનું એક મહત્ત્વની ઇસ્લામી હકુમત હોવું સર્વમાન્ય અને અખંડ રહ્યું અને જે લોકોના હસ્તે આ મહાન કાર્ય થયું તેમને દીનના વીર-પરાક્રમી યોદ્ધા, વિજેતા અને જગતના ઉપકારક બધું જ સમજવામાં આવે છે !

એ દૃષ્ટિકોણનું વર્ચસ્વ છે કે ભારતના મુસલમાનો સમજે છે કે જો તેમણે કેટલાક વિશેષ ક્ષેત્રો એવા બનાવી લીધા, જેમાં મુસલમાનોની બહુમતી સરકારી તંત્ર અને કાનૂન-ઘડતરની સભાઓમાં છવાયેલી રહી તથા સામૂહિક અને સામાજિક મામલાઓમાં તેમને પોતાના રંગને ચમકાવવાની તક મળી, તો તે ક્ષેત્ર પાકિસ્તાન બની જશે, ચાહે સરકારી વ્યવસ્થા-તંત્ર કોઈ અજ્ઞાનતાપૂર્ણ વ્યવસ્થાની નકલ જ કેમ ન હોય, અને ચાહે કાનૂન-ઘડતરની સભાઓમાં અલ્લાહની કિતાબને કોઈ હસ્તક્ષેપ પ્રાપ્ત ન હોય ! નહિં તો સાંસ્કૃતિક અને સભ્યતાના ક્ષેત્રમાં દીનની કોઈ દખલ હોય, યહૂદીઓ અને મુશ્રિકોના પવિત્ર અને શ્રેષ્ઠ હોવાના દાવાઓને કુર્આને તેમના શિર્કના પ્રકારોમાંથી ગણાવ્યા હતા. તેની સમજૂતી અત્યારના મુસલમાનોએ કેટલી સારી રીતે સમજાવી દીધી છે ! તેઓ ખુદાના પ્રિય બંદાઓની ઓલાદ અને શ્રેષ્ઠ ઉમ્મત હતા, તેથી સમજવા લાગી ગયા હતા કે જે કંઈ કરી નાખશે તે આપોઆપ પ્રિય અને અનુકરણીય બની જાય છે. એ જરૂરી નથી કે તે અલ્લાહના માર્ગદર્શન અને અલ્લાહની કિતાબ અનુસાર પણ હોય ! એ જ રીતે મુસલમાનો પણ સમજવા લાગી ગયા હતા કે તેઓ ખૈરૂલ-ઉમમ (શ્રેષ્ઠ ઉમ્મત) છે, તેથી તેમનું પ્રત્યેક કામ બહેતર અને પવિત્ર છે, ચાહે તેનો સંબંધ શરીઅતથી હોય કે ન હોય ! તેઓ જે ભૂમિને પોતાની રહેવાની જગ્યા બનાવી લે તે પવિત્ર છે, તેમની બહુમતી જે કાનૂન ઘડે તે ખુદાનો કાનૂન છે, તેઓ જે પૉલિશ મુસલમાનોના ચહેરા માટે તૈયાર કરી દે તે સિબ્ગતુલ્લાહ છે, અને આ માર્ગમાં જે વ્યક્તિ તેમનું નેતૃત્વ કરે તે કાઈદે-આઝમ (કોમનો મહાન માર્ગદર્શક) છે.

રિંદ, જો ઝર્ફ ઉઠાલે, તો સાગર બન જાયે,
જિસ જગહ બૈઠકે પી લે, વહી મૈખાના બન જાયે.★

જાણે મુસલમાન સમુદાયમાં હોવું જ સફળ થઈ જવું છે, ચાહે જીવન ખુદાથી વિદ્રોહ અને અવજ્ઞાઓમાં જ વિતી જાય ! આ સમૂહ તો સ્વયં ખુદાની નાફરમાની કરવા નિયુક્ત છે, જે આનાથી બહાર છે તે તો દોઝખી છે અને જહન્નમી છે, પરંતુ જે તેના અંદર છે તે બંદાના બદલે તાગૂત બનીને પણ ખુદાની રહમતનો હકદાર છે. હઝરત સાદિક મસ્દૂક અલૈ. (હુઝુર અકરમ સલ્લ.)એ ફરમાવ્યું કે તમે તમારા પુરોગામીઓ

★ રિંદ=શરાબી, ઝર્ફ=વાસણ, સાગર=જામ, મૈખાના=મધુશાલા, દારૂ પીવાનું જાહેર સ્થળ.

આદેશો)ની કાટછાંટ પર સમગ્ર જોર લગાવી દેશે, પરંતુ પોતાના ઇમામના કોઈપણ કથન પર હરફ સુદ્ધાં નહી આવવા દે. કેટલાક ત્યાં સુધી કહી નાખે છે કે આ આયત અને આ હદીસ અનિવાર્યપણે અમારા ઇમામના ધ્યાનમાં હશે જ, તેમ છતાં જ્યારે કે તેમનો ફતવો આ જ છે તો અમે તો તેમનું કહેવું જ માનીશું, આયત અને હદીસના ગૂઢાર્થ સમજવાની જવાબદારી તેમના પર છે.

કેટલાય લોકો એવા છે જેઓ અલ્લાહની કૃપાથી દીનનું જ્ઞાન પણ ધરાવે છે, પણ તેઓ સચ્ચાઈનું માપદંડ શેખ-પીરો-મુર્શીદો, બુઝુર્ગો અને આગેવાનોને જ સમજે છે. તેમના શેખ જે મસ્લક (પંથ) પર હોય તે મસ્લકનું ખોટું હોવું તેમના માટે અસંભવ છે અને જે મસ્લક પર તેમના શેખ ન હોય તે મસ્લકની દુરસ્તી અંગે તમે ગમે તેટલી દલીલો અલ્લાહની કિતાબથી, રસૂલ (સલ્લ.)ની સુન્નતથી, બુદ્ધિથી, અનુભવથી એકત્ર કરીને તેમના સામે મૂકી દો, તેનાથી તેમને જરાય સંતોષ નહીં થાય. જે લગાવ અને તરફેણ અલ્લાહ અને તેના રસૂલ માટે હોવા જોઈએ, તે લગાવ અને તરફેણ તેમનામાં પોતાના શેખ માટે છે અને જે સ્વાભિમાન અલ્લાહના માર્ગદર્શન અને તેના રસૂલની રીત માટે અપેક્ષિત છે તે સ્વાભિમાન તેમના અંદર પોતાના આલિમો અને ઇમામોની રીત માટે છે, અને બુદ્ધિશાળી ગણી શકાય એવા લોકો પણ આ ફિત્નાના મહત્ત્વને સમજતા નથી.

ઉપર મુશ્રિકોના અહંકાર અને સ્વપરસ્તી તથા યહૂદીઓની કોમપરસ્તીનો પણ ઉલ્લેખ થયો છે અને ત્યાં અમે બતાવ્યું છે કે એક વંશ-પરપંરાગત દીની અને દુન્યવી શ્રેષ્ઠતા પછી કેવી રીતે કોમો અને સમુદાયો પોતે જ તાગૂત બની જાય છે ! કેવી રીતે તે અલ્લાહના તમામ વચનો અને તેની બધી બરકતોને અલ્લાહ પર ઈમાન અને સદ્કાર્યોની જગ્યાએ પોતાના વંશ અને પરિવારથી જોડી છે ! કેવી રીતે પોતાના વર્તુળને મુક્તિ અને નજાતનું વર્તુળ અને પોતાની રીતને અલ્લાહના માર્ગદર્શનનો વિકલ્પ બનાવી દે છે ! બરાબર એ જ હાલત અત્યારે મુસલમાનોની છે. તેઓ જે કંઈ કરે છે તે આપોઆપ ઇસ્લામી બની જાય છે. તેના માટે તે અલ્લાહની કિતાબ અને તેના રસૂલની રીત અનુસાર હોવું જરૂરી નથી. તેઓ જે રંગઢંગ અપનાવી લે તે સિબ્ગતુલ્લાહ (અલ્લાહનો રંગ) છે, ચાહે તે પશ્ચિમની અજ્ઞાનતાપૂર્ણ સભ્યતાની નકલ જ કેમ ન હોય ! તેઓ જે તાલીમ પોતાના બાળકોને આપે તે ઇસ્લામી તાલીમ છે, ચાહે તે તાલીમ બાળકોના દિલના અંદરથી ઇસ્લામના મૂળિયાં જ ઉખેડીને કેમ ન ફેંકી દે ! તેઓ જે સંસ્થાઓ ઊભી કરી દે તે ઇસ્લામી છે, ચાહે તેમાં રાત-દિવસ ઇસ્લામ અને ઇસ્લામી શિક્ષાઓની મજાક ઉડાવવામાં કેમ ન આવે ! તેઓ જે બુનિયાદો પર પોતાની સામાજિક જિંદગીનું નિર્માણ કરે અને જે કાયદા-કાનૂન અને નીતિ-નિયમો અપનાવી લે તેની ઇસ્લામિયત કોઈ પણ

પત્નીઓ અને આદરણીય ઔલાદોના નામથી મોજૂદ છે. તેમના નામથી ખાસ પકવાનો પાકે છે અને તેમના ભોજનમાં એ જ પ્રકારના ભેદભાવો રાખવામાં આવે છે, જે મુશ્રિકોના ત્યાં રાખવામાં આવે છે,[1] અને જેનો ઉલ્લેખ કુર્આનની સૂરઃ અન્આમ (આ.૧૩૮-૧૩૯)માં કરવામાં આવ્યો છે.

ઘણાં એવા લોકો પણ છે, જેઓ રસૂલ અકરમ સલ્લ.ને એ ગુણોમાં ભાગીદાર ઠેરવે છે, જે અલ્લાહ માટે વિશેષ છે કે :

વહી જો મુસ્તવી અર્શ થા ખુદા હોકર,
ઉતર પડા વો મદીના મેં મુસ્તફા હોકર.

ઘણી જગ્યાઓ એવી છે, જ્યાં રસૂલ અકરમ સલ્લ. અને સહાબા રદિ.ના તબર્રુકાત (બુઝુર્ગોથી સંબંધિત એવી વસ્તુઓ જેમાં બરકત હોવાનો વિશ્વાસ હોય) છે એવું કહેવામાં આવે છે અને તેમની ઝ્યારત (દર્શન)ના પ્રસંગો હંમેશ માટે ફિત્નો બની ગયેલ છે. કેટલાક સ્થળો પર બુઝુર્ગોની કબરો અને તેમના તબર્રુકાતની સંદૂકો (પેટીઓ) અથવા નબી સલ્લ.ના પગના નિશાનનું ધોવણ દર્શનાર્થીઓમાં વહેંચવામાં આવે છે અને લોકો તેને ઘણાંબધા માનસિક અને શારીરિક રોગોનો એક માત્ર ઇલાજ સમજે છે. આંખોમાં લાગવે છે, દાઢીઓમાં માલિશ કરે છે. મુહર્રમ અને તાજિયા વગેરે જેવી મુશ્રિકો જેવી બિદઅતો દરેક શહેર અને ગામડાઓમાં કરવામાં આવે છે અને તેનો ઓછાવત્તા અંશે દરેકને અનુભવ છે.

ઘણાંય લોકો એવા છે જેઓ પોતાના નસબને મુક્તિનું સાધન અથવા ઓછામાં ઓછું અલ્લાહની નિકટતાનું માધ્યમ સમજે છે. બાપદાદાઓની રીતરસમો ઘણાં લોકોને ત્યાં દીન અને શરીઅતની હેસિયત રાખે છે. શરીઅત અને રિવાજની પરિભાષાઓ દરેક જબાન પર ચઢી ગઈ છે અને શરીઅતના મુકાબલામાં જાહેરમાં રિવાજને પ્રાથમિકતા આપનારા લોકો મુસલમાનોના દરેક વર્ગમાં જોવા મળે છે.

દીની મામલાઓમાં અલ્લાહના આદેશની શોધ અને તલબનો લગભગ તદ્દન અભાવ છે. મુસલમાનોમાં વિભિન્ન ફરિકાઓ છે અને દરેક ફિરકામાં આમ લોકોથી લઈને એવા હદ પાર કરી ગયેલા લોકો મળી જશે જેઓ પોતાની ખાસ રીત, પોતાના વિશેષ ફિરકાના આલિમો અને પોતાના નિર્ધારિત ઇમામો પર એ હદે હઠાગ્રહી અને તેમની તરફેણમાં એવા જકડાયેલા છે કે તેમના વર્તુળથી બહાર તેમના માટે હક્ક અને હિદાયત (સત્ય અને માર્ગદર્શન)ની કલ્પના પણ મુશ્કેલ છે. હદ પાર કરી ગયેલા કેટલાક લોકોની હાલત તો એવી છે કે કિતાબ અને સુન્નતના સ્રોત (કુર્આન અને સુન્નતના સ્પષ્ટ

૧. દા.ત. ફલાણી નિયાઝને પુરુષો ન ખાય અને ફલાણી નિયાઝ ફલાણા પ્રકારની મહિલા ન ખાય, અને ફલાણી નિયાઝ માત્ર દિવસે જ ખાઈ શકાય છે અને ફલાણી નિયાઝ રાત્રે જ ખાઈ શકાય છે.

મહામારી કે ચેપી રોગોના સમયે અથવા ખાસ-ખાસ બીમારીઓના રોગીઓની ઉપસ્થિતિમાં ઘણી એવી વસ્તુઓ છે જેનો ઉપયોગ ઘરોમાં એ ભયના કારણે કરવામાં નથી આવતો કે જે રૂહો (આત્માઓ)ને કારણે આ બીમારીઓ લાગુ પડી છે તેમને આ વસ્તુઓથી સખત અણગમો છે અને તેમને જોઈને તેમનો ગુસ્સો ઓર ભડકી જાય છે.

નક્ષત્રો, વિશેષ દિવસો અને મહિનાઓ, તથા સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ વિશે મુશ્રિકો જેવી કેટલીય અંધશ્રદ્ધાઓ છે, જેમાં મહિલાઓથી લઈને ભણેલા-ગણેલા પુરુષોને પણ અમે લિપ્ત જોયા છે.

કેટલાય મુસલમાનો છે, જેઓ પૂર્વજ-પરસ્તીની લ્યાનતોમાં ગ્રસ્ત છે. મશાઈખો (પીરો અને સૂફીઓ) અને બુઝુર્ગોની કબરો ખૂણે-ખૂણે જોવા મળે છે અને જાહેરમાં તેમની પૂજા થઈ રહી છે. તેમની માનતાઓ માનવામાં આવે છે, તેમના નામે કુરબાનીઓ થાય છે, ચાદરો ચઢાવવામાં આવે છે, દુઆઓ માગવામાં આવે છે, મુસીબતો અને નુકસાનને કબરોમાં પોઢી રહેલા સાહેબોની નારાજગીનું કારણ બતાવવામાં આવે છે. તેમની ઝ્યારત (દર્શન) માટે લોકો દૂર-સુદૂરનો સફર કરીને જાય છે. તેમનું ધ્યાન ધરવામાં આવે છે, સિજદાઓ કરે છે અને બીજા અનેક હરામ કામો કરે છે, જેનું હરામ હોવું શરીઅતે દર્શાવી દીધું છે. અલ્લાહની નિકટતા માટે તેમની મધ્યસ્થિને અનિવાર્ય માનવામાં આવે છે. ઘણાંખરા તો તેમને સમીઅ-બસીર (સર્વજ્ઞાની અને દિવ્ય-દૃષ્ટા) સમજે છે. જોખમો અને મુસીબતો વખતે તેમને મદદ માટે પોકારે છે.[૧] તેમને અલ્લાહને ત્યાં પોતાના સિફારશી (ભલામણકર્તા) સમજે છે. તેમનાથી દુનિયાની કામિયાબી, મુકદ્દમાઓ અને મામલાઓમાં જીત, કારોબારમાં તરક્કી અને આલ-ઔલાદમાં બરકત માગે છે. તેમના સામે વિભિન્ન હેતુઓ અને આશયો માટે દરખાસ્તો કરે છે; ત્યાં સુધી કે કેટલાક મઝારો પર માગનારાઓની દરખાસ્તો માટે વિધિસરની વ્યવસ્થા છે.

ઘણીય મુશ્રિકો જેવી બિદઅતો (દીનમાં નવી વાતો-વિધિઓ) છે, જે સહાબાએ કિરામ રદિ., સહાબિયાત રદિ. અને રસૂલ અકરમ સલ્લ. અને આપ સલ્લ.નાં પુનિત

૧. એક વિશ્વાસુ મિત્ર દીનના આલિમનું કથન છે કે તેઓ એક વખતે એક 'ઇસ્લામી' દેશના મુફતી સાહેબની સાથે ગાડીમાં જઈ રહ્યા હતા. સામે એકાએક એક બાળક આવી ગયું. મુફતી સાહેબ અચાનક પોકારી ઉઠ્યા : યા ગૌષ ! તેમણે પૂછ્યું, આ તમે કયા ગૌષને મદદ માટે પોકાર્યા ? મુફતી સાહેબે ફરમાવ્યું : શૈખ અબ્દુલ કાદીર જીલાનીને.

એક બીજા બુઝુર્ગ આલિમે-દીને એક વખતે એક બીજા આલિમે-દીન અને પેશ્વાએ-તરીકતના તસવ્વુફના ગાઢ રંગનો ઉલ્લેખ કરતા મને કહ્યું કે હું અને તેઓ બંને ટમ-ટમ (એકની પાછળ બીજો એમ બે ઘોડા જોડેલી ગાડી) પર જઈ રહ્યા હતા. રસ્તામાં ઘોડો વિફર્યો અને અમે બંને માટે સખત જોખમ આવી પડ્યું. તે વખતે અનાયાસ જ તેમણે 'યા ગૌષ' ની પોકાર કરી. આ લેખકે આ પ્રશસ્તિના રૂપમાં વ્યક્ત કરવામાં આવેલ ઘટના સાંભળીને દિલમાં તે બંને સાહેબો માટે 'إِنَّا لِلَّهِ وَإِنَّا إِلَيْهِ رَاجِعُونَ' (અમે અલ્લાહના જ છીએ અને તેના જ તરફ અમારે પાછા ફરવાનું છે - સૂરઃ બકરહ, આ. ૧૫૬) પઢ્યું.

હિમાયત, મુનાફિકોની તાગૂતની પૂજા, અહમ અને અહંકારની પૂજા અને સ્વાર્થપરાયણતા આ તમામ 'પૂજાઓ' અને 'બંદગીઓ'માં કઈ બંદગી છે, જે આજે મુસલમાનોમાં જોવા નથી મળતી ?

ઘણાંય મુસલમાનો છે, જેઓ ભૂતપ્રેત-વિદ્યાની લ્યાનતોમાં જકડાયેલા છે. તેમણે જંતર-મંતર, તાવીજ અને માદળિયાં અને દોરા-ધાગા[1], શુકન-અપશુકન, જાદુ, અને નજરબંદી વગેરેને રોજીરોટીનું સાધન બનાવી રાખ્યું છે. જિન્નાતો અને શૈતાનોને વશમાં કરવાના જપ અને વજીફાઓનું જ્ઞાન જ તેમના માટે ખરું જ્ઞાન છે. જિન્નાતોને કાબૂમાં કરવા માટે વિભિન્ન પ્રકારના જપ-તપ (રિયાઝતો) કરે છે, ચિલ્લાકશી (ચાલીસ દિવસ સુધી એકાંતવાસમાં રહીને લગાતાર મંત્રો પઢવા) કરે છે, માનતાઓ માને છે અને ચડાવા ચઢાવે છે, તેમને ઇલ્મે-ગૈબ (અદૃશ્ય-જ્ઞાન)નું માધ્યમ સમજે છે. તેમને સ્થાયી અને નિશ્ચિત રૂપે નફા-નુકસાનના માલિક સમજે છે. તેમની મદદ માગે છે. તેમના સંબંધે અલ્લાહે જાયઝ અને વૈધ કરેલ ઘણી વસ્તુઓને હરામ ઠરાવી દે છે અને ઘણી નાજાયઝ વસ્તુઓને જાયઝ કરી લે છે.

બીજા ઘણાં છે જેઓ ઇલ્મે-અસ્મા (અલ્લાહના નામોની વિદ્યા) અને વિશિષ્ટ કલ્માઓ (મંત્રો) અને વસ્તુઓના ચક્કરમાં રહે છે અને આ ઇલ્મનો ઉપયોગ એવા જ ખરાબ હેતુઓ માટે કરે છે, જેમાં તેમના પુરોગામી યહૂદીઓ કરતા હતા; ત્યાં સુધી કે કેટલાક દુષ્ટોએ સ્વયં મહાન કુર્આનનો ઉપયોગ પણ પ્રેમ અને વેર, કોઈના પર કાબૂ મેળવવા કે વશીભૂત કરવા અને કોઈના વચ્ચે ભાગલા પડાવવા માટે કરે છે, તેમજ તેમણે ગર્ભનિરોધ અને ગર્ભાધાન, બલ્કે જાતીય સુખની મુદ્દત વધારવા માટેના નુસખાઓના કાર્યાલયો બનાવી રાખ્યા છે. આ પ્રકારના નુસખાઓના શોખીનો અલ્લાહની નેઅમતોને અમુક સમયે હંગામી ધોરણે અને અમુક સમયે હંમેશ માટે હરામ કરી લે છે. આ જૂથના કેટલાક લોકોની સામે જ્યારે મેં વાત મૂકી કે અલ્લાહના હુકમ વિના કોઈ વસ્તુને હરામ કે હલાલ કરી લેવી શિર્ક છે, તો તેમને ઘણું આશ્ચર્ય થયું.

૧. અહાદીસે-નબવીથી જે તાવીજો માટે વધારેમાં વધારે છૂટ મળે છે તે - સૌપ્રથમ તો તે ખાસ સંજોગો માટે છે, બીજું એ કે તેનો અસલી હેતુ કેવળ એક અલ્લાહની પનાહ, પોતાની જાતને તેને સમર્પિત કરી દેવી અને અલ્લાહ સિવાય અન્ય તમામથી સંબંધ-વિચ્છેદ છે. બાકી રહી તે તાવીજો, જેમાં નિરર્થક અને નકામા લખાણો હોય છે અને જેમાં શિર્કની ભેળસેળનો અંદેશો કે માહિતી હોય છે, તેની છૂટની શરીઅતમાં કોઈ જ સંભાવના નથી. પરંતુ એ જોઈને અત્યંત પીડા થાય છે કે તાવીજ વેચવાની આજની દુકાનો મોટાભાગે એવા જ તાવીજોથી ચાલી રહી છે, જેમાં સામાન્ય રીતે શિર્કવાળાં અને જેનો અર્થ ન સમજાય તેવા શબ્દો પર આધારિત હોય છે, અને જો કુર્આનની આયતોથી પણ પનાહ માગવામાં આવે છે તો સામાન્ય રીતે તેમાં હેરફેર કરીને. એક બુઝુર્ગે સ્વયં મને વિંછીનો એક અમલ બતાવ્યો, જેમાં સૂરઃ નાસના દરેક શબ્દનો છેલ્લો અક્ષર ગાયબ કરી દીધો હતો. મેં તેમને કહ્યું, હઝરત, કુર્આનને વિકૃત અને નિરર્થક કરીને તેની જવાબદારી તમે જ ઉઠાવો, મને તેનાથી માફ જ કરી દો. આ અપમાનથી તેઓ મારાથી ખૂબ નારાજ થઈ ગયા.

# મુસલમાનોની વર્તમાન સ્થિતિની સમીક્ષા

આ તો એ જૂથો અને સમુદાયોની સ્થિતિ હતી જેઓ શિર્ક-દુશ્મનીના દાવેદાર પણ નથી. હવે આપણે એ સમુદાયની હાલત પર એક નજર નાખવાની છે, જેઓ શુદ્ધ તૌહીદના પાયા પર ઊભો થયો છે અને જેને ઊભો કરવાનો એક માત્ર ઉદ્દેશ્ય એ જ હતો કે દુનિયામાંથી શિર્કને મિટાવીને તૌહીદની સ્થાપના કરે.

એ વાત તદ્દન નિશ્ચિત છે કે સ્થાન બદલાઈ જવાથી કોઈ વસ્તુની હકીકત નથી બદલાઈ જતી. જે વસ્તુ મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ) માટે શિર્ક છે, એહલે કિતાબ (યહૂદીઓ અને ખ્રિસ્તીઓ) માટે શિર્ક છે, મુનાફિકો (દંભીઓ, ઈમાન અને ઈસ્લામનો જૂઠો દાવો કરનાર પાખંડીઓ) માટે શિર્ક છે; એ જ વસ્તુ જો મુસલમાનોમાં જોવા મળશે તો તે તૌહીદ નહીં બની જાય, શિર્ક જ રહેશે. નાપાકી અને અપવિત્રતા કોઈ ઠીકરામાં હોય કે સોના-ચાંદીના કોઈક સુંદર વાસણમાં, બંને જગ્યાએ નાપાકી છે. આ ફેરફારથી તેની સચ્ચાઈ અને સત્ત્વ નથી બદલાઈ જતા. અલબત્ત્, સંજોગોના ફેરફારથી તેનો હુકમ જરૂર બદલાઈ જશે. ડુક્કર અને દારૂ નાપાક છે, અને દરેક સ્થિતિમાં તે નાપાક છે, પરંતુ કોઈ વ્યાકુળ અને મજબૂર માણસ જો જીવ બચાવવા માટે, જીવ બચી જાય તેટલા પ્રમાણમાં તેમાંથી કંઈક ખાઈ લે છે તો શરીઅત તે અંગે કોઈ પકડ નથી કરતી. એક તો છે ઘટના અને એક છે સંજોગોમાં ફેરફારના કારણે તેનો હુકમ. આ પ્રકરણમાં અમે ઘટનાના સ્વરૂપની સમક્ષા કરીશું અને આના પછીના પ્રકરણમાં તે અંગેના આદેશનું વર્ણન કરીશું.

મુસલમાનોની વર્તમાન હાલતનું જો વિશ્લેષણ કરવામાં આવે અને વ્યર્થ અભિમાન જો સત્યના સ્વીકાર કરવામાં અવરોધરૂપ ન બને, તો એ વાત સ્વીકારવી પડશે કે આરબોની અજ્ઞાનતાથી લઈને મુનાફિકો સુધી શિર્કના જેટલા પ્રકારોનું વર્ણન કરવામાં આવ્યું છે, તે બધા નહીં તો તેમનો મોટો ભાગ મુસલમાનોમાં જોવા મળે છે, કેવળ સ્વરૂપ બદલાઈ ગયેલ છે. આરબોની અજ્ઞાનતામાં જિન્નાતોની પૂજા, નક્ષત્રો અને તારાઓની ઉપાસના, બાપદાદાઓની બંદગી, સ્વ અને અહમની પૂજા, એહલે કિતાબની ધાર્મિક વિદ્વાનોની પૂજા, જિબ્તની પૂજા, તાગૂતની પૂજા, કોમપરસ્તી અને શિર્કની

સને ૧૯૧૪ માં થયેલ પ્રથમ વિશ્વ યુદ્ધે જ્યારે લોકતંત્રોનાં કમજોરી ખોલી નાખી, તો યુરોપના કેટલાક દેશોમાં સરમુખત્યારશાહીની શરૂઆત થઈ. લોકશાહી અને સરમુખત્યારશાહીમાં ભેદ માત્ર સભ્યો કે સ્વામીઓની સંખ્યાનો છે. લોકશાહીમાં ઘણાં ખુદાઓ મળીને કાનૂન બનાવે છે અને ખુદાઈ કરે છે, સરમુખત્યારશાહીમાં કેવળ એક ખુદા પોતાના ભાગીદારો અને સહાયકોની મદદથી ખુદાઈ કરે છે.

## રશિયા

રશિયામાં સામ્યવાદની બોલબાલા છે. સામ્યવાદ લોકશાહીનું અંતિમ પગથિયું છે. લોકશાહીએ ધર્મ અને ખુદાને ખાનગી જીવનની સાથે વિશેષ કરી દીધા હતા, સામ્યવાદે આ સંબંધને પણ કાપી નાખ્યો, અને માનવ-જીવનના દરેક ક્ષેત્ર પર માનવીના શાસનને થોપી દીધું. ત્યાં ખ્રિસ્તીઓના ત્રણ ખુદાઓની જગ્યાએ માર્કસ, લેનિન અને સ્ટાલિનની ત્રિમૂર્તિ છે. આ ત્રણની ત્રિપુટીએ જે ધાર્મિક આસ્થાઓ, જે નૈતિક વ્યવસ્થા અને જે આર્થિક અને સામાજિક વ્યવસ્થા ઘડી કાઢી છે, તે જ રશિયાનો દીન છે.

